

પુસ્તક પ્રાપ્તિસ્થાન
શ્રી પ્રાચીન-શ્રુત-સંરક્ષક સમિતિ
દિનેશચંદ્ર નગીનદાસ પરીખ
કાપડ બજાર (જી. ખેડા)
Po. કપડવંજ





પ્રભુ-ગુણ-ગાનનું મહત્ત્વ

શુદ્ધાત્મસ્વરૂપી
વીતરાગ-પ્રભુના અનંતાનંત ગુણો પૈકી
યથામતિ યથાશક્તિ કળાતા ગુણોની
નિખાલસ સ્તવના
ભવસમુદ્રથી પાર ઉતારનાર થાય છે.





મુદ્રક : કેનીમેક પ્રીન્ટર્સ કાલુપુર તથા મંગલ મુદ્રણાલય,
રતનપોળ, અમદાવાદ

# પ્ર કા શ કી ય

દેવ-ગુરુકૃપાએ, પ્રાચીન-પૂર્વાચાર્યકૃત તીર્થંકર-પરમાત્માઓના સ્તવનોની ચોવિશીઓના સંગ્રહ સ્વરૂપ પ્રસ્તુત-પુસ્તકનું પ્રકાશન કરતાં અમો ગૌરવ અનુભવીએ છીએ.

કેમ કે સં. ૨૦૩૪ માં ૩૧ ચોવિશીઓના સંગ્રહરૂપે પ્રથમ ભાગ પ્રકાશિત કરવા અમે ભાગ્યશાળી બનેલા, ત્યાર પછી બીજી ૨૯ ચોવિશીઓના સંગ્રહરૂપ આ બીજો ભાગ પણ ૧૨ વર્ષ લગભગના ગાળામાં પ્રેસની કાગળની ઘણી હાડમારી છતાં પ્રકાશિત કરી શકીએ છીએ !

અમારી સંસ્થા આપણા જીવન-પ્રાણ સમા આગમોને પ્રાચીન પદ્ધતિએ લહીયાઓ પાસે ટીકા સહિત દેશી-કાશ્મીરી કાગળો પર લખાવવારૂપે શ્રુતજ્ઞાનનાં પ્રાચીન વારસાને જાળવવાનું પુણ્યકાર્ય કરવા સાકાર બની છે.

તેમાં અમારી સંસ્થાના પ્રાણપ્રેરક પૂ. આગમોદ્ધારક આગમજ્યોતિર્ધર આચાર્યદેવશ્રીના શિષ્યરત્ન પૂ. પં. શ્રી સૂર્યોદયસાગરજી મ. શ્રીમ. શ્રીની પ્રેરણા મુખ્ય છે.

તેથી તેઓના પ્રેરણાથી આગમો લખાવવા ઉપરાંત બીજા પણ તાત્વિક-પ્રાચીન સાહિત્યના સુરક્ષાના કાર્યમાં અમો લાભ લઈએ છીએ.

એથી પ્રાચીન સ્તવનોની ચોવિશીઓનો સંગ્રહ માત્ર જૂજ નકલો તે પણ કબાટમાં ક્યાંય આડીઅવળી પડી રહેવાની સ્થિતિમાં વિનાશોન્મુખ બની રહેવા પામે તે સ્થિતિમાંથી સ્તવન ચોવિશીઓના વિશાળ-સંગ્રહને ઉગારવા અમારી કાર્ય-શક્તિક્ષેત્રની સીમાઓ

(૧) પ્રભુનું નામ
(૨) પિતાનું નામ
(૩) માતાનું નામ
(૪) જન્મનગરી
(૫) લાંછન
(૬) શરીરવર્ણ
(૭) શરીરની ઉંચાઈ
(૮) દીક્ષા પરિવાર.
(૯) આયુષ્ય.
(૧૦) સાધુ સંખ્યા.
(૧૧) સાધ્વી સંખ્યા
(૧૨) નિર્વાણસ્થળ.
(૧૩) અધિષ્ઠાયક યક્ષ
(૧૪) અધિષ્ઠાયિકા યક્ષિણી.

**(૫) પૂ. ભાણવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.**
જેમાં ભક્તિભર્યા લહકાથી ભરપૂર રીતે પ્રભુ સાથે અંતરંગ વાતો કરવાની રીત-અદ્‌ભુત શૈલિથી વર્ણવી છે.

**(૬) પૂ. શ્રી આણંદવર્ધનજી મ. કૃત સ્તવન ચોવિશી.**
જેમાં ગીતની પદ્ધતિએ ત્રણ કે ચાર ગાથામાં અપૂર્વ ભક્તિરસ વર્ણવ્યો છે.

**(૭) પૂ. શ્રી લક્ષ્મી વિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.**
જેમાં નીચે મુજબનાં સ્તવનો મહત્ત્વનાં છે.

* **શ્રી અજિતનાથ પ્રભુ સ્તવન**—આધ્યાત્મિક-ભાવોની છણાવટ.
* **શ્રી સંભવનાથ** „ „ યોગ-માર્ગના પ્રાથમિક પદાર્થોની રજુઆત.
* **શ્રી અભિનંદન** „ „ આજ્ઞાતત્ત્વની પ્રધાનતા.
* **શ્રી સુમતિનાથ** „ „ સમ્યક્ત્વ-વિચાર.
* **શ્રી સુવિધિનાથ** „ „ આન્તરિક-શત્રુઓનો અદ્‌ભુત વિજય.
* **શ્રી વાસુપૂજ્ય** „ „ શ્રી જિનશાસન-રત્નનું સુંદર રૂપક.
* **અરનાથ** „ „ પ્રભુ-ધ્યાનનું મહત્ત્વ.
* **શ્રી નમિનાથ** „ „ આધ્યાત્મિક અંતરંગ-યાત્રાનું વર્ણન.

* શ્રી મુનિસુવ્રત „ „ નિગોદનું સુંદર વર્ણન.
* શ્રી નમિનાથ „ „ આત્મ-તત્ત્વનું શુદ્ધ સ્વરૂપ.

(૮) પૂ. ઉપાધ્યાય માનવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.

આ ચોવિશીમાં વિશિષ્ટ શૈલિમાં અદ્‌ભુત રીતે ભક્તિરસ પૂ. ઉપાધ્યાયશ્રીએ ઠાલ્યો છે, છતાં વિશિષ્ટ સ્તવનો નીચે મુજબ છે.

* શ્રી ઋષભદેવ જિન સ્તવન—ભક્તિનું મહત્ત્વ.
* શ્રી અભિનંદન „ „ આધ્યાત્મિક ઉપાલંભ.
* શ્રી સુમતિનાથ „ „ શબ્દ-ચમક તથા દૈવતો ભક્તિયોગ તથા પિંડસ્થ ધ્યાનવિચાર.
* શ્રી પદ્મપ્રભ „ „ પદસ્થ „ „
* શ્રીસુપાર્શ્વનાથ „ „ રૂપસ્થ „ „
* શ્રી ચંદ્રપ્રભ „ „ રૂપાતીત „ „
* શ્રી શ્રેયાંસનાથ „ „ ૮ પ્રાતિહાર્ય-વર્ણન તથા આધ્યાત્મિક-ખેતીનું વર્ણન
* શ્રી વિમલનાથ „ „ પ્રભુજીને મનમાં પધરાવવાની અદ્‌ભુત વાત.
* શ્રી મુનિસુવ્રત „ „ પ્રભુની નિષ્કારણ-ઉપકારિતા.
* શ્રી નેમિનથ „ „ કામ-વાસનાનો અદ્‌ભુત આધ્યાત્મિક વિજય
* શ્રીપાર્શ્વનાથ „ „ દૈવતત્ત્વનું અદ્‌ભુત વર્ણન
* શ્રીમહાવીરસ્વામી , „ ક્ષપક-શ્રેણિનું અદ્‌ભુત વર્ણન

(૯) શ્રી જ્ઞાનવિમલ સૂરિ મ. કૃત સ્તવન ચોવિશી.

પૂ. ધ્યાનયોગી આચાર્યશ્રીએ આખી ચોવિશીમાં અદ્‌ભુત છે, જેમાં ખાસ કરી નીચેનાં સ્તવનો

(૧) પ્રભુનું નામ
(૨) પિતાનું નામ
(૩) માતાનું નામ
(૪) જન્મ નગરી
(૫) લાંછન
(૬) શરીરવર્ણ
(૭) શરીરની ઉંચાઈ
(૮) દીક્ષા પરિવાર.
(૯) આયુષ્ય.
(૧૦) સાધુ સંખ્યા.
(૧૧) સાધ્વી સંખ્યા
(૧૨) નિર્વાણસ્થળ.
(૧૩) અધિષ્ઠાયક યક્ષ
(૧૪) અધિષ્ઠાયિકા યક્ષિણી.

(૫) **પૂ. ભાણુવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.**
જેમાં ભક્તિભર્યા લટકાથી ભરપૂર રીતે પ્રભુ સાથે અંતરંગ વાતો કરવાની રીત-અદ્ભુત શૈલિથી વર્ણવી છે.

(૬) **પૂ. શ્રી આણંદવર્ધનજી મ. કૃત સ્તવન ચોવિશી.**
જેમાં ગીતની પદ્ધતિએ ત્રણ કે ચાર ગાથામાં અપૂર્વ ભક્તિરસ વર્ણવ્યો છે.

(૭) **પૂ. શ્રી લક્ષ્મી વિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.**
જેમાં નીચે મુજબનાં સ્તવનો મહત્ત્વનાં છે.

* **શ્રી અજિતનાથ પ્રભુ સ્તવન**—આધ્યાત્મિક-ભાવોની છણાવટ.
* **શ્રી સંભવનાથ** ,, ,, યોગ-માર્ગના પ્રાથમિક પદાર્થોની રજુઆત
* **શ્રી અભિનંદન** ,, ,, આત્મતત્ત્વની પ્રધાનતા.
* **શ્રી સુમતિનાથ** ,, ,, સમ્યક્ત્વ-વિચાર.
* **શ્રી સુવિધિનાથ** ,, ,, આન્તરિક-શત્રુઓનો અદ્ભુત વિજય.
* **શ્રી વાસુપૂજ્ય** ,, ,, શ્રી જિનશાસન-તત્ત્વનું સુંદર રૂપક.
* **અરનાથ** ,, ,, પ્રભુ-ધ્યાનનું મહત્ત્વ.
* **શ્રી મલ્લિનાથ** ,, ,, આધ્યાત્મિક અંતરંગ-યાત્રાનું વર્ણન.

* શ્રી મુનિસુવ્રત „ „ નિગોદનું સુંદર વર્ણન.
* શ્રી નમિનાથ „ „ આત્મ-તત્ત્વનું શુદ્ધ સ્વરૂપ.

(૮) પૂ. ઉપાધ્યાય માનવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.
આ ચોવિશીમાં વિશિષ્ટ શૈલિમાં અદ્‌ભુત રીતે ભક્તિરસ પૂ. ઉપાધ્યાયશ્રીએ ઠાલ્યો છે, છતાં વિશિષ્ટ સ્તવનો નીચે મુજબ છે.

* શ્રી ઋષભદેવ જિન સ્તવન—ભક્તિનું મહત્ત્વ.
* શ્રી અભિનંદન „ „ આધ્યાત્મિક ઉપાલંભ.
* શ્રી સુમતિનાથ „ „ શબ્દ-ચમક તથા હૈયાનો ભક્તિયોગ તથા પિંડસ્થ ધ્યાનવિચાર.
* શ્રી પદ્મપ્રભ „ „ પદસ્થ „ „
* શ્રીસુપાર્શ્વનાથ „ „ રૂપસ્થ „ „
* શ્રી ચંદ્રપ્રભ „ „ રૂપાતીત „ „
* શ્રી શ્રેયાંસનાથ „ „ ૮ પ્રાતિહાર્ય-વર્ણન તથા આધ્યાત્મિક-ખેતીનું વર્ણન
* શ્રી વિમલનાથ „ „ પ્રભુજીને મનમાં પધરાવવાની અદ્‌ભુત વાત.
* શ્રી મુનિસુવ્રત „ „ પ્રભુની નિષ્કારણ-ઉપકારિતા.
* શ્રી નેમિનથ „ „ કામ-વાસનાનો અદ્‌ભુત આધ્યાત્મિક વિજય
* શ્રીપાર્શ્વનાથ „ „ દેવતત્ત્વનું અદ્‌ભુત વર્ણન
* શ્રીમહાવીરસ્વામી , „ ક્ષપક-શ્રેણિનું અદ્‌ભુત વર્ણન

(૯) શ્રી જ્ઞાનવિમલ સૂરિ મ. કૃત સ્તવન ચોવિશી.
પૂ. ધ્યાનયોગી આચાર્યશ્રીએ આખી ચોવિશીમાં અદ્‌ભુત તત્ત્વો વર્ણવ્યાં છે, જેમાં ખાસ કરી નીચેનાં સ્તવનો વિશિષ્ટ છે.

- શ્રી ચંદ્રપ્રભ .. અંતરમાં મારી સાથે
- શ્રી સુવિધિનાથ .. .. પ્રભુ તારી પ્રીતિ કેવી ! નહીં મારી ઓળખાણ.
- શ્રી શ્રેયાંસનાથ .. .. અહીં જ્ઞાનમાતા
- શ્રી શાંતિનાથ .. .. અંતર નિવેદન
- શ્રી પાર્શ્વનાથ .. .. દેવાધિદેવની સેવાનું મહત્વ.
- શ્રી મહાવીર .. .. આધ્યાત્મિક અંતરંગ પૂજન વર્ણન.

(૧૫) શ્રી ઉદયરત્નજી મ. કૃત સ્તવન ચોવિશી.

પૂજ્યશ્રીએ ત્રણ કે ચાર ગાથાના ટૂંકા સ્તવનોમા પ્રભુ ભક્તિનાં અનેક પાસાં બાળગમ્ય શૈલિમાં ગૂંથ્યાં છે.

(૧૬) શ્રી જિનવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.

શ્રી જિનવિજયજી મ. શ્રીએ પ્રભુભક્તિમાં વિશિષ્ટ ભાવોલ્લાસ ઉપજાવે તેવી શૈલિમાં રચેલી શાસ્ત્રીય-પદાર્થોની ગૂંથ ણીવાળી સુંદર આ ચોવિશીનાં મહત્વનાં સ્તવનો નીચે મુજબ.

(૧) શ્રી ઋષભદેવ જિન સ્તવન—સુંદર આધ્યાત્મિક ભાવો.
(૨) શ્રી અજિતનાથ „ „ પ્રભુ-સેવાની સર્વોત્તમતા.
(૩) શ્રી સંભવનાથ „ „ ચાર મૂળ-અતિશયોની વિગત
(૪) શ્રી પદ્મપ્રભ „ „ આત્મનિવેદન-( ગદ્યરૂપે )
(૫) શ્રી સુપાર્શ્વનાથ„ „ સેવ્ય-સેવકભાવની સુંદર ઘટના.
૬ „ „ મન-મંદિરની આદર્શ વિવેચના
૧૪ „ „ આંતર ભાવયુદ્ધ-દોષ વિજયનું રૂપક.

(૮) શ્રી અનંતનાથ ,, ,, પ્રભુની સર્વોત્તમતાનો ચિતાર.
(૯) શ્રી શાંતિનાથ ,, ,, ચૈત્યવંદન-ભાષ્યનાં ૧૦ ત્રિકોની સુંદર ગુંથણી.
(૧૦) શ્રી અરનાથ ,, ,, ૧ થી ૨૪ સંખ્યાના ધોરણે આધ્યાત્મિક-સંકેત રૂપ દોષ ગુણનું વર્ણન
(૧૧) શ્રી મહાવીર ,, ,, સંક્ષિપ્ત જીવન-પ્રસંગો.

(૧૭) શ્રી જિનવિજયજી મ. કૃત બીજી સ્તવન ચોવિશી.

પૂજ્યશ્રીએ ભક્તિયોગને રસતરબોળ બનાવનાર કેટલાક શાસ્ત્રીય તત્ત્વોને બાળભોગ્ય રીતે રજુ કરનારી શૈલિમાં બનાવેલ આ ચોવિશીનાં કેટલાંક વિશિષ્ટ સ્તવનો.

o શ્રી સંભવનાથ પ્રભુ સ્તવન—સંસારની રખડપટ્ટીનું વર્ણન
o શ્રી અભિનંદન જિન સ્તવન લંછનનું આધ્યાત્મિક રહસ્ય.
o શ્રી સુમતિનાથ ,, ,, પાંચની સંખ્યાએ પ્રભુનું વિશિષ્ટ મહત્ત્વ.
o શ્રી પદ્મપ્રભ ,, ,, અંતરંગ-શત્રુઓના ભાવ-યુદ્ધનું આધ્યાત્મિક વર્ણન
o શ્રી સુપાર્શ્વનાથ ,, ,, આધ્યાત્મિક-જિનાલયનું ભવ્ય-રૂપક.
ય ,, ,, મન-મંદિરની પધરામણીનું સુંદર સ્વરૂપ.
:થ ,, ,, આઠ પ્રાતિહાર્યનું વર્ણન તથા જિનવાણીનું સુંદર રૂપકાત્મક વર્ણન.

* શ્રી શાંતિનાથ „ „ વિરોધાભાસી લાગતા પ્રભુજીના ગુણોનું વર્ણન.
* શ્રી કુંથુનાથ „ „ લાંછનનું ભવ્ય રહસ્ય.
* શ્રી અરનાથ „ „ આત્મનિંદા રૂપ આંતરિક સ્થિતિ વર્ણન.
* શ્રી મલ્લિનાથ „ „ આઠ કર્મના વિનાશે ઉપજતા આત્મ-ગુણોનું વર્ણન.
* શ્રી મુનિસુવ્રતસ્વામી „ સપ્તભંગી-સ્યાદ્વાદ-ગર્ભ-વાણીનું સ્વરૂપ.
* શ્રી પાર્શ્વનાથ „ „ અંતરંગ ભાવ-સૈન્ય વર્ણન.
* શ્રી મહાવીર „ „ પ્રભુ-શાસનનું મહત્ત્વ.

(૧૮) શ્રી હંસરત્નજી કૃત સ્તવન ચોવિશી.

પ્રભુ ગુણગાનમાં અ-દ્વિતીય તન્મયતા ઉભી કરનાર આ ચોવિશીના-કેટલાંક વિશિષ્ટ સ્તવનો.

* શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન સાત બોલ ગર્ભિત વર્ણન છે.
* સુવિધિનાથ „ „ આઠ પ્રાતિહાર્યનું સુંદર વર્ણન
* શ્રી શીતલનાથ „ „ ભવ-અટવીનું ભવ્ય વર્ણન
* શ્રી વાસુપૂજ્ય „ „ મનઘરની સુંદરતાનું વર્ણન.
* શ્રી શાંતિનાથ „ „ મેઘરથ ભવમાં કરેલ પારેવાની રક્ષાના પ્રસંગનું વર્ણન.
* શ્રી મલ્લિનાથ „ „ શ્રી તીર્થંકર-પરમાત્માને સુંદર કલ્પવૃક્ષના રૂપકની ઘટના.
* શ્રી મુનિસુવ્રત „ „ આધ્યાત્મિક વર્ષાઋતુનું વર્ણન.

(૧૯) શ્રી મોહનવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.

વર્તમાનકાળની બધી ચોવિશીમાં પ્રભુ પરમાત્મા સાથે ભકિતયોગના ગાનમાં એકાકાર બની વાતો કરવા રૂપે વિવિધ લટકા અને મીઠા ઉપાલંભને સૂચવનારા શબ્દો વાકયોથી શોભતી આ ચોવિશી ખૂબજ સર્વોત્કૃષ્ટ છે.

આ ઉપરથી આના કર્તા શ્રીમોહન વિજયજીમ. "લટકાળા" એ ઉપનામથી પ્રસિદ્ધ થયા છે.
આખી ચોવિશી ખૂબજ અર્થગંભીર-ગહન છે.

(૨૦) શ્રી રામવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.

પૂ. ઉપા. શ્રી વિમલવિજયજી મ. ના શિષ્ય પૂ. રામવિજયજીમ. બનાવેલ વિશિષ્ટ કાવ્ય રચનાવાળી તત્ત્વજ્ઞાન સાથે ભક્તિરસમાં જોડનારી આ ચોવિશીનાં વિશિષ્ટ સ્તવનો—

* શ્રી સુપાર્શ્વનાથ પ્રભુસ્તવન—રાગ-દ્વેષની વિષમતાનું વર્ણન-
* શ્રી વિમલનાથ „ „ પ્રભુજીના અંગોનું સુંદર વર્ણન.
* શ્રી કુંથુનાથ „ „ પ્રભુદર્શનની મહત્તા.
* શ્રી અરનાથ „ „ અંતરંગ વિકારી-ભાવોના જયનું વર્ણન

(૨૧) શ્રી રામવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી.

પૂ. શ્રી સુમતિવિજયજી મ. ના શિષ્ય શ્રી રામવિજયજી મ. ની બનાવેલી વિશિષ્ટ શબ્દ પ્રયોગો અને વિગતોથી ભરપૂર આ ચોવિશીની વિશેષતા એ છે કે-

દરેક સ્તવનમાં તાત્ત્વિકતાની ભક્તિયોગની શૈલિએ રજુઆત સાથે ને તે પ્રભુજીના જીવનને લગતી બીનાઓ આપવામાં આવી છે, એ–

–આ ચોવિશીની આ વિશિષ્ટતા છે.

આ ચોવિશીના વિશિષ્ટ સ્તવનો.

- **શ્રી અજિતનાથ પ્રભુ સ્તવન** — દેશીરાગની સુંદર ઢાળમાં બનાવાયેલું આ સ્તવન અપૂર્વ ભક્તિરાગ ઉપજાવે છે સેવા એટલે શું ? તેનું રહસ્ય પણ વર્ણવાયું છે,
- **શ્રી ચંદ્રપ્રભ સ્વામી સ્તવન**— આંતરિક–શત્રુઓનું ટૂંકું વર્ણન
- **શ્રી વાસુપૂજ્ય પ્રભુસ્તવન** — અંતરંગ ભાવ–શત્રુઓનું સૂચનાત્મક સુંદર વર્ણન.
- **શ્રી પાર્શ્વનાથ** „ „ મેઘમાળી ઉપસર્ગનું વર્ણન

**(૨૨) શ્રી કાંતિવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી**

**પૂ. શ્રી કાંતિવિજયજી મ. શ્રી એ** વિવિધ રાગો દેશીઓમાં બનાવેલ આ ચોવિશીમાં તાત્ત્વિક બાબતો સુંદર રીતે રજુ કરી છે.

આનાં વિશિષ્ટ સ્તવનો

**શ્રી અભિનંદન જિન સ્તવન**—શ્રી તીર્થંકર પરમાત્માને સૂર્યના રૂપકની સુંદર ઘટના.

- **શ્રી સુવિધિનાથ** „ „ યોગમુદ્રા ધ્યાનધારા તથા અદ્ભુત ગુણોનું વર્ણન.
- **શ્રી વિમલનાથ** „ „ પ્રભુ મ.ના તુલનાત્મક આપણા જીવનનું વિહંગાવલોકન.

* શ્રી નમિનાથ „ „ વર્તમાન આત્મદશાનું વર્ણન.

(૨૩) શ્રી ન્યાયસાગરજી મ. કૃત સ્તવન ચોવિશી.

પૂ. ન્યાયસાગરજી મ. શ્રીએ શબ્દ-રચનાની દૃષ્ટિએ અટપટા શબ્દોવાળી રચનારૂપે બનાવેલ આ ચોવિશી ખૂબજ ભાવગંભીર છે.

આનાં વિશિષ્ટ સ્તવનો-

* શ્રી સંભવનાથ જિન સ્તવન મનમંદિરમાં ભાવપૂજાનું દ-અદ્ભુત સ્વરૂપ.
* શ્રી સુવિધિનાથ „ „ શ્રી તીર્થંકર પરમાત્માનું નય-સાપેક્ષરૂપે સર્વદેવમયપણું.
* શ્રી વિમલનાથ „ „ ભાવ પૂજાનું સંક્ષિપ્ત સ્વરૂપ
* શ્રી ધર્મનાથ „ „ ધર્મ શબ્દના ચાર નિક્ષેપાનું વર્ણન

લાંછન રહસ્ય ગર્ભિત

(૨૪) શ્રી ન્યાયસાગરજી મ. કૃત સ્તવન ચોવિશી (બીજી)

વર્તમાન કાળે ઉપલબ્ધ સઘળી ચોવિશી ઓમાં આ ચોવિશી પ્રભુજીના લાંછનોના આધ્યાત્મિક રહસ્યને સમજાવનાર તરીકે ખૂબજ મહત્ત્વની છે.

એ અપેક્ષાએ આ ચોવિશી ખૂબ અગત્યની છે.

(૨૫) શ્રી પદ્મવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી (પહેલી)

આ ચોવિશીની અપૂર્વ વિશિષ્ટતા એ છેકે-પ્રભુજીના પાંચ કલ્યાણકોની તિથિઓ, શરીરનો વર્ણ, અને આયુ આ ત્રણ બાબતો માત્ર પાંચ ગાથાના દરેક સ્તવનમાં સંક્ષેપમાંજ સરળ ગુંથી છે.

(૨૬) શ્રી પદ્મવિજયજી મ. કૃત સ્તવન ચોવિશી (બીજી)

આ ચોવિશી આધ્યાત્મિક શૈલિએ ગૂઢ ભાવભર્યા શબ્દોની ખૂબ ગુંથણીવાળી અત્યંત સુંદર છે.

આનાં વિશિષ્ટ સ્તવનો —

* શ્રી ઋષભદેવ પ્રભુ સ્તવન-સિદ્ધસ્વરૂપ વર્ણન.
* શ્રી અજિતનાથ " " આત્મ-રમણતાનું વિશિષ્ટ વર્ણન
* શ્રી અભિનંદન " " શ્રી વીતરાગ-પ્રભુની વાણીની અદ્‌ભુતતાનું માર્મિક વર્ણન
* શ્રી સુપાર્શ્વનાથ " " આમાં નીચે મુજબ કલ્યાણ મંદિરના કાવ્યોનું રૂપાંતર છે.

| સ્તવનની ગાથા | —કલ્યાણ મંદિરનું કાવ્ય |
| --- | --- |
| ૨ | ૧૦ |
| ૪-૫ | ૧૬ |
| ૬-૭ | ૧૨ |

* શ્રી ચંદ્રપ્રભ " " આનું સ્તવન જ્ઞાનસારના પ્રથમ પૂર્ણાષ્ટકનું રૂપાંતર છે.
* શ્રી શીતલનાથ " " સિદ્ધના સુખનું તાત્ત્વિક વર્ણન.
* શ્રી અનંતનાથ " " તીર્થંકરપ્રભુના ગુણોની અનંતતાનું રોમાંચક વર્ણન.
* શ્રી શાંતિનાથ " " શ્રી સિદ્ધ ભગવંતના ૩૧ ગુણોનું વર્ણન.
* શ્રી અરનાથ " " અંતરંગ શત્રુઓનું વર્ણન. સ્તવનકારની ગુરૂપટ્ટાવલીનું વર્ણન.
* શ્રી મલ્લિનાથ " " દ્રવ્ય-ગુણ-પર્યાયની તાત્ત્વિક વ્યાખ્યા.
* શ્રી નમિનાથ " " શ્રી વીતરાગ પ્રભુના વિરોધાભાસી ગુણોનું વર્ણન.

* શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન — પ્રભુદર્શનની અપૂર્વ મહત્તા (વિવિધ ઉપમાઓથી)

(૭) શ્રી વિજયલક્ષ્મી સૂરિજી મ. કૃત સ્તવન ચોવિશી.

ધ્યાન-યોગ અને શાસ્ત્રીયતત્ત્વોના રહસ્યના જાણકાર પૂ. આ. શ્રી વિજયલક્ષ્મી સૂરિજી મ. શ્રી એ વિશિષ્ટ આધ્યાત્મિક તત્ત્વ, દાર્શનિક વિચાર, નયવાદની ગહન વાત, ષડ્ દ્રવ્યનું ચિંતન, ગુણ, સ્વભાવ, પર્યાયની તાત્ત્વિક વાતો, પંચસમવાયની વાત, ચાર નિક્ષેપા આદિ અતિ વિશિષ્ટ પદાર્થોના સંકલનરૂપે આ ચોવિશી અદ્ભુત બનાવી છે,

જેનાં વિશિષ્ટ સ્તવનો નીચે મુજબ છે,

* શ્રી સંભવનાથ પ્રભુ સ્તવન આધ્યાત્મિક તત્ત્વ વિચાર
* શ્રી સુમતિનાથ „ „ પ્રભુ સાથે આપણી વિષમ તુલનારૂપે આત્મગર્હા,
* શ્રી પદ્મપ્રભ „ „ ષડ્દર્શન-વિચારની અદ્ભુત ગુંથણી.
* શ્રી સુપાર્શ્વનાથ „ „ સાત નયોના સ્વરૂપનો સરલ વિચાર.
* શ્રી ચંદ્રપ્રભ „ „ આઠ કર્મના ક્ષયથી ઉપજતા આત્મ-ગુણોનો વિચાર.
* શ્રી શીતલનાથ „ „ ષડ્દ્રવ્ય-વિચારની સુંદર ઘટના.
* શ્રી શ્રેયાંસનાથ „ „ ગુણ-પર્યાયની વિચક્ષણતા.
* શ્રી વાસુપૂજ્ય „ „ શ્રી તીર્થંકર-પરમાત્માના અદ્ભુત રૂપનું શાસ્ત્રીય વર્ણન
* શ્રી અનંતનાથ „ „ શ્રી જિનવાણીનું માર્મિક વર્ણન.

| | | |
|---|---|---|
| * શ્રીધર્મનાથ | ,, ,, | બાર પર્ષદા સંબંધી વિચાર. |
| * શ્રી શાંતિનાથ | ,, ,, | શ્રી આનંદઘનજી મ.ના શ્રી સુપાર્શ્વનાથપ્રભુના સ્તવનની યાદ અપાવે તેવા શ્રી તીર્થંકર-પરમાત્માના ગુણ-જન્ય યથાર્થ વિવિધ નામો. |
| * શ્રી કુંથુનાથ | ,, ,, | પંચ-સમવાય-વિચારની ગુંથણી. |
| * શ્રી અરનાથ પ્રભુ | સ્તવન | 'દર્શન'-પદાર્થની વિવિધ રીતે વિચારણા. |
| * શ્રી મલ્લિનાથ | ,, ,, | ચાર નિક્ષેપાની વિચારણા. |
| * શ્રી નેમિનાથ | ,, ,, | પ્રભુજીના અદ્‌ભુત ગુણોના વર્ણન સાથે દ્રવ્ય-ભાવપૂજાનું શાસ્ત્રીય સ્વરૂપ. |
| * શ્રી મહાવીરપ્રભુ | ,, ,, | પ્રભુજીના અદ્‌ભુત ભાવવાહી અર્થ-ગંભીર-વિરહનું વર્ણન. |

**(૨૮) શ્રી કીર્તિવિમલજી મ. કૃત સ્તવન-ચોવિશી**

બાળજીવોને ઉપયોગી ભક્તિરસપોષક સહજભાવે શ્રી વીતરાગ-પ્રભુના ઉદાત્ત સ્વરૂપને ઓળખી શકાય તેવી સ્વરસવાહી-શૈલીમાં બનેલા પાંચથી સાત ગાથાના સ્તવનોની આ ચોવીશી ખૂબ જ પ્રાસાદિક છે.

વળી આમાં અવારનવાર પૂ. શ્રીતીર્થંકર ભગવંતોનાં નામ, પિતા, માતા, જન્મનગરી, લંછન, શાસનયક્ષ-યક્ષિણી વિગેરે બોલોને પણ ગુંથવામાં આવ્યા છે.

આખી ચોવીશી સમભાવ મહત્ત્વની છે.

**(૨૯) શ્રી દાનવિમલજી મ. કૃત સ્તવન-ચોવિશી**

આ ચોવીશી પણ બાળજીવોપયોગી સરળ ભાવવાહી અંતરથી

ઉભરેલા ભક્તિયોગના સુ-મધુર શબ્દોની ઝમકવાળી માત્ર પાંચ ગાથાના સ્તવનોની વિવિધ દેશી રાગોમાં બનેલી છે.

એકંદરે બાળ-જીવોપયોગી નાની ચોવિશી છે.

## (૩૦) શ્રી વિનીતવિજયજી મ. કૃત સ્તવન-ચોવિશી

બાળભોગ્ય પદાર્થો સાથે યોગ-શાસ્ત્રીય પદાર્થોની ભવ્ય રજુઆત-વાળી આ ચોવિશી પ્રાયઃ પાંચ ગાથાના સ્તવનોની એકંદર મધ્યમ બુદ્ધિના ભાવિક જીવોના ભાવોલ્લાસને વધારનારી છે.

## (૩૧) શ્રી અમૃતવિજયજી મ. કૃત સ્તવન-ચોવિશી

અત્યંત ગંભીર ભાવોને સ્પર્શવા સાથે ભક્તિયોગના નિરૂપણને વધુ વ્યવસ્થિત રીતે વિકસાવનાર વિશિષ્ટ ભક્તિપ્રધાન શબ્દગૂંથણી-વાળી આ ચોવિશી પ્રાચીન-મારવાડી-દેશી ભાષાના શબ્દોવાળી ક્યાંક આગમિક-પદાર્થોના ઝળકારાવાળી ખૂબ જ સરળ ભાષામાં શ્રી વીતરાગ પરમાત્માના સ્વરૂપનું નિદર્શન કરાવે છે.

એકંદર મધ્યમબુદ્ધિવાળા જીવોને હિતકર આ ચોવિશી છે.

## (૩૨) શ્રી પ્રમોદસાગરજી મ. કૃત સ્તવન ચોવિશી

આ ચોવિશીમાં શ્રી તીર્થંકર પરમાત્માના વિશિષ્ટ અદ્ભુત જીવનચરિત્રની જાણકારી બાળજીવોને થાય તે આશયથી નીચે જણાવેલા વિશિષ્ટ તેર બોલોની ફૂલ-ગુંથણી ભવ્ય રીતે કરવામાં આવી છે.

| | |
|---|---|
| ૧ નામ | ૮ શરીરવર્ણ |
| ૨ લંછન | ૯ ગણધર સંખ્યા |
| ૩ જન્મનગરી | ૧૦ સાધુ સંખ્યા |
| ૪ માતા | ૧૧. સાધ્વી સંખ્યા |
| ૫ પિતા | ૧૨ યક્ષ |
| ૬ આયુ | ૧૩ યક્ષિણી |
| ૭ ઉંચાઈ | |

### (૩૩) શ્રી ભાણચંદ્રજી મ. કૃત સ્તવન ચોવિશી

અત્યંત ઉચ્ચકોટિના ભક્તિયોગની રજૂઆતવાળી આ ચોવિશી બાળ-મધ્યમ અને બુધજીવોને સંતોષ આપે તેવી સુરમ્ય શૈલિમાં રચાએલ છે.

જેમાં અનેક વિશિષ્ટતાઓ સમાએલી છે જે નીચેના સ્તવનો જોતાં માલુમ પડે તેમ છે.

* **શ્રી અજિતનાથ પ્રભુ સ્તવન** પ્રભુએ ભાખેલ ધર્મની અદ્વિતીય મહત્તા.
* **શ્રી સુમતિનાથ** ,, ,, પ્રભુના અદ્ભુત લોકોત્તર-રૂપનો મહિમા.
* **શ્રી સુપાર્શ્વનાથ** ,, ,, ભક્તિયોગ-વાસનાનું વર્ણન.
* **શ્રી ચંદ્રપ્રભ** ,, ,, અરિહંત-પ્રભુજીના ચાર અતિશયોનું વર્ણન.
* **શ્રી વાસુપૂજ્ય** ,, ,, પ્રભુ-નામ-સ્મરણની વિશિષ્ટ મહત્તા.
* **શ્રી અનંતનાથ** ,, ,, શ્રી તીર્થંકર પરમાત્માની લોકોત્તર રૂપ-કાંતિનું શાસ્ત્રીય વર્ણન
* **શ્રી શાંતિનાથ** ,, ,, પ્રભુજી સામે અંતરવ્યથાનું વર્ણન.
* **શ્રી અરનાથ** ,, ,, પ્રભુજીના જન્મ કલ્યાણકનું વર્ણન.
* **શ્રી મલ્લિનાથ** ,, ,, લાંછનનું અદ્ભુત રહસ્ય
* **શ્રી નમિનાથ** ,, ,, ,, ,, ,,

### (૩૪) શ્રી ખુશાલમુનિકૃત સ્તવન ચોવિશી

શાસ્ત્ર અને અધ્યાત્મમાર્ગના મર્મજ્ઞ શ્રી ખુશાલમુનિએ

'આ ચિોવિશીમાં માત્ર પાંચ કે છ ગાથાની મર્યાદામાં રહી વિવિધ શાસ્ત્રીય-તત્ત્વોની સમજુતી સાથે અપૂર્વ રીતે ભક્તિયોગને પોષણ આપ્યું છે.

**આ ચોવીશીનાં વિશિષ્ટ સ્તવનો**

| | |
|---|---|
| * **શ્રી સંભવનાથ પ્રભુ સ્તવન** | પ્રભુજીના અંગોપાંગોની સુંદરતાનું વર્ણન. |
| * **સુવિધિનાથ ,, ,,** | પ્રભુજી પર પ્રીતિ કેવી ? તેની સરળ સમજુતી. **પૂ. ઉપા. શ્રી યશો વિ.મ. ના** "*અજિતજિણંદશું પ્રીતડી*." સ્તવનનું સંભારણું થાય તેવું આ સ્તવન છે. |
| * **શ્રી કુંથુનાથ જિન સ્તવન** | પ્રભુજીને આંતરિક ભક્તિભાવ ભર્યો મીઠો ઉપાલંભ. આ સ્તવનથી **પૂ. ઉપા. શ્રી યશોવિજયજી મ. ના "ચંદ્રપ્રભજિનેશ્વર સાહિબારે"** સ્તવનને યાદ કરાવે તેવું આ સ્તવન છે. |
| * **શ્રી મલ્લિનાથ ,, ,,** | ભવ-ભ્રમણનો દૂંક ચિતાર રજુ કર્યો છે. |
| **,, ,,** | **પ્રભુ મહાવીર**-પરમાત્મા પ્રતિ અદ્દભુત ભક્તિભાવ તેઓશ્રીના નિર્વાણ-કલ્યાણકને કેન્દ્રમાં રાખી આ સ્તવનમાં રજુ કરો

વળી પૂ.શ્રી ગૌતમસ્વામીજી મ
ના વિલાપનું સ્મરણ કરાવનાર
આ સ્તવન જણાય છે.

**(૨૫) શ્રી ચતુરવિજયજી મ. કૃત સ્તવન-ચોવિશી.**

છદ્મસ્થ-આત્માઓને કર્મના આવરણથી ઉભી થયેલ સંસારી વિકલતાને ખંખેરવા ભક્તિભાવભર્યા શબ્દોની વ્યવસ્થિત-સંકલનાવાળી આ ચોવિશી ખૂબજ ભાવવાહી છે.

**આનાં વિશિષ્ટ સ્તવનો—**

* **શ્રી અજિતનાથ પ્રભુ સ્તવન** „ લાંછનનું અદ્ભુત રહસ્ય
* **શ્રી સુવિધિનાથ** „ „ મનની ગતિ વિધિ અને તેના નિગ્રહનું સ્વરૂપ.

**(૩૬) શ્રી દેવચંદ્રજી મ. કૃત સ્તવન-ચોવિશી.**

આધ્યાત્મિક-જગતના બે-તાજ બાદશાહ સમા શાસ્ત્રયોગી સમર્થ વિદ્વાન અધ્યાત્મયોગીશ્રી **શ્રી દેવચંદ્રજીમ.**ની આ ચોવિશી

અત્યંત અદ્ભુત વિશિષ્ટ શૈલિએ **સપ્તભંગી, સ્યાદ્વાદ, ષડ્દ્રવ્યવિચાર, નયવિચાર** આદિદ્વારા

પરમાત્માના લોકોત્તર વિશિષ્ટ સ્વરૂપને ભવ્યજીવોના માનસમાં ઉપજાવનાર છે.

**એકંદરે આ ચોવીશી સ્તવન-સૃષ્ટિમાં અર્થ-ગાંભીર્યની દૃષ્ટિએ બેનમૂન ઉત્તમ આસ્પદ ધરાવનારી છે.**

**(૩૭) શ્રી દેવચંદ્રજીમ. કૃત અતીત-જિન સ્તવન-ચોવિશી.**

વર્તમાન સ્તવન-ચોવિશી-જગતમાં જવલ્લે જ મળી આવતી **અતીત ચોવિશી**ના સ્તવનો વાળી આ **ચોવિશી** ( જો કે કાલબળે ૭-૮. ના સ્તવનો ન મળવાથી ત્રુટક છે )

જેમાં નાનાં સ્તવનો ખૂબજ મઝાનાં છે.

* ૩ શ્રી સાગર પ્રભુ સ્તવન ,, દ્રવ્ય-પર્યાયની સૂક્ષ્મતમ વાતો- નો વિચાર.
* ૪ શ્રી મહાયશ ,, ,, આધ્યાત્મિક-ફાગ-હોરીનું વર્ણન.
* ૫ શ્રી વિમલનાથ ,, ,, દ્રવ્યશકિત અને પર્યાય સંબંધી ખૂબ અદ્‌ભુત વિવેચના.
* ૬ શ્રીસર્વાનુભૂતિ ,, ,, સંસારના પરિભ્રમણનો કાયા-સ્થિતિ ના માધ્યમથી વિચાર.
* ૮ શ્રી દત્તપ્રભુ ,, ,, પ્રભુ-ગુણ-ગાનના પ્રતાપે આંતરિક ગુણોના થતા વિકાસનું આધ્યાત્મિક ફાગરૂપે વર્ણન.
* ૧૦ શ્રી સુતેજા પ્રભુ ,, ,, ઉત્પાદ-વ્યય અને ધ્રુવતાનું સુંદર વર્ણન.
* ૧૪ શ્રી શિવગતિ ,, ,, પ્રભુની સેવાનો નય સાપેક્ષ વિચાર.
* ૧૯ શ્રી કૃતાર્થ ,, ,, અદ્‌ભુત ભકિતયોગનું વર્ણન.

**(૩૮) શ્રી જીવણ વિજયજીમ. કૃત સ્તવન-ચોવિશી.**

વિવિધ ભાવ-ભર્યા શબ્દોમાં બાળજીવોના ભકિતરસને પોષક ઉદાત્ત-શૈલિથી કર્તાએ આ ચોવિશીમાં પાંચ કે સાત ગાથાના ટૂંકા પ્રમાણનાં સ્તવનો દ્વારા શ્રી વીતરાગ-પરમાત્માના અપૂર્વ ભકિતયોગનું ભાવોલ્લાસવર્ધક વર્ણન કર્યું છે.

**એકંદર આ ચોવિશી ખૂબ જ ભાવવાહી છે.**

**(૩૯) શ્રી દાનવિજયજી મ. કૃત સ્તવન-ચોવિશી.**

આ ચોવિશીની રચના લોક-પ્રચલિત ચાલુ પ્રસિદ્ધ દેશીઓમાં પાંચ ગાથાની મર્યાદામાં રહી વિવિધ ભાવ-ભંગી-ભર્યા શબ્દોવાળા સ્તવનોવાળી છે.

એકંદર આ ચોવિશી સામાન્ય ભણેલાને પણ ફાવે તેવી દેશીઓવાળી વિલક્ષણ સુંદર છે.

**(૪૦) શ્રી મેઘવિજયજી મ. કૃત સ્તવન-ચોવિશી.**

પાંચ ગાથાના સ્તવનોની બનેલી આ ચોવિશીમાં તાત્ત્વિક શૈલિને સ્વરસવાહી બનાવી ભક્તિરાગને ઉપજાવનાર ભાવ-ભંગીવાળી વિવિધ શબ્દ-રચનાને મુખ્યતા આપી છે.

**જેનાં વિશિષ્ટ સ્તવનો—**

* **શ્રી શ્રેયાંસનાથપ્રભુ સ્તવન** .. વિશિષ્ટ ભક્તિયોગનું વર્ણન
* **શ્રી અનંતનાથ** „ .. સમવસરણમાં પ્રભુની દેશનાનું પ્રારંભિક ટુંક વર્ણન.
* **શ્રી મહાવીર** .. „ આંતરિક નિખાલસ વિજ્ઞપ્તિ

**(૪૩) શ્રી કેશરવિમલજી કૃત સ્તવન-ચોવિશી.**

આ ચોવિશી વિવિધ રાગો-દેશીઓમાં આત્મગુણોનું યથાર્થ ભાન કરાવનારી પદ્ધતિએ બાળજીવોને ખૂબ ઉપયોગી નીવડે તેવી બનાવાઈ છે.

**(૪૨) શ્રી કનકવિજયજી મ. કૃત સ્તવન-ચોવિશી.**

વિવિધ મારવાડી પ્રાચીન દેશીઓમાં બનાવાયેલી આ ચોવિશીનાં સ્તવનો.

જુના દેશી શબ્દોની પ્રચુરતાવાળાં અને પ્રાચીન વિશિષ્ટ છંદોમાં ગાથાઓની વિશિષ્ટ રચનાવાળાં છે.

**જેનાં વિશિષ્ટ સ્તવનો—**

* **શ્રી અભિનંદન જિન સ્તવન**—અપૂર્વ ભક્તિયોગની ઝલકવાળા સુંદર શબ્દોવાળી રચના
* **શ્રી સુમતિનાથ** „ „ „ „
* **શ્રી પદ્મપ્રભ** „ „ — „ „
* **શ્રી વાસુપૂજ્ય** „ „ —ભક્તિયોગ ભરી અપૂર્વ વિનતિ

* શ્રી ...... વિલાપ-વિરહગીતનું વર્ણન

## ૪૩ શ્રી રૂચિરવિમલજીમ. કૃત સ્તવન-ચોવિશી

પાંચ ગાથાની આ લઘુ-ચોવિશીમાં પ્રભુભક્તિનું પોષણ સરળ-સુંદર શબ્દોમાં કરવા સાથે કર્તાએ પ્રાસાદિકતા અને ગંભીરતા ગુણને વણી લેવા આદર્શ પ્રયાસ કર્યો છે.

## ૪૪ શ્રી મહિમાપભસૂરિમ. કૃત સ્તવન-ચોવિશી.

પૂર્ણિમા ગચ્છીય આચાર્યશ્રીએ માત્ર પાંચ ગાથાના પ્રમાણવાળા સ્તવનોની આ ચોવિશીમાં જિનભક્તિના અદ્‌ભુત તત્ત્વને બાલ-બોધ્યશૈલિમાં વર્ણવ્યું છે.

### જેના વિશિષ્ટ સ્તવનો

* શ્રી અજિતનાથ પ્રભુ સ્તવન—પ્રભુ સાથે થયેલી પ્રીતિની અદ્‌ભુતતાનું વર્ણન.
* શ્રી સંભવનાથ „ „ —પ્રભુ સાથે થયેલ અંતર-પ્રીતિનું વર્ણન.
* સુપાર્શ્વનાથ „ „ —પ્રભુજીના ચાર નિક્ષેપાનું વર્ણન.
* શ્રી સુવિધિનાથ „ „ —અનુભવ રસની મહત્તા
* શ્રી શ્રેયાંસનાથ „ „ —અંતરંગ-મનમંદિરમાં પ્રભુ પૂજાનું રૂપક
* શ્રી વાસુપૂજ્યસ્વામી સ્તવન—ભવસમુદ્રનું વર્ણન.
* શ્રી વિમલનાથ જિન સ્તવન—વાસના-નન્દના નિન્દની મુખ્યતા.

* શ્રી અરનાથ ,, ,, —પૂજાવિધિનું સ્વરૂપ...મહ
* શ્રી મહાવીર ,, ,, —મારવાડી ભાષામાં અંત
વિનંતિ.

## ૪૫ શ્રી કીર્ત્તિવિમલગણી કૃત સ્તવન-ચોવિશી

માત્ર પાંચ ગાથાના બંધારણમાં ગુંથાએલી આ ચોવિશી એક
બાલજીવોને પ્રભુભક્તિમાં તન્મય કરે તેવી છે.

રચના, શબ્દશૈલિ, જોડણી બાલજીવોને પ્રભુભક્તિ ત
આકર્ષનારી છે.

ઉપરાંત આ ચોવિશીનાં ઘણા-સ્તવનોમાં કર્તાએ પ્રભુનું નામ
લંછન, જન્મનગરી, માતા, પિતા, શાસનદેવ, શાસનદેવી, આ સા
બોલને પણ ગૂંથવા પ્રયત્ન કર્યો છે.

### આ ચોવિશીનાં વિશિષ્ટ સ્તવનો

* શ્રી વિમલનાથ પ્રભુ સ્તવન—વિમલ શબ્દનો જુદા જુદા
અર્થમાં પ્રયોગ કરી અપૂ
ભક્તિરસની જમાવટ.
* શ્રી ધર્મનાથ ,, ,, —ક્રોધાદિ કષાયો ઉપર નિમ
કરવારૂપે પ્રભુભક્તિનું વર્ણ
* શ્રી કુંથુનાથ ,, ,, —વિવિધ દૃષ્ટાંતોથી જિનભક્તિ
નું મહત્ત્વ.
* શ્રી મલ્લિનાથ ,, ,, —વિવિધ દૃષ્ટાંતોથી પ્રભુસેવાનુ
મહત્ત્વ.

## ૪૬ શ્રી રત્નવિજયજી મ. કૃત સ્તવન-ચોવિશી.

અધ્યા. મ-પ્રધાન-શૈલિથી કર્તાએ આ ચોવિશીમાં આત્માનુભવના

રસુકારવાળા શ
માખ્યમથી અંત

એકંદરે આ ચોવિશી ખૂબજ શબ્દસમૃદ્ધ અને અર્થ-ગંભીર હોઇ ખાસ મનનીય છે.

૪૭ શ્રી માણેકમુનિ કૃત સ્તવન ચોવીશી.

આ ચોવિશી બાળજીવોપયોગી સરળ શૈલિમાં માત્ર પાંચ ગાથાના પ્રમાણવાળા સ્તવનો રૂપે વિશદ રીતે અંતરંગ ભક્તિભાવને વ્યક્ત કરનારી હોઈ ખૂબ જ ભાવવાહી છે.

૪૮ શ્રી દીપવિજયજીમ. કૃત સ્તવન ચોવીશી.

માત્ર પાંચ ગાથાવાળાં સ્તવનોની આ ચોવિશીમાં કર્તાએ ભક્તિ-ગુણગાન સાથે શ્રી તીર્થંકર પરમાત્માના નીચે મુજબના ૧૦ બોલોને પણ ગુંથવા આદર્શ પ્રયત્ન કર્યો છે.

* પૂર્વભવનામ
* પૂર્વભવ દેવલોકનામ
* નામ
* જન્મનગરી
* જન્મનક્ષત્ર
* જન્મ રાશિ
* જન્મ ગણ.
* છદ્મસ્થ કાલમાન.
* કેવલજ્ઞાન વૃક્ષ.
* નિર્વાણ પરિવાર.

૪૯ શ્રી ધર્મકીર્ત્તિગણી કૃત સ્તવન-ચોવિશી.

અત્યંત જુની દેશીભાષામાં સળંગ ૯૨ ગાથામાં બનાવાએલ આ ચોવિશી ભાષાદૃષ્ટિએ અદ્ભુત છે

આ ચોવિશીમાં શ્રી તીર્થંકર પરમાત્માના ગુણેની સ્તવના સાથે નીચે મુજબના ૨૪ બોલો પણ ગુંથ્યા છે.

१ પૂર્વભવ સ્થાન.
૨ જન્મનગરી.
૩ માતા.
૪ પિતા.
૫ જન્મનક્ષત્ર.
૬ શરીર ઉંચાઈ.
૭ લંછન.
૮ રાશિ
૯ આયુષ્ય.
૧૦ શરીરવર્ણ.
૧૧ દીક્ષા.
૧૨ અંતર.
૧૩ દીક્ષા તપ.
૧૪ પારણા સ્થાન.
૧૫ કેવળજ્ઞાન.
૧૬ ,, વૃક્ષ
૧૭ ગણધર સંખ્યા
૧૮ સાધુ ,,
૧૯ સાધ્વી ,,
૨૦ શ્રાવક ,,
૨૧ શ્રાવિકા ,,
૨૨ શાસનદેવ.
૨૩ શાસનદેવી.
૨૪ સિદ્ધિ સ્થાન.

૫૦ શ્રી સ્વરૂપચંદજીમ. કૃત સ્તવન-ચોવિશી.

ભક્તિરસમાં તરબોળ કરનારી સુંદરશૈલિમાં રચાયેલ ચોવિશીમાં ઘણા સ્તવનો વિશિષ્ટ ભાવવાળી છે. ખાસ કરીને—

* શ્રી અભિનંદન પ્રભુનું—શ્રી અનંતનાથ પ્રભુનું
* શ્રી ધર્મનાથ પ્રભુનું —શ્રી શાંતિનાથ પ્રભુનું
* શ્રી અરનાથ પ્રભુનું —શ્રી મહાવીર પ્રભુનું સ્ત

ખૂબજ અર્થગંભીર છે.

૫૧ શ્રી જશવિજયજીમ. કૃત સ્તવન-ચોવિશી

કાળબળે આ ચોવિશી ત્રુટક મળી છે.

શરૂઆતના ૬ સ્તવનો નથી મળ્યા, જ્યાં જે મળ્યા છે તે સરસ સુંદર ભાવવાહી-શૈલિમાં રચાયેલ છે.

આખી ચોવિશી ભવ્ય ભાવ-ભરપૂર અર્થ-ગંભીર ઉદ શૈલિમાં રચાએલી છે.

જેના વિશિષ્ટ સ્તવનો—

* શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન—આંતરિક ભાવ-ભક્તિભર્યો ઉપાલંભ.
* શ્રી સુવિધિનાથ „ „ અંતરંગ ભવ-પ્રપંચનું વર્ણન.
* શ્રી શીતળનાથ „ „ પ્રભુ-દર્શનના ઉલ્લાસનું વર્ણન.
* શ્રી શ્રેયાંસનાથ „ „ અંતરંગ-પાપોની આલોચના.
* શ્રી વાસુપૂજ્યસ્વામી „ વિરોધોક્તિ-અલંકારથી પ્રભુનું વર્ણન.
* શ્રી વિમલનાથ „ „ વિમલ શબ્દની વિવિધ રીતે ગુંથણી.
* શ્રી ધર્મનાથ „ „ આઠ કર્મના સ્વરૂપનું વર્ણન.
* શ્રી મલ્લિનાથ „ „ પ્રભુ-સેવા અને પ્રભુ-દર્શનની વિશિષ્ટ મહત્તા.
* શ્રી મહાવીર „ „ અંતરંગ ભાવભરી નમ્ર વિજ્ઞપ્તિ.

**(૫૨) શ્રી જ્ઞાનવિમલસૂરિમ. કૃત સ્તવન-ચોવિશી.**

પૂ. અધ્યાત્મયોગી આચાર્યદેવશ્રીની આ અપૂર્વ વિશિષ્ટ કૃતિ રૂપ ચોવિશી કાળ-બળે અધુરી મળી છે.

આમાં ૪, ૬, ૭, ૯, ૧૨ મા પ્રભુનું સ્તવન નથી મળ્યું, છતાં ચોવિશી ખૂબ જ અધ્યાત્મ-ધ્યાન-યોગના ભાવથી ભરપૂર પ્રભુ-ભક્તિના ઉદાત્તતત્ત્વનું પોષણ કરનારી છે.

જેનાં વિશિષ્ટ સ્તવનો—

* શ્રી આદીશ્વર જિનસ્તવન—સમ્યગ્ દર્શનનો મહિમા
* શ્રી સંભવનાથ „ „ આત્મગર્હા રૂપે અંતર નિવેદન.
* ચંદ્રપ્રભ „ „ પ્રભુ દર્શન પ્રાપ્તિનો મહિમા.
* શ્રી શ્રેયાંસનાથ „ „ પ્રભુજીના મુખને સૂર્ય-ચંદ્રની અદ્ભુત વિશિષ્ટ ઉપમા સંગતિ.

# અનુપૂર્તિ

## (સંપાદકીય)

(અ) પ્રસ્તુત પુસ્તકના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે બધા ચોવિશીકારોનો ઐતિહાસિક પરિચય લખીને તૈયાર કરેલ, પણ વિષય–સામગ્રી ઘણી વધી જવાથી તેનું સ્વતંત્ર પુસ્તક "ભક્તિગુંજન" નામથી તૈયાર કર્યું છે, પ્રસ્તુત પુસ્તકમાં તે લખાણ ઉમેરવા વિચાર હતો, પણ લખાણ ઘણું મોટું હોઈ તે છપાય ત્યાં સુધી આખું પુસ્તક રોકાઈ રહે, તેથી તેનું સ્વતંત્ર પુસ્તક રાખ્યું છે.

જિજ્ઞાસુઓએ તે ભક્તિગુંજન પુસ્તક જરૂરથી વાંચી–વિચારી ચોવિશીઓના રચયિતા મહાપુરૂષોના વ્યવસ્થિત પરિચય મેળવવા ધ્યાન રાખવું.

(આ) વળી આ સંગ્રહમાં પ્રથમ તપાગચ્છની ચોવિશીઓ લઈ પછી અન્ય ગચ્છોની ચોવિશીઓ લેવા વિચારતે હતો. પણ પ્રતો મેળવવાની કેટલીક મુશ્કેલી આદિ કારણથી તે ક્રમ જળવાયો નથી.

એટલે પ્રસ્તુત ચોવિશી–સંગ્રહમાંની ચોવિશીઓમાં નીચેની ચોવિશીઓ આવશ્યકક્રિયા (પ્રતિક્રમણ, દહેરાસર ચૈત્યવંદન)માં ન બોલી શકાય તેવો સ્પષ્ટ ખ્યાલ આપવો જરૂરી માની નીચેની નોંધ તૈયાર કરી છે.

### આવશ્યક–ક્રિયામાં ઉપયોગી ન લાગે તેવી ચોવિશીઓની નોંધ

#### પ્રથમ ભાગ

(૧) શ્રી આણંદવર્દ્ધનજી મ. ૧૩૯ થી ૧૫૫

(૨) શ્રી હરખચંદજી ” ૨૯૭ થી ૩૧૬

(૬) એક બીજી વાત ખાસ મહત્વની નોંધું છું કે પ્રસ્તુત સંગ્રહના પ્રથમભાગ (પાન ૭૧૬ થી ૭૩૨) માં પૂ. શ્રી કીર્તિવિમલજી મ. ની ચોવિશી છપાઈ છે.

તેમ છતાં આ બીજા વિભાગમાં પણ પૂ. શ્રી કીર્તિવિમલજી મ.ની ચોવિશી (પા. ૩૪૦ થી ૩૬૬) પુનર્મુદ્રિત કરી છે, તેનું કારણ એ છે કે—

પ્રથમ ભાગમાં તે ચોવીશી છાપ્યા પછી પ્રાચીન હ. લિ. પ્રતો મળી આવી તેના આધારે પાઠભેદો સારા મળ્યા જેથી તે સુધારેલી ચોવિશી પુનર્મુદ્રિત કરી છે.

વળી ચોવીશમું સ્તવન પ્રાચીન પ્રતમાંથી નવું જ મળી આવ્યું તે બીજા વિભાગમાં છાપ્યું છે.

માત્ર ચોવિશી એક છતાં બે વાર કેમ છાપી ? તે પ્રશ્ન સહેજે થાય તેમ છે. તેથી આ ખુલાસો કર્યો છે.

પ્રસ્તુત સંપાદનમાં અનેક સહયોગી પુણ્યાત્માઓનો સહકાર સાંપડયો છે. જેમાં ખાસ કરીને મુનિશ્રી નિરૂપમસાગરજી ગણી, મુનિશ્રી રવીન્દ્રસાગરજી મ., મુનિશ્રી હેમચંદ્રસાગરજી મ., મુનિશ્રી પુણ્યશેખરસાગરજી મ. આદિના ધર્મપ્રેમભર્યા સહકારની વિશિષ્ટ નોંધ સાથે પ્રમોદભાવે વ્યક્ત કરું-છું.

છેવટે પ્રસ્તુત સંપાદનમાં યથામતિ શક્ય-સાધનોના આધારે વ્યવસ્થિત અને શુદ્ધ પાઠ અર્થો (ટિપ્પણ) આપવામાં દેવગુરુકૃપાએ સફળ પ્રયત્ન કરવા છતાં મતિદોષ કે મુદ્રણ-દોષથી જિન-શાસનની મર્યાદા વિરુદ્ધ, શાસ્ત્રીય-શૈલી કે પરંપરા વિરુદ્ધ અગર મૂળ કર્તાના આશય વિરુદ્ધ જે કાંઈ થયું કે લખાયું હોય તે બદલ સદલ શ્રી સંઘ સમક્ષ મિથ્યાદુષ્કૃત નિખાલસપણે દઈ પુણ્યવાન આત્માઓ આ ચોવિશીઓને અંતરની ભાવવૃદ્ધિથી ઉપયોગમાં લઈ સ્વ-પર કલ્યાણકારી જીવન બનાવે એ મંગલ કામના.

વિ૦ સં૦ ૨૦૩૬ નિવેદક

વીર નિ૦ સં૦ ૨૫૦૬

પ્રથમ જેઠ સુ. ૧૩ પૂ. તપસ્વી શાસન સુભટ

જૈન ઉપાશ્રય, સ્વ. ઉપા. **શ્રી ધર્મસાગરજીગણી**

ઊંઝા, ચરણોપાસક

જી. મહેસાણા શ્રમણસંઘસેવક,

અભયસાગર

## પરમાત્માની ભક્તિનો પ્રભાવ

વીતરાગ પરમાત્માની ભક્તિ એટલે અંતરની ઋજુ-ભરી સાથે વીતરાગ-પ્રભુ સમક્ષ ગુણોનો એકરાર !

તેનાથી આપણી કર્માધીન વિષમતાઓથી ઉપજેલી કાયરતા હઠવા માટે અને અંતરાત્માની વિરાટ શક્તિઓના વહેતા ધોધની જાણકારી મળે !

પરિણામે કર્મના બોજા તળે લદાયેલ આપણા જીવનને આત્મશુદ્ધિ ઓના વિકાસના પંથે વાળી શકીએ ! ! !

# ભક્તિરસ-ઝરણાં

## (ભાગ-૨)

## અનુક્રમણિકા



## શ્રી મહાવીર પ્રભુ સ્તુતિ

ઉપશમ-રસમાં મગ્ન સદા જે, પ્રસન્નદૃષ્ટિ સદા;
વિકસિત-કમલ-સમ જસ વદન, સ્ત્રીસંગ નહિં કદા.
અહો ! કરયુગલ તે પણ જાસ, શસ્ત્રાદિકે વર્જિત;
શ્રી મહાવીર સત્ય હી તું દેવ, રાગદ્વેષનિર્ગત.

ચતુર ચોરાશી ગણધરા[૯] રે લો,
એહ સિદ્ધાંતની સાખ રે, રંગીલા૦ પ્રથમ૦ ૩
સોહે તીન લાખ સાધવી[૧] રે લો,
સહસ ચોરાસી મુણિંદ[૧૦] રે; રંગીલા૦
ગોમુખ[૧૧]જક્ષ ચકેશ્વરી[૧૨] રે લો,
જિનશાસન આણંદ રે, રંગીલા૦ પ્રથમ૦ ૪
વંશ ઈક્ષાગ વખાણીયે રે લો,
મરૂદેવી[૧૩] જસ માય રે; રંગીલા૦
**ઋષભ** જિનેશ્વર સેવતાં રે લો,
**પ્રમોદસાગર** સુખ થાય રે, રંગીલા૦ પ્રથમ૦ ૫

★

## (૭૪૬) (૩૨-૨) શ્રીઅજિતનાથજિન સ્તવન

**(રાનચંદકે બાગ આંબો મોરી રહ્યોરી—એ દેશી)**

વંદુ અજિતજિણંદ[૧] મૂરતિ અવલર બનીરી,
આવ્યો છું પ્રભુ પાસ, તારક બિરૂદ સુણીરી
જિતશત્રુનૃપજાત,[૨] વિજયામાત[૩] ભણીરી,
ગજ[૪] લંછન અભિરામ, દેખી આશ ફળીરી ॥૧॥
નગરી અયોધ્યા[૫] સ્વામી, કાયા કનક[૬] જિસીરી,
સેવકને એકવાર, :દેખો નયન હસીરી
પૂરવ[૭] બહોતેર લાખ, જીવિત જાસ સુણુરી,
સાઢા[૮] ચ્યારશે ચાપર દેહનું માન ભણુંરી ॥૨॥

૧ શ્રેષ્ઠ, ૨ ધનુષ્ય

પંચાણું [9]ગણધાર, દીપે દેવ જિસારી,
વાચંજમા એક[10] લાખ, માહરે હૃદય વસ્યારી
મહાજક્ષ[11] મહિમાવંત, અજિતા[12] નામે સુરીરી,
પૂજે પ્રભુના પાય, અહનિશ પ્રેમ ધરીરી ॥૩॥
સાહુણી[13]ત્રણ લાખ, સાચી શીયલવતીરી,
ઊપર વીશ હજાર, હોજો તાસ નતિરીર
વળગ્યો છું પ્રભુ પાય, કીજે સોહ ચકેરી;
બાંહ્ય ગ્રહ્યાની લાજ, એ છે રીત વડેરી ॥૪॥
પંચમકાળે નાથ પામ્યો, પુણ્ય ભરેરી,૩
પંચમી-ગતિ દાતાર, પંચમ-જ્ઞાનધરેરી
અમોદસાગર નમે પાય, વારંવાર લળીરી,
નિર્મલ સમકિત શુદ્ધિ, તુજથી થાય ભલીરી ॥૫॥



## (૭૪૭) (૩૨-૭) શ્રીસંભવનાથ-જિન સ્તવન

(કીસકે બે ચેલે ને કીસકે બે પૂત—એ દેશી)

સંભવ[1]જિનવર ત્રીજો દેવ, ત્રિવિધે પ્રણમું નિતમેવ
સાહિબ સુંદર
સાવત્થીનગરી[2] સુલતાન,૪ ચમકે દેહી પચંપકવાન[3]—
સાહિબ૦ ॥૧॥
ભૂપ જીતારિકે[4]તનુજાત, સેના[5] રાણી છે જસ માત; સા૦
હય[6]લંછન લાગન જિન પાય, નામે દોહગ દારિદ્ર જાય
સા૦ ॥૨॥

---

૧ સાધુ, ૨ વંદના, ૩ સમૂહથી, ૪ રાજા, ૫ ચંપકના ફૂલ જેવી પીળી

આયુ[7] પૂરવ પંચલક્ષ, સેવે પદ યુગ **ત્રિમુખ**[8] જક્ષ; સા૦
**દુરિતારિ**[9] દેવી ગુણ ધામ, દૂર કરી સવિ દુષ્કૃત નામ સા૦ ૩
ઉંચપણે[10] ધનુષ શત ચ્યાર, એક[11] શત ઉપર દો ગણધાર;
મુનિવર[12] બે લખ જાસ ઉદાર, સાધવી[13] લખ ત્રિ છત્રીશ હજાર સા૦ ૪
અ-કલ સરૂપી એહ અનંત, વંદો ભવિકા એ ભગવંત; સા૦
**પ્રમોદસાગર** પ્રભુ ચરણે લીન, જિમ જલનિરતિ પામિ મીન સા૦ ૫

## (૭૬૮) (૩૨-૪) શ્રીઅભિનંદન જિન સ્તવન

**(સુમતી સદા દિલમાં ધરે-એ દેશી)**

**અભિનંદન**[1] અવધારીયે, વિનતડી એક વાર સલુણે
બાલ્યદશાએ ભેટીઓ, તું ત્રિભોવન આધાર-સ૦૧
રિદ્ધિભરી **વિનીતા**પુરી[2], સોહે **સંવર**[3] ભૂપ; સલુણે
રમણી જાસ **સિદ્ધારથા**[4], રાજે રંભા રૂપ-સ૦૨
સારધ તીનશત જેહનું, ઉંચું[5] તનુ ધનુ માન; સ૦
પ્લવગર લંછન[6] ચરણે ભલું, દેહી[7] કુંદનવાન[8]; સ૦૩
પૂરવ પંચાસ લાખ હે, [illegible] જિન પ્રમાણ, સલુણે
એક શત સોલ ગણધરૂ[9], ત્રિણલાખ સાધુ[10] સુજાણ-સ૦૪
જક્ષ નાયક[11] નામે કાલિકા[12], સાધવી[13] ખટ લખ સાર; સ૦
ત્રીસ સહસ ઉપરે વળી, **પ્રમોદસાગર** સુખકાર-સ૦૫

---

૧ [illegible] ૨ [illegible] ૩ [illegible]

## (૭૪૯) (૩૨-૫) શ્રી સુમતિનાથજિન સ્તવન

(મહારી સહીરે સમાણી—એ દેશી)

સુમતિ[1] જિનેશ્વર સેવા સારી, સુરનર લાગે પ્યારી રે;
જિન મોહનગારો
મૂરતિ જિનકી મોહનગારી, સુરતિ શિવ સુખકારી રે-જિ૦૧
કુશલકારી કોશલનગરી[2], દૂર કર્યો સબ વયરી રે; જિ૦
જીવરની જય મંગલા[3] માતા, મેઘ[4] નરેસર તાતા રે-જિ૦૨
ક્રોંચ લંછન[5] કરે પ્રભુની સેવા, સેવે તુંબરૂ[6] દેવા રે; જિ૦
મહાકાળી[7] મનવંછિત પૂરે, શાસન સંકટ ચૂરે રે-જિ૦૩
ઉવિન[8] ચ્યાલીશ લાખ પૂરવનું, ત્રિણસેં ધનુ તનુ[9]
માન રે; જિ૦
મુનિ[10] ત્રણ લાખને વીશ હજાર, એક શત જસ[11] ગણ-
ધાર રે -જિ૦ ૪
અજ્જા[12] પંચ લખ ત્રીસ હજાર, પામી ભવજલ પાર રે; જિ૦
ફિરફિર વદન પ્રભુકો નિરખે,
પ્રમોદસાગર મન હરખે રે-જિ૦૫

## (૭૫૦) (૩૨-૬) શ્રી પદ્મપ્રભજિન-સ્તવન

[ચતુર સનેહી મોહના-એ દેશી.]

શ્રી જિનરાજ જયંકરૂ, શ્રી પદમપ્રભુ[1] રાજે રે ।
દિનકરવાને[2] દીપતો, જ્ઞાન-ગુણે કરી ગાજે રે,
બલિહારી જિન-રૂપની. ૧

---

૧ ઉગતા સૂર્ય જેવી,

**કૌશાંબી**[૩] નગરી ધણી, **ધરરાજ**[૪] જસ તાતો રે।
કુખે **સુસીમા**[૫] માતની, અવતરીઆ જગ તાતો રે, ભવિ૦ર
ત્રીશ પૂરવ લાખનું, આઉખું[૬] અભિરામ રે।
ધનુષ[૭] અઢીશત દેહડી કમલ[૮] લંછન શુભ ઠામ રે, ભવિ૦
**કુસુમજક્ષ**[૯] અને જક્ષણી, **શ્યામા**[૧૦] કરે પ્રભુ સેવ રે।
સાત અધિક શત ગણધરા,[૧૧] હું વંદું તતખેવ રે, ભવિ૦૪
ત્રીશ સહસ ત્રિણલખ યતિ,[૧૨] સાહુણી[૧૩] ચઉલાખ રે।
વીશસહસ અધિકી સહી, **પ્રમોદસાગર** ઈમ ભાખે રે. ભવિ૦

★

## (૭૫૧) (૩૨-૭) શ્રીસુપાર્શ્વનાથજિન સ્તવન

[દાન કહે જગ હું વડો-એ દેશી.]

મુજરો માનો **સુપાસજી**,[૧] તું મુજ આતમરામ;-લલના।
દીનદયાળ કૃપા કરી, આપો ઠામ સુઠામ-લલના-મુજરો૦૧
સુરપુરી સરસી **વારાણસી**[૨] **સુપ્રતિષ્ઠ**[૩] નામે નરેશ, લલના
**પૃથવી**[૪] જનની જેહની, સ્વસ્તિક[૫] અંક૧-નિવેશ,
લલના-મુજરો૦ ॥૨॥
વીશ લાખ પૂરવ આઉખું,[૬] કંચનવાન[૭] ઉદાર;-લલના।
દેહ[૮] દોય શત ધનુષની, નવફણ શિરપર સાર-લલના, મુ૦
પંચાણુ જસ ગણધરા,[૯]
ત્રિણલખ મુનિવર[૧૦] સાર;-લલના।

---

૧ લાંછન.

ચઉલખ સાધવી[૧૧] અતિ ભલી, ઉપર ત્રીસ હજાર–લલના,સુ૦
માતંગયક્ષ[૧૨] શાંતાસુરી, [૧૩]શાસન–સાનિધ્યકાર;–લલના ।
**પ્રમોદસાગરની** વિનતિ, ધરજ્યો હૃદય મઝાર.–લલના,
સુજરો ॥૫॥



## (૭૫૨) (૩૨–૮) શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન

[નંદનકું ત્રિશલા હુલરાવે–એ દેશી]

**શ્રીચંદ્રપ્રભ**[૧] સાહિબ મેરા, શશીકર[૧] ઉજ્જલ[૨] દેહરે–શ્રી૦
ચંદ્રલંછન[૩] નિજ ચરણે શોભે. અડ મહાસિદ્ધિ ગેહરે–શ્રી૦
**ચંદ્રાનના**[૪] નગરીનો નાયક, **મહસેન**[૫] રાજાના જાત રે ।
દશલખ પૂરવ આયુ[૬] અનોપમ,
**લખમણા**[૭] માત વિખ્યાત રે; શ્રી૦ ॥૨॥
કાયા[૮] સારધશત ધનુ માને, ત્રાણું ગણધર[૯] જાસ રે ।
**વિજયાસુર**[૧૦] **ભ્રુકુટી**[૧૧] તસ દેવી,
નવિ છંડે પ્રભુ પાસરે; શ્રી૦ ॥૩॥
સારધ દો લાખ મુનિજન[૧૨] કહીયે, ગુણમણિગણ ભંડાર રે ।
તીનલખ સહસ એંશી ઝાઝેરી,
સાહુણી[૧૩] પરિવાર રે–શ્રી૦ ॥૪॥
અષાદશ ગુરૂ–દોષ નિવારણ, તારણ એ જિનરાજ રે; ।
**પ્રમોદસાગર** પ્રભુ ચરણ પ્રસાદે,
દુશ્મન દૂરે ભાંજેરે–શ્રી૦ ॥૫॥

---

૧ ચંદ્રના કિરણ જેવો

## (૭૫૩) (૩૨-૯) શ્રી સુવિધિનાથજિન સ્તવન

[ ચંદનબાલા બારણે રે લોલ-એ દેશી. )

વિધિશું સુવિધિ[૧] જિણંદનીરે લોલ, સેવ કરૂં નિશદીશ—
મન મોહિઓ રે ।
આઠ કરમ દૂરે કર્યાં રે લોલ, નામે સુર-નર શીશ-
મન૦ વિધિશું૦ ॥૧॥

સુગ્રીવ[૨]વંશ-દિવાકરૂરે લોલ, **રામા**[૩] માત મલ્હાર-મન૦
પૂરવ દોય લખ આઉખું[૪] રે લોલ, **પુષ્પદંત૧** જયકાર
મન૦ વિધિશું૦ ॥૨॥

**કાકંદીપુરી**[૫] જેહની રે લોલ, લંછન[૬] મઘર અનૂપ-મન૦
શતધનુ માને દેહડી[૭] રે લોલ, શોભે એક સુરૂપ
મન૦ વિધિ૦ ॥૩॥

સોહે દોય લખ રસંજતી[૮] રે લોલ, અઠયાશી ઉગણનાથ[૯]-
મન૦ ।
વીશમહસ એક લાખ છે રે લોલ, સાહુણી[૧૦] પ્રભુ સાથ-
મન૦ વિધિ૦ ॥૪॥

**અજિતાયક્ષ**[૧૧] **સુતારીકારે**[૧૨] લોલ, પૂજે જિનપતિપાય
મન૦ ।
**પ્રમોદસાગર** પ્રભુ-ધ્યાનથી રે લોલ, સમકિત નિર્મલ થાય
મન૦ વિધિ૦ ॥૫॥



પ્રભુનું બીજું નામ, ૨ સારી, ૩ મધુકર.

જ્યાં

## (૭૫૪) (૨૨–૧૦) શ્રી શીતળનાથ જિન સ્તવન

[ગોડી મન લાગ્યું એ દેશી]

શીતલનાથ[૧] સુખંકરૂ, શીતલ વચન રસાળ રે–
જિનશું દિલ લાગ્યું ।
શીતલતા નયણે થઇ, જિનપતિ વદન૧ નિહાળ રે–જિન૦૧

ભદ્દિલપુરી[૨] નામે નગરી, દઢરથ[૩] રાજા ધીર રે–જિન૦
નંદારાણી[૪] જનમીઓ, શ્રીવત્સ[૫] લંછન વીર રે–જિન૦૨

જીવિત[૬] પૂરવ લાખનું, નેઉ ધનુષ તનુ[૭]–માન રે–જિન૦
એકાશી ગણધર[૮] મુનિ, ચામીકરસમ૨ વાન[૯] રે–જિન૦ ૩

વાચંજમ[૧૦] લખ જેહને, બ્રમ્હેશ્વર[૧૧] જસ યક્ષરે–જિન૦
દેવી અશોકા[૧૨] દીપતી, મહીમા જાસ પ્રત્યક્ષ રે–જિન૦ ૪

એક લખ ખટ સહસ સાહુણી,[૧૩] સાધે નિજ વર કાજ રે–જિન૦
પ્રમોદસાગર ભગતિ ભણે, દેજો અવિચલ રાજ રે–જિન૦ ૫



## (૭૫૫) (૩૨–૧૧) શ્રીશ્રેયાંસનાથજિન સ્તવન

[દેહી દેહી નણંદ હઠીલી–એ દેશી]

વંદો વંદો એહ જિણુંદ, પદ પ્રણમે સુર જન વૃંદારી; વંદો૦
શ્રીશ્રેયાંસ[૧] મુણિંદા, [૨]વિષ્નુકુલ૩ કુવલયચંદારી–વંદો૦ ૧

૧ મુખ, ૨ સોના જેવી,
૩ વિષ્ણુ રાજાના કુળરૂપી કુમુદ=ચંદ્રવિકાસી કમલ ખીલવવા ચંદ્ર જેવા,

માતા[3] વિષ્ણુરાણીજાત, લંછન[4] ખડ્ગી૧ ઉપશાંતરી; વંદો૦
આયુ[5]વરસ ચોરાશી લાખ,
એહવી પ્રવચનર સાચી સાખરી-વંદો ૨
શુભ સિંહપુરિપતિ[5] જાણ, એંશી ધનુષનું દેહ[1]-પ્રમાણરી
—વંદો૦
જસ સહસ ચોરાશી મુણિંદા,[7]
છિહોતર જાસ ગણધારરી[8]—વંદો૦ ૩
જસ એક લખ તીશ હજાર, સાહુણી[9] નિરધારરી—વંદો૦ ૧
શ્રીમાનવીદેવી[10] જખેસસુર[11] શાસન મંગલકારીરી—
વંદો૦ ૪
જસ અષ્ટાપદ[12]સનૂર, ધનમોહતિમિર કરે દૂરીરી—વંદો૦ ૧
પ્રભુ પ્રમોદસાગર સુખપૂર,
પ્રગટ્યો અનુભવ ગુણ સૂરીરી—વંદો૦ ૫



## (૭૫૬) (૩૨-૧૨) શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

[મુને પ્યારોરે લાગે વીછુઓ—એ દેશી]

સખી ! ૧વાસુપૂજ્ય પ્રભુ બારમા,
મનમોહન સાહિબ દેવરે
સખી ! દેહી દીપે સુરસી,
સુર-કિંનર કરતા સેવરે—સખિ૦ ॥૧॥
સખી ! સીતેર ધન ૨તનુ-માન છે,
લખ બહોતર વરસનું ૩આયરે ।

ગેંડાનું, ૨ આગમની

સખી ! નરપતિ, [4]વાસુપૂજ્ય નામે,
જસ રાણી જયાદેવી[5] માયરે—સખિ૦ ॥૨॥
સખી ! મહિષ [6]લંછન [7]ચંપાપતી,
જસ છાસઠ [8]ગણધર સ્વામીરે ।
સખી ! [9]કુમાર [10]ચંડા જક્ષિણી,
પ્રભુ આણ ધરે શિરનામીરે—સખિ૦ ॥૩॥
સખી ! સહસ બહોતર [11]સંયતી,
સુખકર શ્રીજિનરાજરે ।
સખી ! એક લખ સુંદર [12]સાધવી,
અતિ સાધે આતમ કાજરે—સખિ ......
સખી ! હૃદય કમલમાં એહને, ધ્યાઈને હોયે સિદ્ધિ
સખી ! પ્રમોદસાગર પ્રભુ સેવથી,
ઘેર પ્રગટે નવનિધિ રિદ્ધિરે—સખિ



(૭૫૭) (૭૨-૧૯) શ્રીવિમલનાથજિન ર

(રશીયાની-દેશી)

વિમલ[1] વિમલ-ભાવે ભવિ પ્રણમીયે,
વિમલ થયાં મુજ નયન-કૃપાનિધિ !
૧શ્રવણ-યુગલ માહરાં પાવન થયાં,
નિસુણી પ્રભુજીનાં વયણ-કૃપા૦વિમલ
કોડિકલ્યાણકરી [2]કંપિલપુરી,
ભૂપ ભલો કૃતવર્મ[3]—

---

૧ એકાન

[૫]શામારાણી જનની પ્રભુ કેરી,
કરતી ધર્મના કર્મ-કૃપા૦વિમલ૦ ॥૨॥
સાઠ ધનુષ સરસી જસ પદેહડી,
સાઠ લાખ વરસનું [૬]આય-કૃપા૦
સૂવર [૭]લંછન ચરણે બિરાજતું,
[૮]પ્રગટત-રવિ(કંચન)સમ [૯]કાય-કૃપા૦વિમલ૦ ॥૩॥
ગણધર સત્તાવન [૯]ગણધર ભલા,
[૧૦]મુનિવર અડસઠ સહસ—કૃપા૦
[૧૧]અજ્જા એક લખ ઉપર આઠસેં;
પામી સદ્ગતિનિવાસ—કૃપા૦વિમળ૦ ॥૪॥
[૧૨]ષણ્મુખયક્ષ અને [૧૩]વિજયાસુરી,
પૂજે જિનના પાય—કૃપા૦
દિનિશ ધ્યાન ધરે પ્રભુ તાહરું,
પ્રમોદસાગર ગુણ ગાય—કૃપા૦વિમળ૦ ॥૫॥

## (૮૫૮) (૨૨-૧૪. શ્રીઅનંતનાથજિન સ્તવન

(વાહલેશ્વર મુજ વિનંતિ ગોડીચારાય-એ દેશી)

નગરી[૧]અયોધ્યા[૨]રાજીયો-જિણંદરાય,
સંત [૩]અનંત-ભગવંતરે-જિ૦ ।
પિતા સિંહસેન [૪] સુયશામાતનો-જિ૦,
નંદન શુભ ગુણવંતરે-જિ૦ન૦ ॥૧॥

---

૧ જેનું ...જેવી કાયા

ત્રીસ લાખ વરસનું [૫]આઉખું-જિ૦,
તાપિતર સોવન [૬]વાનરે-જિ૦ ।

[૭]સીંચાણો સેવા કરે,-જિ૦,
પંચાસ ધનુષનું [૮]માનરે-જિ૦ન૦ ॥૨॥

[૯]પાતાલજક્ષને [૧૦]અંકુશા, જિ૦,
જિનશાસન જયકાર રે-જિ૦

૨પંચાશત્ [૧૧]ગણનાયકા-જિ૦,
આગમજલ આધાર રે-જિ૦ન૦ ॥૩॥

સહસ બાસઠ સંજતા-જિ૦
ધરમધુરંધર [૧૨]સાધરે-જિ૦ ।

સહસ બાસઠ [૧૩]સાધવી-જિ૦,
તપ જપ કરે નિરાબાધરે-જિ૦ન૦ ॥૪॥

[illegible]-જિ૦,
અનંતરે-જિ૦ ।

ત રે-જિ૦ન૦ ॥૫॥

[2]રતનપુરનો નાયક લાયક સોહતોરે,—લાયક૦;
[3]કંચનકાંતિ સુકાંતિ સદા મોહતો રે-સદા૦ ॥૧॥

તેજે [1]ભાનુસમાન [4]ભાનુવસુધાપતિર રે—ભાનુ૦,
[5]સુવ્રતામાતા વિખ્યાત સદા વ્રત ધારતી રે-સદા૦ ।
[6]વજ્રલંછન શુભ લંછન અંગ બિરાજતાં રે-અંગ૦ ।
ત્રેતાલીશ [7]ગણધાર ગુણકર છાજતારે-ગુણ૦ ॥૨॥

દશલાખ વરસનું [8]છવિત સુરધણી રે-છવિત૦,
પણયાલીસા ધનુમાને [9]કાયા જિનતણી રે-કાયા૦ ।
[10]કિંનરનામે યક્ષ પૂરે મનકામના રે-પૂરે૦
[11]કંદર્પ સુરી પૂજે પદકજ સ્વામીના રે-પદ૦ ॥૩॥

સોહે સબલા ચોસઠ સહસ [12]તપોધના રે,—સહસ,
સહસ બાસઠ ચારસેં [13]સાધવી ભવિજનારે, સાધવી૦।
ગુજસરીખો નહી સ્વામી અવર કિમ આદરૂં,—અવર૦ ।
મધુરી સાકર ચાખી કંકર શું કરૂં રે ?—કંકર૦ ॥૪॥

ગુણવંત નાથે ગોઠડી જો હોય નિરખલીરે—જો૦ ।
ત્રિભોવન નાથ અનાથકે મોયણિ તે ભલીરે,—મોયણિ૦ ।
ત્રિભોવન નાથ અનાથકે મોયણિ તે ભલીરે,—મોયણિ૦ ।
જો સફળી હોવે પ્રીત તો નીચ ન સેવીયેરે,—નીચ૦ ।
પ્રમોદસાગર ત્રિવિધશું ભવિજન સેવીયે રે—ભવિ૦ ॥૫॥



---

૧ સૂર્ય જેવો, ૨ ભાનુ રાજા, ૩ સાધુ.

[3]મિથિલાનગરીનો રાજીઓ, [4]કુંભપિતા યશવંત-લાલરે,
[5]દેવીનામે પ્રભાવતી, કુખે રયણ ગુણવંત લાલરે. મલ્લિ૦ ૨
સહસ પંચાવન વર્ષનું, [6]જીવિત જગમાં સાર-લાલરે,
પણુવીશ ધનુષની [7]દેહડી, [8]કલશ લંછન શિરકાર-લાલરે. ૩
સહસ ચ્યાલીશ [9]મુનિ જેહને,
ગણધર[10] અઠાવીશ સાર-લાલરે,
સહસ પંચાવન [11]સાધવી,
નામે પ્રભુપદ શીશ-લાલરે. મલ્લિ૦ ૪
[12]યક્ષકુબેર [13]ધરણપ્રિયા, જિનશાસન રખવાળ-લાલરે,
પ્રમોદસાગર જંપે ઈશું, આપો વાણી રસાળ-લાલરે.

卐 卐 卐

## (૭૬૪) (૩૨-૨૦) શ્રીમુનિસુવ્રતજિન સ્તવન

વીશમો જિનવર સુકૃતકારી, મનમથ-વૈરી માન નિવારી,
મોહના [1]મુનિસુવ્રતસ્વામી જીવના ! મુનિસુવ્રત. સ્વામી
મોહના૦ ॥૧॥
[2]કજ્જલ વાંને દેહી દીપે,
નિરૂપમ રૂપે ત્રિભોવન જીપે—મો૦જી૦ ॥૨॥
[3]કચ્છપ લંછન પદકજ ભાસે,
વીશ ધનુષ [4]તનુ ધર્મ પ્રકાશે—મો૦જી૦ ॥૩॥
[5]જીવિત વરસ ત્રીશહજાર,
[6]ગણધર સોહે જાસ અઢાર—મો૦જી૦ ॥૪॥
વીશ સહસ [7]મુનિવર પ્રભુપાસ,
[8]સાહુણી કહી સહસ પંચાસ—મો૦જી૦ ॥૫॥

[9]રાજગૃહી નગરીનો રાજા,
[10]સુમિત્ર નરપતિ કુળ દિવાજા—મો૦જી૦ ॥૬॥
[11]પદ્માવતી દેવી તનુજાત,
[12]હરિવંશમાં જનમ વિખ્યાત—મો૦જી૦ ॥૭॥
[13]વરૂણ સુર [14]નરદત્તા દેવી,
આણ અધિકે શાસન સેવી—મો૦જી૦ ॥૮॥
પ્રમોદસાગર પ્રભુ ચરણે લાગે,
વીરવચનનું સમકિત માગે—મો૦જી૦ ॥૯॥

卐 卐 卐

## (૭૬૫) (૩૨–૨૧) શ્રીનમિનાથજિન સ્તવન

[સેવો સેવો હો લાલ પુરસાદાણી તુમને-એ દેશી]

વંદો વંદો ને લાલ ! જિનભુવન જયકારી
પૂજો પૂજો એ લાલ જિન શાસન સુખકારી;
એકવીશમા [1]નમિનાથ જિણંદા,
[2]મિથિલાપુર અધિકારી—વંદો૦ ॥૧॥
[3]કંચન નીલકમળ અતિસુંદર,
પનર ધનુષ [4]તનુ ધારી—વંદો૦ ।
જસ દશ સહસ વરસનું [5]આયુ,
કાયા [6]કંચન સારી—વંદો૦ ॥૨॥
[7]વિજય નૃપતિને [8]વપ્રારાણી,
નંદન આનંદકારી, વંદો૦ ।
[9]ભૃકુટી સુર [10]ગંધારી દેવી,
શાસનને હિતકારી—વંદો૦ ॥૩॥

ઝરણાં

[9]આઉ એક સહસ વરસમાને કહ્યું,
અંગ [9]દશધનુષમાને કહાવે—નેમિ૦ ॥૩॥
યક્ષ [10]ગોમેધ ને [11]અંબિકા યક્ષિણી,
જૈનશાસન સદા સૌખ્યકારી,
અઢાર હજાર અણુગાર શ્રુતસાગરા,
સહસ ચ્યાલીશ [12]અજ્જાવિચારી—નેમિ૦ ॥૪॥
કાંચનાદિક બહુ વસ્તુ જગકારમી,
સાર સંસારમાં તુંહી દીઠો,
પ્રમોદસાગર પ્રભુ હરખથી નિરખતાં,
પાતિક પૂરવ સવી દૂર નીઠો—નેમિ૦ ॥૫॥

卐 卐 卐

## (૭૬૭) ૩૨–૨૨) શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

[થારા મોહલાં ઉપર મેહ ઝરૂખે વીજળી-એ દેશી]

પુરિશાદાણી [1]પાસ જિનેશ્વર પૂજીયે—હો લાલ—જિને૦
ત્રેવીશમો જિનરાય-દેખી મન રંજિયે—હો લાલ—દેખી૦
ચરણ[2] સરોરૂહ યમલ પ્રણમીયેં સ્વામીના—હો લાલ, પ્રણ૦
કમઠાસુર હઠ ચૂરત-પૂરી મનકામના હો લાલ—પૂરી૦ ॥૧॥
[2]અશ્વસેન નરપતિ-વંશ-કુમુદ-ચંદલો-હો લાલ—કુમુ૦
[3]વામા માતા કુખે-સરોવર હંસલો-હો લાલ-સરો૦ ।
[4]નીલવરણ તનુ કાંતિ-સુભાતિ રાજતી-હો લાલ-સુ૦ ।
[5]નવ કર માંને કાયા-અનોપમ છાજતી-હો લાલ—અનો૦૨

---

૧ સમૂહ ૨ પદ કમળનું યુગલ

નગરી [૬]વારાણુસી જેહની
ધનદપુરી જિસી હો લાલ—ધન૦ ।
[૭]સરય લંછન શિવકારણ-ચરણેં
સેવે હસી-હો લાલ—ચરણે૦ ।
દશ [૮]ગણધર મનોહાર-મનોભવ
ટાળતા-હો લાલ—મનો૦ ।
[૯]સોળસહસ મુનિ આણ-
જિણંદની પાળતા-હો લાલ—જિ૦ ॥૩॥
[૧૦]ધરણેંદ્ર ને [૧૧]પદમાવતી-
કરે જિન ચાકરી-હો લાલ—કરે૦ ।
[૧૨]સાધવી અડત્રીશ સહસ-અતીવ
કૃપા કરી-હો લાલ—અતી૦
એકશેંત વરસનું [૧૩]જીવિત-જેહનું
જાણીયે-હો લાલ—જેહ૦
જગજીવન જિનરાજ-સેવા ચિત
આણીયે-હો લાલ—સેવા૦ ॥૪
સંસારસાગર તીરથી-ભવિજન તારીયે-હો લાલ,—ભવિ
અધર્મ અકીર્તિ અનીતિ-અંગ
નિવારીયે-હો લાલ—અંગ૦
ઉત્તમ સરસી પ્રીત-કરે તે સુખ લહે-હો લાલ—કરે૦ ।
પ્રમોદસાગર પ્રભુ નિસદિન-આજ્ઞા
શિર વહે-હો લાલ—આજ્ઞા૦ ॥

✽ ✽ ✽

## (૭૬૮) (૩૨–૨૪) શ્રીમહાવીર–જિન સ્તવન

[મુજરો છે જીરે–એ દેશી]

મુજરો લ્યોજી [1]સિદ્ધારથ દારક ! મુજરો લ્યોજી,
સેવક સુખ કારક—મુજરો૦
ત્રિભોવન જનતારક–મુજરો૦ જિનશાસન ધારક—મુજરો૦
વંદો ભવિકો ! [2]વીર જિનેશ્વર, ચોવીશમો જિનત્રાતા,
[3]કેસરી લંછન કેસરી સરખો,
[4]ત્રિશલારોહી માતા—મુજરો૦ ॥૧॥
[5]જીવિત વરસ બહોતર અનોપમ, [6]સોવન કાંતિ ઉદાર,
[7]ક્ષત્રિયકુંડ નગર અતિ શોભે,
[8]એકાદશ ગણધાર—મુજરો૦ ॥૨॥
[9]માતંગસુર [10]સિદ્ધાઈ દેવી, પૂજે જિનવર પાયા,
[11]સાતહાથ તુજ દેહ પ્રમાણુજ,
[12]ચઉદ સહસ મુનિરાયા—મુજરો૦ ॥૩॥
[13]સાધવી સહસ છત્રીશ બીરાજે, ચરમજિનેશ્વર દેવા,
તેર પદે મેં જિનવર ગાયા,
સુરપતિ કરતા સેવા—મુજરો૦ ॥૪॥
ભણશે ગણશે જે જન સુણશે, તસ ઘર રિદ્ધિવિશાળ,
પ્રમોદસાગર જંપે પ્રભુજીને,
હોંસે મંગળમાળા—મુજરો૦ ॥૫॥



श्री वर्धमानस्वामिने नमः

## श्री भाणुचंद्रजी कृत

## स्तवन–चोवीशी

### (७९९) (३३–१) श्रीऋषभदेव–जिन स्तवन

पढम जिणेसर ! प्रणुत सुरेसर ! केशर–सम वळी देह,
એહ સમ સુખકર અવર કોઈ નહીં, મહિયલ ગુણમણિગેહ–
હો ! સ્વામી ! તુંહિ સદા સુખકાર !
તું જગજીવ આધાર–હો–સ્વામી૦ ॥૧॥

પાર સંસાર–સાગરતણો તે લહે, જે વહે શિર પ્રભુ આણ,
પાણુપાટક[1] અન્ય દેવો તજી,
ભજી લ્યો ! ત્રિભુવનભાણ–હો સ્વામી–તુંહિ૦ ॥૨॥

ાાન પૂરણ તુજ રવિ સમ ઝલહલે, ખલહલે વચનપયોધિ,
ોધ લહિવા પીયે જે ભવિ શ્રુત–સુધા,
તે ક્ષુધા કરે નિજ શોધિ–હો સ્વામી–તુંહિ૦ ॥૩॥

ોધ જિમ મોહરિપુ દૂર કરી તું જ્યો, થયો શિવસુંદરી–કંત,
અંત નહી જેને તેહવા સુખ લહ્યો,
મેં ગ્રહ્યો, તું ભગવંત–હો સ્વામી–તુંહિ૦ ॥૪॥

---

[1] ચંડાળોનો મહોલ્લો

શાંત-સુધારસ-૧અસરીસ સાગર જગત દિવાકર દેવ
સેવક બાણ કહે મુનિ વાઘનો
ભવ ભવ તાહરી સેવ-હો સ્વામી—ઘું૦ હિ૦ ॥૫॥

* * *

## (૭૭૦) (૩૩-૨) શ્રી અજિતનાથજિન સ્તવન

[લાછલ દે માત મલ્હાર—એ દેશી]

શ્રી અજિત અમિત ગુણધાર, સોભાગી સિરદાર,
આજ હો ! બારહ પરખદ આગળ ધર્મ કહે સુદાજી ॥૧॥
ધર્મ-તે જે સ્યાદવાદ, અનેકાંત અવિવાદ,
આજ હો ! મિથ્યાવાદ કુતર્ક-વિતર્ક નહી કદાજી ॥૨॥
જિનનો એ વિધિવાદ, જિહાં નહીં હિંસા વિષાદ,
આજ હો ! ઉત્સર્ગે અપવાદે ભિન્નપણે કહેજી ॥૩॥
નિશ્ચય ને વિવહાર, સામાન્ય વિશેષ પ્રકાર,
આજ હો ! સાર વિચાર જિનાગમ તત્વ તે સંગ્રહેજી ॥૪॥
એક આરંભે ધર્મ માને મિથ્યા ભર્મ,
આજ હો ! કર્મ બહુળસંસારી તે જિન ભાખીયોજી ॥૫॥
ધર્મ, મિશ્ર-આરંભ, એક કહે નિરારંભ,
આજ હો ! તે પણ દંભમતિ હઠ વાદીનો સાખીયોજી
ધર્મ અધર્મ મિશ્રપક્ષ, જે જાણે તે દક્ષ,
આજ હો ! કર્મકક્ષને દહવા તેહ વિભાવશુંજી

વા અવસર બહુ માને ઘણું,
 એહવો પૂજાતિશય સોહાવે રે—સેવો૦ ॥૪॥
હિર બ્રહ્માદિક દૂરે તજો,
 ભજો એક અવિનાશી અવિકાર રે ।
ઘજી મુનિનો ભાણ કહે મુદા,
 પ્રભુ-સેવાથી શિવસુખ સારરે—સેવો૦ ॥૫॥

卐 卐 卐

## (૭૭૨) (૩૩-૪) શ્રીઅભિનંદન-જિન સ્તવન

[વેમલ પાળીડાં ગઈતી તળાવે,
 કોરા ભાગ્યા પગની લાંકમાં-એ દેશી]

પ્રભુજી! અભિનંદન જગનાથ, શિવપુર સાથ ભલો મળ્યો,
પ્રભુજી! તસ્કરપતિ રાગાદિ, તેહનો ભય દૂરે ટળ્યો. ॥૧॥
પ્રભુજી! તુજ સરિખો સત્થવાહ, બાંહ ગ્રહીને ઉદ્ધરે,
પ્રભુજી! દુઃખદાયક જગ જેહ, તે વૈરી તિહાં શું કરે? ॥૨॥
પ્રભુજી! ભવ ભમતાં બહુ કાળ, ચક્ર અનંતા વહિ ગયા,
પ્રભુજી! ઇહાં મિલ્યા જિનરાજ,
 કાજ સવે મુજ સિદ્ધ થયા. ॥૩॥
પ્રભુજી! રખો હવે સિદ્ધિ વિલંબ! પ્રાપ્તિનો અવસર આવિયો,
પ્રભુજી! મહિર કરો મહારાજ! તુમ ચરણે હું આવિયો ॥૪॥
પ્રભુજી! તારણતરણ જહાજ, આજ ભલે પ્રભુ ભેટિયા,
પ્રભુજી! વાઘજી મુનિનો ભાણ,
 કહે ભવદુઃખ સવિ મેટિયા. ॥૫॥

卐 卐 卐

## (૭૭૩) (૩૩-૫) શ્રીસુમતિનાથ-જિન સ્તવન

(કબીરો દેવર અર્જ કરે છે-એ દેશી)

શ્રી સુમતિ જિણેસર અતિ અલવેસર,
મનમોહન વડભાગીજી-જયજિન સોભાગીજી;
તુજ સુરતિ સુંદર સુગુણ-પુરંદર,
ત્રિભુવન તુમ ગુણ રાગીજી; મુજ સુદશા જાગીજી. ॥૧॥
જય પંચમ જિનવર નિરૂપમ સુખકર,
મૂરતિ મોહન ગારીજી-સર્વ ભવિજન પ્યારીજી,
તુમ રૂપ અનોપમ નવિ કોઈને સમ,
મદનાદિક ગયા હારીજી-એહ રૂપમદધારીજી. ॥૨॥
સુરપતિના થોક મળી ત્રિહું લોક,
સર્વે પ્રભુ રૂપ બનાવેજી-નિજશક્તિ સભાવેજી;
જે જગમેં પુગ્ગલ રૂપ [1]સમગ્ગલ,
તે સવિ [2]પરિણા લાવેજી-આદર અતિ ભાવેજી. ॥૩॥
અંગુષ્ટ પ્રમાણ અનેક વિન્નાણ,
રચી મૂળ સમોવડી જોડેજી-પણ નવિ હોય હોડે જી
ગિરિ-સરિસવ અંતર રૂપ પટંતર,
દેખી નિજ મદ છોડેજી—ગુણે જિન મન કોડેજી ॥૪॥
એહવું પ્રભુ રૂપ શમામૃત—કૂપ,
સદા ભવિને સુખકારીજી, નહીં કદાપિ વિકારીજી।
વાઘજી મુનિ ચંદ્ર, શિષ્ય કહે ભાણચંદ્ર,
જિનેન્દ્ર સદા જયકારીજી, એહ રૂચિ મન ધારીજી. ॥૫॥

---

૧ ભેગું ૨ ભેગા કરવા

## (૭૭૪) (૩૩-૬) શ્રીપદ્મપ્રભ-જિન સ્તવન

(દેશી-હમીરીયાની)

શ્રીપદ્મ [1]સદ્મ કમળાતણો; પાય પદ્મ રહ્યો જાસ—સનેહી
વિણ પદમાં તિહું લોકની;
વસી પદ્મપ્રભ પાસ-સનેહી-શ્રી૦ ॥૧॥

[2]કમલા તે બેહું ભાતની, દ્રવ્ય ભાવ પ્રકાર,—સનેહી ।
દ્રવ્યરમા અરિહંતની,
સુરનિર્મિત પ્રાકાર-સનેહી—શ્રી૦ ॥૨॥

પ્રાતિહારાજ આંઠ જે; જન સુખકારી વિહાર-સનેહી ।
[3]હાટક કજ પદથાપના સુરનાયક છડીદાર-સનેહી-શ્રી૦ ૩

ભાવસિરી નિજ ઘરતણી, જ્ઞાનાનંદ અખંડ-સનેહી,
લોકાલોક-પ્રકાશક, દર્શન સહિત પ્રચંડ-સનેહી-શ્રી૦ ॥૪॥

સંતત નિજગુણ ભોગ જે, અવ્યાબાધ સ્વભાવ-સનેહી,
ચપળા કમળા થિર રહી, એ તુમ અતુલ પ્રભાવ
-સનેહી-શ્રી૦ ॥૫॥

મહિમાનિધિ પ્રભુ મુજ મળ્યા, પ્રસર્યો પુણ્ય પ્રકાશ-સનેહી,
[illegible]ગુને, દ્યો શિવકમળા વિલાસ
-સનેહી-શ્રી૦ ॥૬॥

## (૭૭૫) (૩૩-૭) શ્રીસુપાર્શ્વનાથજિન સ્તવન

(દેશી-વીંછુઆની)

શ્રી સુપાસ સુવાસના, પસાર જગ પરિમરપૂર રે લાલ ।
તિણે તિહું લોક વાસિત કર્યા,
કીધા સવિ જન [1]સ-સનૂર રે લાલ ॥૧॥
મિથ્યા અવિરતિ પ્રમુખની, અનાદિ કુવાસના જેહરે લાલ ।
પ્રભુ વાસન ફરસન થકી,
અતિ દૂર કરી સવિ તેહ-રે લાલ શ્રી૦ ॥૨॥
એક વાર પ્રભુ વાસના, વાસિત થયો જે ભવિજીવ-રે લાલ ।
તે નિયમા શુકલપક્ષીઓ,
અર્ધ પુદ્ગલે સિદ્ધિ સમીવ-રે લાલ શ્રી૦ ॥૩॥
એહ વાસના [2]અઘ-નિનાસના,
જિન ભાસિત ભાસના તત્વ-રે લાલ ।
અંતરજ્ઞાન પ્રકાશના,
ભવપાસના છોડે મમત્વ-રે લાલ શ્રી૦ ॥૪॥
પ્રભુ વાસના મુજ આપજો,
સુણો વિનતિ એ જગભાણુ-રે લાલ ।
જિન-ચરણે થિર થાપજો,
કહે વાઘજી મુનિનો ભાણુ-રે લાલ શ્રી૦ ॥૫॥

* * *

૧ તેજસ્વી ૨ પાપને નાશકરનારી

## (૭૭૬), (૩૩-૮) શ્રીચંદ્રપ્રભ-જિન સ્તવન

(દેશી-આછેલાલની)

ચંદ્રપ્રભ જિનચંદ્ર, આઠમો પૂરણાનંદ;
આછે લાલ! દીઠો અતિશય શોભતોજી. ॥૧॥

[1]મંદરમહીધર ધીર, પ્રાપ્ત ભવોદધિ તીર,
આછે લાલ! ભવ પડતાંને થોભતાજી. ॥૨॥

રાગાદિક જે અપાય, જેહથી ભવવૃદ્ધિ થાય,
આછે લાલ! દૂર કર્યા તે દોષનેજી. ॥૩॥

વાર્યો મોહ જંજાળ, સંતત કર્મ જ બાલ;
આછે લાલ! પામ્યા સર્વ ગુણ પોસનેજી. ॥૪॥

કરતા જગ ઉપકાર, ધર્મદેશના જળધાર,
આછે લાલ! સાર વચને ભવિ બૂઝવેજી. ॥૫॥

સંયમ સત્તર પ્રકાર, ભાવ આમય પ્રતિકાર,
આછે લાલ! અતિચાર મળ રૂઝવેજી ॥૬॥

કેવળજ્ઞાન પ્રકાશ, ભવિજન કમળ વિકાશ,
આછે લાલ! કરતો દિનમણિની પરેજી. ॥૭॥

મહિયલ કરે વિહાર, સકળ લોક સુખકાર,
આછે લાલ! જિહાં આદર તિહાં સંચરેજી ॥૮॥

એહવો તીરથનાહ, ભેટ્યો અધિક ઉચ્છાહ,
આછે લાલ! હર્ષ અથાગ હૈયે થયોજી ॥૯॥

વાચકજી મુનિનો ભાણ, કહે પ્રભુ અનંત વિનાણ,
આછે લાલ! સમતાસાગર તું જયોજી. ॥૧૦॥

* * *

૧ મેરુ પર્વત

## (૭૭૮) (૩૩-૧૦) શ્રી શીતલનાથજિન સ્તવન

સોળીડા હંસા ! વિષય ન રાચીએ-એ દેશી

સહેજે શીતળ શીતળ-જિન તણી, શીતળ વાણી રસાળ ।
વદન-ચંદ્રબરાસ અધિક સુણી,
સમજે બાળ ગોપાળ-સહેજે૦ ॥૧॥

મર્મ ન ભાખેરે સંશય નવિ રાખે. દાખે ભવજળ દોષ ।
રાગાદિક મોષક[1] દૂરેં હરે,
કરે સંયમનોરે પોષ-સહેજે૦ ॥૨॥

સુર નર તિરિગણ મન એકાથથી, નિસુણે હર્ષ અપાર ।
વૈર વિરોધ ન ભૂખ તૃષા નહીં,
વળી નહીં નિદ્રા લગાર-સહેજે૦ ॥૩॥

સહુને સુણતાંરે હર્ષ વધે ઘણો, ઉત્તમ
તૃપ્તિ ન પામેરે સ્વાદુપણા થકી,
જિહાં લગી ભાખેરે ન

તાપ મિટે સવિ વિષય કષાયનો, શીતળ
અમૃત-પાન તૃપ્તિ જિમ સુખ લહે,
વહે જનમ ધન્ન ॥

ભવદવ તાપ નિવારો નાથજી, દ્યો શ
વાંછજી મુનિનો ભાણુ કહે પ્રભુ ।
જિમ લહું સુખ ॥

૧ ચોર

ાં.

૭૮). (૩૩-

સોળીડા હંસા ! વિષય ન રાચાએ-એ દેશી

હેજે શીતળ શીતળ-જિન તણી, શીતળ વાણી રસાળ ।
દન-ચંદ્રનરાસ અધિક સુણી,
સમજે બાળ ગોપાળ-સહેજે૦ ॥૧॥

ામં ન ભાખેરે સંશય નવિ રાખે. દાખે ભવજળ દોષ ।
ાગાદિક મોષક[1] દૂરેં હરે,
કરે સંયમનોરે પોષ-સહેજે૦ ॥૨॥

ુર નર તિરિગણ મન એકાગ્રથી, નિસુણે હર્ષ અપાર ।
ેર વિરોધ ન ભૂખ તૃષા નહીં,
વળી નહીં નિદ્રા લગાર-સહેજે૦ ॥૩॥

સહુને સુણતાંરે હર્ષ વધે ઘણો, ઉત્તમ અધિક ઉચ્છાહ ।
તૃપ્તિ ન પામેરે સ્વાદુપણા થકી,
જિહાં લગી ભાખેરે નાહ-સહેજે૦ ॥૪॥

તાપ મિટે સવિ વિષય કષાયનો, શીતળ હુવે ભવિ મન્ન ।
અમૃત-પાન તૃપ્તિ જિમ સુખ લહે,
વહે જનમ ધન્ન ધન્ન-સહેજે૦ ॥૫॥

ભવદવ તાપ નિવારો નાથજી, દ્યો શીતળતારે સાર ।
વાંઘજી મુનિનો ભાણુ કહે પ્રભુ ।
જિમ લહું સુખ અપાર-સહેજે૦ ॥૬॥

## (૭૮૧) (૩૩-૧૩) શ્રી વિમળનાથ જિન સ્તવન

(ગોરીકેને નસો ગોફન ગાલા-એ દેશી)

શ્રી વિમળ જિણંદ વિમળપદવાસી, અવિનાશી જિતકાસી
હો સાંઈયાં અબ મોહે તારો જિનપતિ ।
પૂરણ લોકાલોક પ્રકાશી;
નિત્યાનંદ વિલાસી હો સાંઈયાં અબ૦ ॥૧॥
જગતાર્યો જબ મુજકું તારો,
તબ સબ સાચ કહાઇ હો-સાંઈ૦ ।
જબલગ મેં ન તર્યો તબ ઝુઠી,
તારક-ખ્યાતિ બહાઈ હો-સાંઈ૦ અબ૦ ॥૨॥
કબહુક આપ તારોગે મોંકું, મેં ન તરૂં ગોસાંઈ-હો સાંઈ૦
મેરે ફેલ સબહિ ઝૂઠે,
કયોં તારોગે ગુસાઇ? હો-સાંઈ૦ અબ૦ ॥૩॥
કૌન ભાંત અબ બિરૂદ રહે હે.
આઈ મિલે હો મોસું-હો-સાંઈ૦ ।
મેં પાપી ન તરૂં તબ તારક,
કૌન કહેગે તોસું હો-સાંઈ૦ અબ૦ ॥૪॥
તારક જાનકેં આઈ હુકયો હું,
આચ ધરી મેં તુમારી-હો-સાંઈ૦ ।
જ્યોં ત્યોં અપનો બિરૂદ નિવાહો,
યહ બિનતિ હૈ હમારી-હો સાંઈ૦ અબ૦ ॥૫॥

મેરે ગુન ઔગુન ન બિચારો;
જગનાયક યશ લેહુ હો–સાંઈ૦ ।
૧૭ મુનિકો ભાણ કહે પ્રભુ !
મુજકું શિવપદ દેહું–હો સાંઈ૦ અ૦ ॥૬॥

卐 卐 卐

## (૭૮૨) (૩૩–૧૪) શ્રીઅનંતનાથજિન સ્તવન

(જિણંદા તારી વાણીયે મન મોહ્યું એ દેશી)

અનંત અનંત ભગવંત, અનુપમ કેવળ કમળા કંત ।
સુરત સંત પસંત જસ છાજેરે,
જશ છાજેરે શક્તિ અનંત પ્રભુજી તારા રૂપની બલિહારી રે,
જિણંદા હાંરે બલિહારીરે હાંરે બલિહારીરે !
હું તો વારીરે પ્રભુજી ! તારા રૂપની બલિહારી ॥૧॥
રૂપે મોહ્યા ત્રિભુવન લોક, હરખ્યા નર નારીના થોક ।
[1]દિનકર ઉદયે જિમ [2]કોક,
રંગે ગાવેરે રંગે ગાવેરે જિનગુણ શ્લોકરે પ્રભુજી ! તારા૦ ॥૨॥
પ્રાકૃત–નરથી અધિકે રૂપ, નિર્જિત [3]મંડળ [4]મંડળ ભૂપ ।
તેહથી બળદેવા અનૂપ, કીર્તિપુરૂષારે
કીર્તિપુરૂષારે અતુળસ્વરૂપરે પ્રભુજી ! તારા૦ ॥૩॥
એહથી ભરતાધિપ રાજાન, તેહથી વ્યંતર રૂપનિધાન !
ભવન–જ્યોતિષ ચઢતે વાન, અનુક્રમે બારેરે
અનુક્રમે બારેરે વસે જે વિમાનરે–પ્રભુજી–તારા૦ ॥૪॥
ગ્રૈવેયક જે કલ્પાતીત, પાંચે અનુત્તરવાસી પ્રતીત; !

---

૧. સૂર્ય, ૨. ચકવાક, ૩. સમૂહ ૪. દેશાધિપતિ રાજાઓ.

વ્યાપે હો ! પ્રભુ ! વ્યાપે પ્રભુ ગુણ જેહ,
કાપે ! હો ! પ્રભુ ! કાપે તેહના શોકનેજી ॥૨॥
ધન ધન ! હો ! પ્રભુ ! ધન ધન તું જગમાંહિ,
મુજમન હો ! પ્રભુ ! મુજમનમેં તુંહિજ વસ્યોજી ।
નિરખી હો ! પ્રભુ ! નિરખી તાહરૂં રૂપ,
હરખી હો ! પ્રભુ ! હરખી તનમન ઉલ્લસ્યોજી ॥૩॥
સમતા હો ! પ્રભુ ! સમતા અમૃતસિંધુ,
ગમતા હો ! પ્રભુ ! મન ગમતા સ્વામી મળ્યાજી ।
તેહવા હો ! પ્રભુ ! તેહવા દીઠા આજ,
જેહવા હો ! પ્રભુ ! જેહવા કાને સાંભળ્યાજી ॥૪॥
માહરી હો ! પ્રભુ ! માહરી પૂગી આશ,
તાહરી હો ! પ્રભુ ! તાહરી દ્રષ્ટી હુઈ હવેજી !
વાઘજી હો ! પ્રભુ ! વાઘજી મુનિનો ભાણ,
પન્નરમા હો ! પ્રભુ ! પન્નરમા જિનને વિનવેજી ॥૫॥

卐 卐 卐

## (૭૮૪) (૩૩–૧૬) શ્રીશાંતિનાથજિન સ્તવન

(દેશી મથુરાની)

સોળમા શાંતિ જિનેશ્વરૂ હો રાજ, ચક્રી પંચમ એહ હો!
–મન મોહન સ્વામી ।
વિનવું હું શિરનામી હો ! રાજ !
તું મુજ અંતરજામી હો–મન૦ ।
ઉપકારી ત્રિહું લોકના હો ! રાજ !
જિન જગ રવિ શશિ એહ રે –મન૦ ॥૧॥

માહરે તુમશું પ્રીતડી હો ! રાજ !
તું તો સદા વીતરાગ હો-મન૦ ।
ભિન્ન સ્વભાવ તે કિમ મિલે હો ! રાજ !
ઈમ નહીં પ્રીતિનો લાગ હો-મન૦ ॥૨॥
હું મોહે મુંઝયો ઘણું હો ! રાજ !
તું નિરમોહી ભદંત હો-મન૦ ।
તું સમતા-સુખ સાગરૂ હો ! રાજ !
હું જગ મમતાવંત હો- મન૦ ॥૩॥
હું જડ-સંગે રંગીઓ હો ! રાજ !
તું ચિદાનંદ-સ્વરૂપ હો-મન૦ ।
ભવ-તૃષ્ણા મુજને ઘણી હો ! રાજ !
તું શીતળ જગ-ભૂપરે-મન૦ ॥૪॥
ઈમ બિહું ભિન્નપણાથકી હો ! રાજ !
કિમે એક તાન મિલાય હો-મન૦ ।
સ્વામી-સેવક અંતરે હો ! રાજ !
કિમ લહું ! સ્વામી ! પસાય રે-મન૦ ॥૫॥
પણ ભક્તિ નિર્મળ કરી હો ! રાજ !
અહનિશ કરૂં તુમ સેવરે-મન૦ ।
આશ્રિત જાણી સંગ્રહો ! રાજ !
પાર ઉતારો દેવ હો-મન૦ ॥૬॥
તુમ નાથે હું સ-નાથ છું રાજ !
ધન્ય ગણું અવતાર ! હો-મન૦ ।
વાઘજી મુનિના ભાણને હો ! રાજ !
આપો શિવસુખ સાર હો-મન૦ ॥૭॥

卐 卐 卐

## (૭૮૫) (૩૩-૧૭) શ્રીકુંથુનાથ જિન સ્તવન

(અજિત સયાને જિનજી ! અજિત સયાને-એ દેશી)

તીરથ નાયક લાયક કુંથુ સુણીજે,
કુંથુ સુણીજે નિજ વીનતિ ભણીજે—॥૧॥
સાહિબ અરજ સુણીજે
અરજ સુણીને જે લેખી ગણી જે—સા૦ ॥
નિજપદ સેવક જાણી વંછિત કીજે,
વંછિત દેઈ આશા પૂરણ કીજે—સા૦ ॥

સુરતરૂ સમ સુખદાયક જાણી,
જાણીને સ્વામી આગળ માંડયો છે પાણિ સા૦
તુમસમ દાયક બીજો નહીં ગુણ ખાણી,
ત્રિભુવન પ્રભુતા સઘળી તુજમેં સમાણી સા૦ ॥૨॥
રાગી જે દેવા જગમેં તેને ન યાચું
યાચું તો યાચું પ્રભુજી સુખથી રાચું સા૦
તું જિન આપે તે તો નહી કાચું,
જાચું જે આપે છે તે ચિરસુખ સાચું સાહેબ૦ ॥૩॥
યદપિ બહોળા યાચક છે તુજ સ્વામી,
સ્વામી તું માહરે એક અંતર જામી સા૦ ।
આશ્રિત ઉવેખિયે વિસરામી,
પામીયે ચિરસુખ એહવો અવસર પામી. સાહેબ૦ ॥૪॥
ખોટ ન દીસે કોઈ પ્રભુને ખજાને,
શ્યાને વિલંબ કરો મુજ દાને સા૦ ।
વાઘજી મુનિનો ભાણુ પ્રભુ બહુ માને
નિજ માનવ ભવ ધન્ય ધન્ય માને. સાહેબ૦ ॥૫॥

## (૭૮૬) (૩૩-૧૮) શ્રી અરનાથજિન સ્તવન

(ઘસરા ઢોલા એ દેશી)

અર જિનવર અઢારમોરે,
સાતમો ચક્રી સુખકર-સ્વામી ।
જય જય દેવી નંદન જય! શિવગામી
ભવ સાયરનો અર[1] લહ્યો રે,
દૂર કર્યો ભવચક્ર-સુખકર સ્વામી. ॥૧॥

જન્મ સમે હોય પ્રભુતણેરે,
ત્રિભુવન માંહી ઉદ્યોત. સુખ૦ ।
[2]આરાકુલ [3]ધરા વીસમેરે,
નારકી સુખીયાં હોત.-સુખ૦ ॥૨॥

દિશિ પ્રસન્ન સરવે તદારે, અનુકૂળ વાય સુવાય-સુખ૦
સુરલોકે વધામણા રે, વાસવ હર્ષ ન માય.-સુખ૦ ॥૩॥

છપ્પન્ન દિશિકુમરી તિહાંરે, નિજ નિજ રિદ્ધિ સમેત-સુખ૦
સ્નાન-વિભૂષાદિક કરેરે, પ્રભુશું અધિકે હેત-સુખ૦ ॥૪॥

સુરગણ મળી સુરગિરિ જઇરે, અભિષેકે જગનાહ;-સુખ૦
નિજ ભવ ધન્ય ગણે સુણેરે,
જય જય જગ-સત્થવાહ-સુખ૦ ॥૫॥

નૃપ કારાગૃહ છોડવેરે, દિએ દાન અપાર, સુખ૦ ।
ઇમ માનવ સુખીયા સહુરે,
પશુ સુખ પટહ અમાર-સુખ૦ ॥૬॥

---

૧. કિનારો, ૨. આરાની ચોથ ૩. પૃથ્વી.

ઈમ સહુને સુખાકારીયારે; સુખ કરો મુજને દયાળ;–સુખ૦
વાઘજી મુનિના ભાણને રે,
ઘો શિવસુખ વિશાળ–સુખ૦ ॥૭॥

卐 卐 卐

## ૭૮૭ (૩૪–૧૯) શ્રી મલ્લિનાથ જિન સ્તવન

(જાટકીની-દેશી)

સુકૃતવલ્લિ-વિતાન વધારવા, શ્રી મલ્લિજિનવર જલધાર;
મોહમહા પલ્લિપતિ હરાવ્યો. ભવહલ્લીસક[1] નહિ લગાર.
ત્રિભુવન મોહ્યો પ્રભુજીને દરિસણે,
જિમ મોહ્યા ખટ રાજન ।
તે પણ બોધ્યા જિન વચનામૃતે,
પામ્યા શિવપુર સૌખ્ય નિધાન–ત્રિ૦ ॥૧–૨॥
ત્રણસેં કુમરી રાજા તણી અમરી સરખું રૂપ ।
સાથે વ્રત અને દાન ગ્રહી લહ્યું,
તિણે દિન કેવળજ્ઞાન અનૂપ–ત્રિ૦ ॥૩॥
મનકામિત સુખદાયક કુંભ જે,
જગમે કામકુંભ કહેવાય ।
અગણિત દેતા સુણી લંછન મિષે;
સેવે કુંભનૃપાંગજ પાય–ત્રિ૦ ॥૪॥
પ્રભાવતી પુત્રી સાવિત્રી જગતની,
[illegible]

વાઘજી મુનિના શિષ્ય ભાણચંદ્રને,
પાર ઉતારો ગ્રહી હાથ-ત્રિ૦ ॥૫॥

卐 卐 卐

## (૭૮૮) (૩૩–૨૦) શ્રીમુનિસુવ્રતજિન સ્તવન

(સાહિબા શામળીયારે-એ દેશી)

શ્રી મુનિસુવ્રત જિન વીસમારે, મહિમાનિધિ મહારાજ
પ્રગટયા પૂરવ ભવે કર્યારે,
પુણ્ય અમારાં આજ-મોહન ! મનવસીયારે. ॥૧॥
તુજ સરીખો સાહિબ મળ્યો રે, હવે કોઈ નાચે દાય,
માલતી મોહ્યા [1]ભૃંગને રે,
આકરકુસુમ ન સુહાય-મોહન૦ ॥૨॥
રાજહંસ માનસ રમેરે, ન ગમે છીલ્લર નીર ।
ગજ [2]શર-વન કિમ રતિ લહે રે,
જે રહે રેવાતીર-મોહન૦ ॥૩॥
દ્રાખ લહી અમૃત સમીરે. લીંબોળી કુણ ખાય ।
તિમ પ્રભુ મળીયા અન્યનીરે,
વાંચ્છા કિમહિ ન થાય-મોહન૦ ॥૪॥
મેં તું સ્વામી સેવીયોરે, સેવકજન આધાર ।
વાઘજી મુનિના ભાણનેરે;
આપો શિવસુખ સાર-મોહન૦ ॥૫॥

卐 卐 卐

૧ ભમરાને ૨ આકડાના ફુલ

## (૭૮૯) (૩૩-૨૧) શ્રીનમિનાથ જિન સ્તવન

(જીરેમારે શાંતિ જિણેસરદેવ, અરજ સુણો એક માહરીજીરે

જીરે ! નમિ જિન અમિત આણંદ,
[1]મંદર સમ [3]ધીરિમ ગુણે-જીરેજી ।
જીરે ! જેહ વિજયનૃપનંદ, ચંદન સમ શીતળપણે-જી૦ ।૧।
જીરે ! વપ્રાઉદર-સરહંસ, વંશ ઈક્ષ્વાગ સુહંકરૂં-જી૦
જીરે ! કંસ[4]-ભાજન જળ અંશ,
જિમ નિર્લેપી જિનવરૂ-જી૦ ।।૨।।
જીરે ! નીલકમળ પ્રભુ પાય, લાંછન મિસ સેવા કરે-જી૦
જીરે ! દ્રવ્યરમાનો ગેહ, ભાવરમા આશા ધરે-જી૦ ।।૩।।
જીરે ! એકવીશમા અ-કષાય, શિવસખાય લાયક મળ્યા-જી૦
જીરે ! પૂરણ થઈ મુજ આશ,
આજ મનોરથ સહુ ફળ્યા-જી ।।૪।।
...ધિ જિનદેવ, સેવા કરૂં હું તાહરી-જી૦ ।
વાચજી મુનિનો ભાણ,
સફળ કરેજ્યો માહરી-જી૦ ।।૫।।

卐 卐

## ૩૩-૨૨) શ્રી નેમિનાથ જિન સ્તવન

(દેશી-બિંદલીની)

નેમી જિણંદા,
... પરમ આણંદા હો- જિનવર સુખકંદા ।

૧ કમલ. ૨ મેરૂ. ૩ ધૈર્ય. ૪ કાંસાનું વાસણ

ભવિ-કુમુદ ચકોરી ચંદા,
સેવે [1]વૃંદારક-[2]વૃંદા હો-જિન૦ ॥૧॥
પરમાતમ પૂરણ આનંદા,
પુરૂષોત્તમ પરમ મુણિંદા હો-જિન૦ ।
જય જય જિન જગત જિણંદા,
ગુણગાવે ત્રિભુવન વૃંદા હો-જિન૦ ॥૨॥
[3]ધીરીમ જિત મેરૂગિરીંદા,
ગંભીરમ [4]શયન-મુકુંદા હો-જિન૦ ।
સદા સુપ્રસન્ન મુખ અરવિંદા,
દંત છબિ ચિત્ત મસિ [5]કુંદા હો જિન૦ ॥૩॥
શ્રીસમુદ્રવિજય નરીંદા,
માતા શિવાદેવીના નંદા હો-જિન૦ ।
વારંતા પ્રભુ ભવ-ભય ફંદા,
દૂરે કર્યા દુઃખ કંદા હો-જિન૦ ॥૪॥
જેણે જીત્યા મોહ-મૃગેંદા,
શિવસુખ-ભોગી ચિદાનંદ હો-જિન૦ ।
વાઘજી મુનિ શિષ્ય ભાણચંદા,
ઈમ વિનવે હર્ષ [6]અમંદા હો-જિન૦ ॥૫॥

卐 卐 卐

---

૧ દેવ, ૨ સમૂહ, ૩ ધૈર્ય, ૪ સમુદ્ર, ૫ શ્વેતપુષ્પ, ૬ ઘણા

## (૭૯૧) (૩૩-૨૩) શ્રીપાર્શ્વનાથ જિન સ્તવન

(છેડોનાંજી ! છેડોનાંજી ! ઢોરથાજી !
વિષયનાં વયણાં વિરૂવા છેડો નાંજી-એ દેશી)

શ્રીપાર્શ્વજિનેશ્વર પરમ દયાનિધિ,
દુખહર સુખકર સ્વામી ।
[1]કુમતનિશા-તિમિરાંતક દિન મણિ, શિવમંદિર વિસરામી
અંયરયામી ! તું પરિણતિ નિઃકામી,
તેં નિજ પ્રભુતા પામી-અંતઃ
તું સુખદાયક ત્રિભુવનનાયક, નતસુરનાયક વૃંદ
મોહ-મહા તસ્કરપતિ-ઘાયક,
જ્ઞાયક સકળ જિણુંદ-અંતઃ
અસુરાધમ કમઠાસુર શઠતર; હઠભર દલન [2]ઘર
જયકૃત કર્મસમૂહ વિજય જિમ,
મર્દિત મદન [3]મરટ્ટ-અંત
અશ્વસેન નૃપકુળ તિલકોપમ, લંછન જાસ ફ
લબ્ધ પસાય કષાય-બહુળજે,
ફણિધર હુવો ધરણિંદ-અંત
ામાસુત અદ્ભુત ગુણગણયુત, ઈંદ્રનીલ સમ
વાઘજી મુનિનો ભાણ કહે પ્રભુ !
કરો શિવસુખ પસાય-અંત

卐 卐 卐

૧ મિથ્યાત્વરૂપી=નિશા રાત્રિના તિમિર=અંધકારને દૂ
દિનમણિ=સૂર્ય ૨ ઘંટી

પ્ર૦ ઈણુ જગમાં ઉપગારી ભવિને તારણો રે-લો;
પ્ર૦ ધ્યેય સરૂપે તું છે ભવભય વારણો રે-લો૦ ॥૩॥
પ્ર૦ અહનિશિ મુજને નામ તમારૂં સાંભરે રે-લો,
પ્ર૦ તિમ તિમ માહરો અંતર આતમ અતિ ઠરે રે-લો ।
પ્ર૦ બહુ ગુણનો તું દરિયો ભરિયો છે ઘણું રે-લો,
પ્ર૦ તેમાંથી શું દેતાં જાયે તુમતણું રે-લો. ॥૪॥
પ્ર૦ તુમ [1]પદકજની સેવા કલ્પતરૂ સમી રે-લો,
પ્ર૦ મુજને આપજો તેહ કહું પાયે નમીરે લો ।
પ્ર૦ **શ્રીઅખયચંદ સુરીશ** પસાય તે સાધશું રે લો,
પ્ર૦ દુશ્મન દૂર કરીને સુખથી વાધશું રે લો. ॥૫॥



## (૭૯૪) (૩૪-૨) શ્રીઅજિતનાથજિન સ્તવન

**(આદિ તે અરિહંત અમઘેરે આવો રે-એ દેશી)**

**શ્રી અજિત** જિનેશ્વરદેવ માહરો સ્વામી રે,
મેં પૂરવ પુણ્ય-પસાય સેવા પામી રે ।
મન-ચિંતિતનો દાતાર મુજને મળિયો રે,
હવે મિથ્યામતિનો જોર સહુયે ટળિયો રે. ॥૧॥
તો સમ બીજો કોઈ દેવ માહરે નયણેરે,
નાવે ઈણુ સંસારમાંહિ સાચે વયણેરે ।
તમે નિરાગી ભગવાન કરૂણા રસિયારે,
આવીને મનડામાંહી ભગતે વસિયારે. ॥૨॥

---
૧ ચરણકમલની

ઝરણાં

વિજયા

[illegible]
મનમોહન શ્રી જિનરાજ કંચન કાયારે,
અવલંબ્યા મેં મહારાજ તોરા પાયારે ॥ ૩ ॥

ઇમ જાણીને જગદીશ મુજને તારો રે,
દુઃખ દારિદ્ર ભયથી નાથ મુને ઉગારો રે ।
ઝાઝી ઝાઝી શી વાત તુમને કહીએ રે,
પ્રભુ બાંહ્ય ગ્રહ્યાની લાજ હવે નિરવહિયેરે. ॥૪॥

તુમને છોડીને ઓર કેને જાચું રે,
જિન ! દાખો મુજને તેહ કહિયે સાચું રે,
શ્રીઅખયચંદ સૂરીશ ચરણ પસાયે રે,
ખુશાલમુનિ મન ખંત પ્રભુ ગુણ ગાયેરે. ॥૫॥

---

## (૭૯૫) (૩૪-૩) શ્રીસંભવનાથ-જિન સ્તવન

શ્રીસંભવ ભવ-ભયહરુરે,
જગજીવન જિનઆધાર-અંતરજામીરે ।
જેહનું મુખ દીઠાં થકાં,
સુખ પામે ભવિક અપાર-અંતરજામીરે. ॥ ૧ ॥
આંખડી કમળની પાંખડી,
વળી [1]વદન શરદનો ચંદ;-અંતર૦ ।
વાણી મીઠી જિનતણી, સાંભળતાં થાય આણંદ.-અંતર૦ ॥

---

૧ મુખ

[1]અર્ધશશિ [2]ભાલ વિરાજતો,
અધર પ્રવાળી જેમ-અંતર૦ ।
[3]દશન [4]છબિ હીરા જિશી તે દેખ્યાં વાધે પ્રેમ.-અંતર૦ ॥૩
અ-મળ અ-રોગ શુચિ સદા,
વળી અદ્ભુત દેહ-સુવાસ-અંતર૦ ।
શુભલક્ષણ જે જગતમા,
તે સહુ છે તાહરી પાસ-અંતર૦ ॥૪॥
અનુપમ ઉપમ તાહરે, કહો દીજે કેણી રીત-અંતર૦ ।
શ્રી અખયચંદ સૂરીશનો,
ખુશાલ નમે એક ચિત્ત.-અંતર૦ ॥૫॥

---

## (૭૯૬) (૩૪-૪) શ્રીઅભિનંદન જિન સ્તવન

(હું રે આવીજું મહી વેચવા રે લોલ-એ દેશી)
અભિનંદન અરિહંતજીરે લોલ,
સાંભળો ચતુર સુજાણ મોરા સાહેબ જીરે ।
હવે નહિં સેવું બીજા દેવને રે લોલ ।
તું લાગે મુજને ઘણોરે લો,
વાલ્હો જીવન પ્રાણ,-મોરા૦ હવે૦ ॥૧॥
તું સમરથ શિર માહરે લો,
તારણ તરણ જિહાજ-મોરા૦
જે કોઈ તુજ પદ [5]આસર્યા રે લો,
તેહ લહ્યા અવિચળ રાજ—મોરા૦ હવે૦ ॥૨॥

---

1 આઠમનો ચંદ્ર 2 કમળ 3 દાંત 4 કાંતિ 5 આશ્રય લીધો

કાળ અનાદિ અનંતનોરે લો, હું ભમ્યો ભવની રાશ-મોરા૦
ઉરધ અરધ તિરછી ગતેરે લો,
વસિયો મોહનિવાસ—મોરા૦ હવે૦ ॥૩॥
મેં અપરાધ કર્યા ઘણારે લો, કહેતાં નાવે પાર-મોરા૦ ।
હવે તુજ આગળ આવિયોરે લો,
મુજ ગરીબને તાર—મોરા૦ હવે૦ ॥૪॥
પારંગત પરમેશ્વરૂરે લો, ભગતિવત્સળ પ્રતિપાળ-મોરા૦ ।
**શ્રી અખયચંદ સૂરીશનો રે લો,**
શિષ્ય નમે ખુશિયાળ—મોરા૦ હવે૦ ॥૫॥

---

## (૭૯૭) (૩૪-૫) શ્રી સુમતિનાથજિન સ્તવન

(ગરબો કોણને કોરાવ્યો કે, નંદજીના લાલ રે-એ દેશી)

**સુમતિજિણેસર** સાહિબ સેવો કે—ભવિ ચિત લાય રે,
એ તો ટાળે કુમતિ કુટેવો કે—કરી સુપસાય રે ।
સુર નર દેવોનો એ દેવો કે—ભવિ૦ ।
સહજે આપે સમકિત મેવો કે, કરી સુપસાયરે૦ ॥૧॥
ઈણ દુક્કર પંચમ આરે કે—ભવિ૦,
એહને નામતણે આધારે કે—કરી૦ ।
જે નર ભાવથકી સંભારે કે—ભવિ૦,
તેહના ભવભય દૂર નિવારે કે— કરી૦ ॥૨॥
મોહે હીરો જેહવો જાચો કે—ભવિ૦,
એ તો જિનજી તિણિપરે સાચો કે—કરી૦ ।

હોવે જેહની મિથ્યા વાચો કે—ભવિ૦,
તેહને સેવે જે હોય કાચો કે—કરી૦ ॥૩॥
ગુણ વિણ રાચે ઉંચે ઠામે કે—ભવિ૦,
તે નહી ગુણવંતનું પદ પામે કે—કરી૦ ।
[1]વાયસ શિખરે જઈને બેસે કે—ભવિ૦,
ઉપમ ગરૂડતણી કિમ લેશે કે—કરી૦ ॥૪॥
તરતમ જોગે સગવડ નાવે કે—ભવિ૦,
જે વિષયાદિક તાપ શમાવે કે—કરી૦ ।
તેહ જગનાયક કહેવાય કે—ભવિ૦
ખુશાલમુનિ હરખિત થાય કે—કરી૦ ॥૫॥

---

## (૭૯૮) (૩૮-૬) શ્રી પદ્મપ્રભજિન-સ્તવન

(જિમમાયા ગરબે રમે જો-એ દેશી)

પદ્મપ્રભ જિનરાજનાં જો, રૂડા ચરણકમળની છાંહ જો ।
વસતાં વિષય-કષાયનાં જો,
સર્વ દૂર ટળે દુઃખ-દાહ જો—પદ્મ૦ ॥૧॥
આ ભવ પરભવ તુજ વિના, જો કોઈ કર્મ મર્મના અંત જો ।
કેઈ રે એહવો નહી તંત,
ભજિ સુખકર સાહિબ સંત જો—પદ્મ૦ ॥૨॥
અમરજિત મહિમ [2]પુરંદરૂ જો, [3]તનુ સુંદર [4]વિદ્રુમવાન જો ।

---

૧ કાગડો ૨ ઇંદ્ર ૩ શરીર ૪ પરવાળા જેવું (લાલ)

[1]મંદરગિરિ જિમ ધીરમાં જો,
આપે સેવકને વંછિતધન જો—પદ્મ૦ ॥૩॥
તુજ [2]મોટિમ ગુણ અરવિંદમાં જો,
ધરો મન-મધુકર એક તાનજો ।
વિનય વિધિ રસિયા સહુજો,
લહે અભિ-પરાગ અમાન જો—પદ્મ૦ ॥૪॥
ધરનૃપતિકુળચંદલો જો, રાણી સુસીમાગાત મલ્હાર જો ।
શ્રી અખયચંદસુરીશનો જો,
કહે ખુશાલમુનિ હિતકાર જો—પદ્મ૦ ॥૫॥

---

## (૭૯૯) (૨૪-૭) શ્રીસુપાર્શ્વનાથજિન સ્તવન

( હાંજી આઠે ઓવાને નવ ઓરડી રે,
(તહાં વસે રંગેતા ચાર રે-એ દેશી )

હાંજી ! જિમ નિરખું તુજ બિંબને રે,
હોય હરખ અધિક મુજ મન્ન રે ।
જિન સુપાસ સોહામણા ।
હાંજી ! વિષય-રહિત તાહરાં નેણ છે રે,
ઘણું મુખડું સદા સુપ્રસન્ન રે—જિન૦ ॥૧॥
હાંજી ! ભાવ-સ્વરૂપ તુજ સાંભરે,
તિહાં પ્રાતિહારજ મનોહાર રે—જિન૦ ।
હાંજી ! સુર-નરપતિ વિદ્યાધરા રે,
તિહાં સેવ કરે નિરધાર—જિન૦ ॥૨॥

---

૧ મેરૂપર્વત     ૨ મોટાઈ

હાંજી ! લોકાલોક પ્રકાશતા રે,
 તિહાં વાસતો ભવિ-મન બોધ રે—જિન૦ ।
હાંજી ! શાશ્વતુ શાસન તાહરૂં રે,
 તિહાં થાયે આશ્રવ-રોધ રે—જિન૦ ॥૩॥
હાંજી ! હાસ્યાદિક તાહરે નહી રે,
 તિહાં નહી ક્રોધાદિક ચાર રે—જિન૦ ।
હાંજી ! ચોત્રીશ અતિશય રાજતો રે
 સવિ જન-મન-કજ-દિનકાર રે—જિન૦ ॥૪॥
હાંજી ! તાહરો તુજ પ્રતિબિંબમાં રે,
 તિહાં ભેદ ન હોય લગાર રે—જિન૦ ।
હાંજી ! શ્રી **અખયચંદ સૂરીશનો** રે,
 શિષ્ય **ખુશાલમુનિ** હિતકાર રે—જિન૦ ॥૫॥

## (૮૦૦) (૩૪-૮) શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન

**(આસો માસે શરદપૂનમની રાતજો-એ દેશી)**

સાહિબો મારો ! ચંદ્રપ્રભ જિનરાજ જો,
 ભવિક રે ચકોર નયનડે ચંદ્રમા રે લો ।
સાહિબ માહરા ! તીન ભવન શિરતાજ જો,
 છાજે રે ઠકુરાઈ પદવી તીરમાં રે લો૦ ॥૧॥
સાહિબ માહરા ! વાણી યોજન માનજો,
 રૂડીરે [1]ધુની ગાજે મેઘતણી પરે રે લો;

---

૧ ધ્વનિ-અવાજ

સાહિબ માહરા ! [1]કણું પુડે એક ત
સાંભળતાં ન રહેરે સંશય ચિર
સાહિબ માહરા ! દેવ રચિત તિહાં કૂ
પંચરે વરણના પગર સોહામ
સાહિબ માહરા ! ચામર છત્ર અમૂલ્ય
પુંઠેરે ભામંડળ સોહે અતિ ઘ
સાહિબ માહરા ! સુર-દુંદભિનો નાદ જો
વાજેરે ભાંજે સવિ દુખડાં દેહનાંરે લો; ।
સાહિબ માહરા ! જાયે દૂર વિષાદ જો,
પાતિકડાં રે ઉભાં ન રહે કેહનાં રે લો૦ ॥૪॥
સાહિબિયાજી ! તું છે માહરો નાથ જો,
હું છું રે લઘુ સેવક દિલમાં જાણજો રે લો ।
સાહિબાજી ! તું શિવનગરીનો સાથ જો,
સુજરોરે ખુશાલમુનિનો માનજો રે લો૦ ॥૫॥

## ૦૧) (૩૪-૯) શ્રી સુવિધિનાથજિન સ્તવન

ગ્યો શારદપૂનમનો ચંદ, મુજને ઉપન્યો રે આનંદ)
ધિ જિનેસરજીશું પ્રીત, માહરા મનની અવિહડ રીત ।
વિણ ન ગમે બીજો કોઈ, જાણું રહીએ સેવક હોય૦ ॥૧॥
માલતી-ફૂલે રસભંગ, ન કરે બાઉલ તરૂશું રંગ ।

[1] રૂપરો છે રે ભમરો

ગંગાજળમાં નાહ્યા જેહ, છીલર જળશું ન કરે નેહ૦ ॥૨॥
સરોવર ભરિયાં બહુળે નીર, જળધર વિણ નવિ પિયે[1] કીર ।
કમલિની દિનકર કુમુદિની ચંદ, એહથી વાધે અધિક આણંદ.
ગૌરી કમળા હર હરી જેમ, વાધે દિન દિન વધતો પ્રેમ ।
કોકિલ પામી તરૂ સહકાર, મંજરીશું તે અધિકો પ્યાર. ॥૪॥
તિણિપરે તુમ ગુણશું છે રાગ, માહરો જાગ્યો પૂરણ ભાગ ।
**શ્રી અખયચંદ સૂરીશ** પસાય,
**ખુશાલમુનિ** પ્રભુના ગુણગાય. ॥૫॥

❁

## (૮૦૨) (૩૪-૧૦) શ્રી શીતળનાથ જિન સ્તવન.

(આંગણે ઉભા કાનજી ને ગરબે રમે ગોપી રે-એ દેશી)

દશમા **શીતળનાથ** સેવો ભવિકા, રૂડે ભાવરે,
તેહશું અંતર કેમ રખાયે, જેહશું નેહ જમાવરે ।
દાતા એહવું નામ ધરાવે, કોઈ ગુમાની ભૂપરે,
તું તો ખીર સમુદ્ર સરિખો, મેં તો ખાલી કૂપરે. ॥૧॥
ઓર ખજુઆ તગતગે, વળી તું તો તેજે ભાણરે,
ગિરૂઓ જાણી આદર્યો મેં, મનમાં મહેર આણરે, ।
દુઃખડાં માહરાં દૂર ટાળો, પાળો મહારાજરે,
સહજે હેતે નેન નિહાળો, રાખો માહરી લાજરે. ॥૨॥
કરૂણાવંત કહાવે તું તો, હું તો કરૂણા ઠામ રે,
કરજે વેગે સાહિબિયાને, આપી જે ઈનામ રે ।

---
[1] ચાતક

અંતરજામી માહરો તું આતમ આધારરે,
મનની જાણે વાતડી તો, શે ન કરે ઉપગારરે. ॥૩॥
તું છે માહરો નાયકજીને, હું છું તાહરો દાસરે ।
મનને મોજે મુજને આપો, સારૂં સુખ વિલાસરે ।
શીશ નમાવી તુજને ભાખું, સુણ તું દીન દયાળરે ।
નામ તુમારો જપવાનો ઘણો, ઋષિ ખુશાલને હાલરે. ॥૪॥

---

## (૮૦૩) (૩૪–૧૧) શ્રીશ્રેયાંસનાથજિન સ્તવન

**(કાનજી કાળાને વાંસળીવાળા ન હરે તું ચાળા-એ દેશી)**

**શ્રી શ્રેયાંસ** કૃપાકર ઠાકુર, ચાકરશું ચિત્ત દીજે રે,
લોકાલોક પ્રકાશ [1]દિવાકર, માહરાં વયણ સુણીજે રે ।
ગુણગુણતણા [2]રત્નાકર સ્વામી, વહિલી સુનજર કીજે રે,
તાહરે છે બહુ સેવક તો હું, મુજ મન તુજશું રીઝે રે ॥૧॥
ન ગમે મુજને તુજ વિણ બીજો, દીઠો [3]સુહણે નાથ રે,
તો કિમ પરતખ તેહને દેખું, તે નહી શિવપુર સાથ રે ।
હું નિસનેહી એક સનેહી, નેહ કિણિ પરે થાય રે,
એકપખી જે પ્રીત કરતાં, કિમ નિરવાહી જાય રે ॥૨॥
રાખે મનડાં તું સવિ જનનાં, નિજ મન કયાં ન મેળે રે,
લલચાવે નિજ રૂપ દેખાડી, સહજ સભાવમાં ખેલે રે ।
.... .... .... ....
રાગે કરીને ભવિને રંજે, પણ તું તો વીતરાગ રે ॥૩॥

---

૧ સૂર્ય ૨ સમુદ્ર ૩ સ્વપ્ને

એહવાશું મેં ચિત્તડું બાંધ્યું, પહેલાં કાંઈ ન વિચાર્યું રે,
હવે નિરવાહન પ્રભુથી હોશે, એ નિશ્ચય મે ધાર્યું રે ।
સંગ રહિતને મિળવાનું જે, તે કારણ મેં જાણ્યું રે,
ત્રિકરણ જોગે ભક્તિ કરી જે હિયડામાંહી આણ્યું રે ॥૪॥

સુજને ભાવે ભક્તિ કરતાં, હિત કરીને શીખાવો રે,
હું મૂરખ મતિહીન મહાશઠ, એહવો શું સમજાવો રે ।
**શ્રી અખયચંદ સૂરીશ** સુગુરૂની, કરૂણા જ્યારે થાશે રે,
શિષ્ય **ખુશાલમુનિના** દુશ્મન, દહ દિશિ દૂર પલાશે રે. ॥૫॥

---

## (૮૦૪) (૩૪-૧૨) શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

### (અનિ હાંરે વાહાલો વસે વિમળાચળે રે-એ દેશી)

અને હાંરે મ્હારો પ્રભુ દિયે છે દેશના રે,
તે તો સાંભળે છે ભવિજન્ન ।
સમવસરણ બેઠા શોભતા રે,
ભાખે ચાર મુખે સુ-પ્રસન્ન—પ્રભુ૦ ॥૧॥

મ૦ બારે પરષદા તિહાં મિળી રે, સવિ બેસે આપણે ઠાય ।
વાણી જોજન ગામિની રે,
એ તો સુણતાં આવે દાય—પ્રભુ૦ ॥૨॥

મ૦ રૂડાં વયણડાં નીકળે રે. ધુની મેઘ પરે ગંભીર ।
પામર વચને ન મિલે કંઈ રે,
ઉંચે શબ્દે સાહસ ધીર—પ્રભુ૦ ॥૩॥

અ૦ પડછંદા ઉઠે બોલતાં રે, અતિ સરલપણે અભિરામ ।
માળવકૌશિક રાગથી રે, જે આણે હિયડું ઠામ—પ્રભુ૦
અ૦ **શ્રી વાસુપૂજ્ય** જિન સાહિબા રે,
મ્હારી મિથ્યામતિને ટાળ ।
**ખુશાલમુનિને** નિત આપજ્યો રે,
તું જાણીને થાજ્યો દયાળ—પ્રભુ૦ ॥૫॥

---

## (૮૦૫) (૩૪-૧૩) શ્રીવિમલનાથજિન સ્તવન

**(આદીતે અરિહંત અમઘેર આવો રે-એ દેશી)**

**વિમળ** જિનેસર દેવ-નયણે દીઠા રે,
મૂરતિવંત મહંત-લાગે મીઠા રે ।
મધુરી જેહની વાણી-જેવી શેલડી,
સાંભળતાં સુખ થાય-કામિત વેલડી—॥૧॥
જાગ્યાં માહરાં ભાગ્ય-તુજ ચરણે આયો,
પાપ ગયા પલાય-ગંગાજળ ન્હાયો ।
દુધે વુઠયા મેહ-અશુભ દિવસ નાઠા,
દૂર ગયા દુઃખ દંદ-દુશમન થયા માઠા—॥૨॥
હવે માહરો અવતાર-સફળ થયો લેખે,
પણ મુજને એકવાર-નેહ નજરે દેખે ।
સુરમણિથી જગદીશ-તુમે તો અધિક મિળ્યા,
પાસા માહરે દાવ-મુંહ માગ્યા ઢળ્યા—॥૩॥
ભૂખ્યાને માહારાજ-જિમ ભોજન મિળે,
તરશ્યાને ટાઢું નીર-અંતર તાપ ટળે ।

થાક્યો તે સુખપાળ બેસી સુખ પામે,
તેમ ચાહતા મિત્ત મિળતાં હિત જામે—॥૪॥

તાહરે ચરણે નાથ હેજે વળગ્યો છું,
કદિય ન દેજો છેહ નહીં હું અળગો છું ।
**શ્રી અખયચંદસૂરીશ** ગુરુજી ઉપગારી,
શિષ્ય મુનિ **ખુશાલ** જાવે બલિહારી—॥૫॥

---

## (૮૦૬) (૨૪-૧૪) શ્રીઅનંતનાથજિન સ્તવન

**(સોનલા રે કેરડી ચાલ રૂપલાનાં પરાથાળિયાં રે-એ દેશી)**

સાહિબા રે ! **અનંત** જિનરાજ તુમે તો જઈ અળગા રહ્યા રે;
સાન રાજે રે ! એહવા દૂર તુમ દરશણના [1]ઉમહ્યા રે ।
એ જગમાં રે ભવિ-જન લોક તાહરા ગુણને ગાવતા રે,
મનશુદ્ધિ રે એકણુ-રાગ ભાવના રૂડી ભાવતા રે ॥૨॥
કહો તેહને આપણા દાસ [2]લેખવીને સંભાળશે રે,
કોણ એહવો રે પૂરે પ્રેમ તુમ વિણ બીજો પાળશે રે ।
તે માટે રે માહરા મનમંદિરમાં આવવું રે,
વીતરાગજી રે વિનતિ એહ માની સુખ ઉપજાવવું રે ॥૨॥
તે દેખી રે જાયે દુઃખ દોહગ દૂરે હરે રે ।
નિરાંત [4]લેખણ રે કાગળ એક લિખવા નહીં થાહી વળી રે,
કંઈ ન ચાલે [5]વાદ-વિરોધ વિષય-કષાયે સંકળી રે ॥૩॥

---

૧ ઉમંગરહ્યા ૨ માનીને ૩ કાગળ ૪ કલમ ૫ રસ્તો

સસનેહા રે સુગુણ સુજાણ, હિયડાથી નવિ વિસરે રે,
સાંભળતા રે વાર હજાર, બલિહારી તે ઉપરે રે ।
જન ઈહાંથી રે આવે ત્યાંહ, તિહાંથી ઇહાં આવે નહીં રે,
સંદેશે રે મુજને જેહ, સંભળાવે વાહલો સહી રે ॥૪॥

હોય દોહિલો રે જેહનો યોગ, મિળવાનો તો મિત્તશું રે,
કાંઈ કાવો રે તેહશું નેહ, તે સંતાપની ભીતિ શું રે ।
શ્રી ગુરુજી રે **અખયસૂરીશ**, હેજ નજર શું જોયશે રે,
ત્યારે ફળશે કામિત વાત
**ખુશાલમુનિ** દુઃખ ખોયશે રે ॥૫॥

## (૮૦૭) (૩૪–૧૫) શ્રીધર્મનાથજિન સ્તવન

**ધરમ** જિનેસર ધરમી જનશું, કામણડું કિમ કીજે,
સેવકના ચિત્તને ચોરીને પાછી ખબર ન લીજે ।
[1]નિપટ નિરાગી થઈને એવા બેસી રહ્યા એકાંતે,
શ્યો [2]અવગુણ ? ગુણવંત પ્રભુજી !
અમને કહોને ખાંતે–ધરમ૦ ॥૧॥

જિમ તુમે કીધું તિમ અમે કરશું કામણડું તુમ સાથે,
લગતિ બળે વિધિશું વશ કરીને કરશું તુમને હાથે ।
રાખશું અમે હિયડા ઉપર જાવા ક્યાંશ ન દેશું,
નિશ-દિન મુખડું જોઈ જોઈ,
આનંદ અંગે લેશું–ધરમ૦ ॥૨॥

૧ એકદમ   ૨ વાંક

માહરું મન પાતિકડે મેલું તે હવે થાશે શુદ્ધ,
ભાખી જે કરૂણાસાગર તેહવી કાંઈક બુદ્ધ !
તુમ વિણુ કેહને પૂછું ? એહવી માહરી અંતર વાત,
કોઈને તેહવો [1]સયણ [2]સખાયો
જગબંધવ જગતાત–ધરમ૦ ॥૩॥
ગંગાજળ પરે નિર્મળ જે નર તાહરા ગુણને ગાવે,
અનુભવ–યોગે જિન(નિજ) ગુણભોગે તે તુમ રૂપ કહાવે ।
ભાવે પાવે પાવન પટુતા પ્રાણી તે જગમાંહી,
વ્યસનાદિક તે નાવે [3]નેડાં જે ઝાલ્યા તે બાંહી–ધરમ૦ ॥૪॥
દૂર રહ્યો પણ નહીં હું અળગો વળગ્યો તાહરે પાય,
ધ્યાયક ધ્યાન ગુણે અવલંબી ધ્યેય—સરૂપી થાય ।
**શ્રી અખયચંદસૂરીશ**—પસાયે થઈને એકી ભાવે,
હલશું—મિલશું ઇણિપુરે તુમને,
**ઋષિખુશાલ** ગુણ ગાવે—ધરમ૦ ॥૫॥

---

## (૮૦૮) (૩૪–૧૬) શ્રી શાંતિનાથ જિન સ્તવન

(જવાળામુખીરે મા જાગતાં રે–એ દેશી)

સકળ સુખકર સાહિબોરે–શ્રી શાંતિ જિનરાયરે;
ભાવ સહિત ભવિ વંદવારે, શ્રી૦
ઉલસિત તન મન થાય છે રે શ્રી૦
[4]વદન અનોપમ રાજતોરે શ્રી૦ શાંતિ૦ ॥૧॥

૧ કુટુંબી ૨ મિત્ર ૩ પાસે ૪ મુખ

તે દીઠાં ભવદુઃખ જાય છે રે—શ્રી૦,
જગગુરૂ મહિમા જાગતો રે—શ્રી૦ ।
સંપૂર્ણ સુખકંદરે—શ્રી૦,
ભવિજનને હિત [1]દાય છે રે—શ્રી૦ શાંતિ૦ ॥૨॥
મુજને તાહરા નામનોરે—શ્રી૦,
[2]પરમ રતિ-રસનો ઠામ છે રે—શ્રી૦ ।
નિશ— સૂતાં દિન જાગતાં રે—શ્રી૦,
હિયાથી ન વેગળો થાય છે રે—શ્રી૦ ॥૩॥
સાંભરતા ગુણ તાહરા રે—શ્રી૦,
આનંદ અંગ ન માય છે રે શ્રી૦ ।
તું ઉપગાર—ગુણે ભર્યોરે—શ્રી૦,
અવગુણ કોય ન સમાય છે રે—શ્રી૦ ॥૪॥
મેઘરથ રાજાતણે ભવેરે—શ્રી૦,
પારેવો ઉગારીયો રે;—શ્રી૦ ।
તિમ મુજને નિરભય કરોરે— શ્રી૦,
સ્વામી સુપ્રસન્ન થાય છે રે—શ્રી૦ ॥૫॥
શ્રીઅખયચંદસૂરીસરૂરે—શ્રી૦,
ગુરૂજી ગુણમણિ—ખાણરે—શ્રી૦ ।
તેહના ચરણ પસાયથીરે—શ્રી૦,
ખુશાલમુનિ ગુણ ગાય છે રે—શ્રી૦ ॥૬॥

卐 卐 卐

૧ અનુકૂળ   ૨ શ્રેષ્ઠ આનંદના રસનો

...જમાંરે ઢીલ ન કરવી,
વળી વિનતડીરે ચિત્તમાં ધરવી ।
...દ સૂરીસરરે હિતશું જોયે,
ખુશાલ મુનિનારે કામિત હોયે. ॥૭॥

卐 卐 卐

(૩૪-૧૮) શ્રી અરનાથજિન સ્તવન

(મારગ રોક્યો રે મુરારી શિર થકી મટાકી ઉતારી—એ દેશી.)

શ્રીઅરજિનની સેવા કરીએ, તો સંસાર સમુદ્રને તરીએ ।
...ચ સુંદરીને સહજે વરીએ,
ખોટાં વિઘન સવિ પરિહરીએ૦ ॥૧॥
...પત્તિ સઘળી એહને નામે, આઠ મહાસિદ્ધિ નવનિધિ પામે ।
...ખડાં સહુએ દૂરે [1]વામે,
સફળ હોયે જે મનમેં કામે[2]૦ ॥૨॥
...દમાતા અંગણુ ગજ સોહે, રૂડા ઘોડા જનમન મોહે ।
...વ બેટા બેટી બહુળા,
સેવ કરે ઘણા સેવક જમળા[4]૦ ॥૩॥
...મતાં વ્હાલાનો મેળો, હોએ દુરજનનો અવહેલો ।
...કારણ જગમેં માને, દીન હીન થાએ વધતે વાને૦ ॥૪॥
...રી મિલીને જશ ગાયે, જે પ્રભુજી તાહરો કહેવાયે ।
...વિ લીલા તાહરે ધ્યાને,
શિષ્ય ખુશાલ થયો ઈક તાને ॥૫॥

卐 卐 卐

...છોએ ૩ મદમસ્ત ૪ સમૂહ રૂપે

## (૮૧૧) (૩૪-૧૯) શ્રી મલ્લિનાથજિન સ્તવન

(તુમે શોમાસે ચાકરી ન જાશો રે,
રત આવીને આંબો મોહરિયો-એ દેશી)

તુમે તીન ભુવનના સ્વામી રે મલ્લિજિનજી મુજને તારિયે,
હવે ભાખું છું શિરનામી રે, મલ્લિજિનજી મુજને તારિયે
કાંઈ ખમજો ! માહરી ખામી રે, મલ્લિ૦
તુમે માહરા અંતર જામીરે,—મલ્લિ૦ ।'
અતિ નેહ કરું હું તો અરજ કરું મલ્લિ૦
ફિરિ ફિરીને સાહિબ તોશું રે-મલ્લિ૦ ।।'
તું તો ઉપશમ રયણાયરૂ, સેવે સુરનરના વૃંદા રે-મલ્લિ૦
તે માટે તુજને વિનવું,
સહુ ટાળો કરમના ફંદારે-મલ્લિ૦ ।।૧।।
હું તો કાળ અનાદિ-અનંતનો,
ઘણું વસિયો સુહમ નિગોદે રે,-મલ્લિ૦ ।
વળી તિહાંથી બાદર આવીયો,
વસ્યો કરમ તણે જ્યું વિનોદે-મલ્લિ૦ ।।૨।।
પુઢવી અપ તેઉ રહ્યો, હું તો વાયુ વનસ્પતિ માંહિરે;—મલ્લિ૦ ।
બિતિ-ચઉ-પંચેંદિ મણુ વિણા,
તિરિય નરય નિવાસ તિહાંયે રે.—મલ્લિ૦ ।।૩।।
સુર-મનુષ થયો હું અનારજે,
ઈમ ચિંહુ ગતિમાં રડવડીયો રે,-મલ્લિ૦ ।
મેં તો જનમ મરણ બહુળાં કર્યાં,
તું તો કહિયે હાથે ન ચઢિયો—મલ્લિ૦ ।।૪।।

કોઈ માહરા, પુણ્યતણે બળે,
હું તો તાહરે ચરણે આયો રે–મહિલ૦ ।
શ્રીઅખયસૂરીશે કૃપા કરી,
ખુશાલમુનિ સમજાયો રે–મહિલ૦ ॥૫॥

卐 卐 卐

(૮૧૨) (૩૪–૨૦) શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

(આસુનું રૂડું અજુઆળિયું રે-એ દેશી)

શ્રી મુનિસુવ્રત સ્વામીજી રે,
મહેર કરો મહારાજ કે હું સેવક છું તાહરો ।
અહનિશ પ્રભુજીની ચાકરી રે, કરવી એહજ કાજ કે,–હું૦ ॥૧॥
દુરલભ છે સંસારમાં રે, તુમ સરિખાનો સંગ કે–હું ।
વળી તિમ દરિસણ દેખવું રે,
તે આળસુ આંગણે ગંગ કે–હું૦ ॥૨॥
સમય છતાં નહીં સેવશેરે, તે મૂરખ શિરદાર કે,–હું૦ ।
સહી મનમેં પસતાયશેરે, સહશે દુઃખ અપાર કે–હું૦ ॥૩॥
સફળ થયો હવે માહરો રે, મનુષ્ય તણો અવતારકે–હું૦ ।
કલ્પતરૂ સમ તાહરો રે, પામ્યો છું દિદાર કે.–હું૦ ॥૪॥
કરમ ભરમ દૂરે ટળ્યો રે,
જબ તું મિળિયો જીનરાજ રે
અખયસૂરીશ કૃપા થકી રે,
ખુશાલમુનિ સુખ થાય કે–હુ

卐 卐 卐

## (८१३) (३४-१) શ્રીનમિનાથજિન સ્તવન

(સાબરમતી આવ્યાં છે ભરપૂર જો—એ દેશી.)

શ્રી નમિજિનવરજી છે દેવદયાળ જો,
અવધારો વિનતડી ગુણ જ્ઞાની તુમે રે ।
[1]કદીએ થાશો પરસન વયણ રસાળ જો,
[2]વારે રે વારે પૂછાં છાં તે અમે રે. ॥૧॥
સેવા કરવા ઉભા છાં દરબાર જો,
[3]રાતેરે [4]દીહેરે તાહરે આગળે રે ।
ખામી ન પડે તેહમાં એક લગાર જો,
તોયેરે તુમારો મનડો ન મિલે રે૦ ॥૨॥
અખય ખજાનો તાહરે દીસે નાથજો,
સેવકને દેતાં રે ઓછું શું હુવેરે ।
સાહિબાજી રે ! તો હું થયો સનાથ જો,
નેક રે નજર શું જો સાહમું જુઓ રે ॥૩॥
સુજને આપો વહાલા વંછિત દાન જો,
જેહવો રે તેહવો છું તો પિણ તાહરો રે ।
વ્હાલો વહિલો રૂડો સેવક વાન જો,
દોષ ન કોઈ રે ગણજો માહરો રે ॥૪॥
જગબંધવ જાણીને તાહરે પાસજો,
આવ્યો રે ઉમાહ ધરીને નેહશું રે ।
શ્રી અખયચંદ સૂરીશ પસાયે આશ જો,
સઘળી ફળી છે ખુશાલ મુનિને જેહશું રે ॥૫॥

---

૧ ક્યારે  ૨ વારંવાર  ૩ રાત  ૪ દિવસ

## (૮૧૪) (૩૪-૨૨) શ્રી નેમિનાથજિન સ્તવન

(ઉંચી મેડી દીવો બળે રે—એ દેશી)

શિવાદેવી સુત સુંદરૂ વાહલો.
નેમિ જિણંદ રાજ-રાજુલ નારીનો સાહિબો ।
યદુવંશી-શિર શેહરો,
સમુદ્રવિજય કુળચંદ-રાજ—રાજુલ૦ ॥૧॥
મ્હોટે ઉત્સવે શ્રી કૃષ્ણજી,
તેહનો વિવાહ કરવા-રાજ—રાજુલ૦ ।
તેડી [1]જોરાવરી આણીયા,
ઉગ્રસેન પુત્રી વરવાય-રાજ—રાજુલ૦ ॥૨॥
વિણ પરણ્યે જે પાછા વળ્યા,
તોરણથી રથ ફેરી-રાજ—રાજુલ૦ ।
તે શું કારણ જાણીએ,
પશુની વાત ઉદેરી-રાજ—રાજુલ૦ ॥૩॥
[2]હળધર [3]કાન્હા આડા ફરી,
બંધવ ઇમ નવિ કીજે-રાજ—રાજુલ૦ ।
છોકરવાદ શાણા થઈ,
કરતાં લજ્જા છીજે-રાજ—રાજુલ૦ ॥૪॥
ઉભો ઉગ્રસેન વિનવે, વહેલા મહેલ પધારો-રાજ—રાજુલ૦ ।
માન વધારો મ્હોટા કરો,
અવગુણ કો ન વિચારો-રાજ—રાજુલ૦ ॥૫॥

---

૧ પરાણે, ૨ બળદેવ, ૩ શ્રીકૃષ્ણ,

કોઈનું વચન ન માન્યું, દુલ્હન રોતી મૂકી-રાજ-રાજુલ૦ ।
રૈવત ચઢી શિવને વર્યા,
રાજુલ પણ નવિ ચૂકી-રાજ—રાજુલ૦ ॥૬॥
હકઠેહક હાણ ઇણે કરી, જે બીજે નવિ થાયે-રાજ-રાજુલ૦ ।
શ્રીઅખયચંદ સૂરીશનો, ખુશાલ મુનિ ગુણ ગાયે-
રાજ—રાજુલ૦ ॥૭॥

卐 卐 卐

## (૮૧૫) (૩૪-૨૩) શ્રીપાર્શ્વનાથ-જિન સ્તવન

(બાઈજી ! તુમારો બેટડો, નણદી તુમારો વીર રે-એ દેશી)

પુરિસાદાણી પાસજી, અવધારો
અવધારો મુજ અરદાસ રે-સેવાશું મનઘણું ।
અહનિશિ હિયડા મેં વસ્યા રહી,
કુસુમે જેમ સુવાસ રે—પ્રભુ૦ ॥૧॥
પરમ-પુરુષશું પ્રીતડી, કરતાં આતમ સુખ થાય રે—પ્રભુ૦ ।
કામી ક્રોધી લાલચી, નયણે દીઠા ન સુહાય રે—પ્રભુ૦ ॥૨॥
આઠ પહોર ચોસઠ ઘડી, સંભારું તાહરું નામ રે—પ્રભુ૦ ।
ચિત્તથી ન કરું વેગળો,
બીજું નહી માહરે કામ રે—પ્રભુ૦ ॥૩॥
અવનિ ઇચ્છિત પૂરવે, સહુ સેવકનો મહારાય રે—પ્રભુ૦ ।
મહેર કરીજે સાહિબા, દીજે વંછિત સુપસાય રે—પ્રભુ૦ ।૪।
અ-વિનાશી અરિહંતજી, વામાનંદન દેવ રે—પ્રભુ૦ ।
શ્રીઅખયચંદ સૂરીશનો,
શિષ્ય ખુશાલ કરે તુજ સેવ રે—પ્રભુ૦ ॥૫॥

## (૮૧૬) (૩૪-૨૪) શ્રી મહાવીરજિન સ્તવન

(મહિવાં મોરીરે ચાંદલીયા ઉગ્યા મધરાતનારે—એ દેશી)

જિન માહરારે! શ્રી મહાવીરજીરે જિનપતિ ચોવીશમારે॥
જિ૦ શાસન નાયક દક્ષિણ—ભરતમાંરે,
જિ૦ કરમ ખપાવી પહોંત્યા શિવમંદિરે રે।
જિ૦ સેવક—જનનારે ઉલટ ઈમ રહ્યારે,
જિ૦ વીરજી વિના શાસન સંભાળ કુણ કરેરે જિન૦ ॥૧॥
જિ૦ અતિશયધારીરે નહી હમણાં ઈણે જગરે,
જિ૦ વીરજી વિનારે કીહાં ચિત્ત ઠરેરે।
જિ૦ દુર્લભ બોધિરે પ્રાણી ભૂલ્યા ભમેરે,
જિ૦ વીરજી વિનારે સંશય કોણ હરેરે જિન૦ ॥૨॥
જિ૦ ઈણ પંચમ—આરે વિરહો જિનતણોરે,
જિ૦ દુર્ગતિ માંહિરે પડતાં કુણ ઉદ્ધરેરે।
જિ૦ કુમતિ—કુતીરથનારે થાપક છે ઘણારે,
જિ૦ વીરજી વિનારે તે બીજાથી નવિ ડરેરે જિન૦ ॥૩॥
જિ૦ મુગતિપુરીનો મારગ વિષમો થયોરે,
જિ૦ વીરજી વિનારે કોણ તેહને સુખ કરેરે।
જિ૦ ધરમ તણોરે નાયક દૂર રહ્યોરે,
જિ૦ ભવિજન તેહનેરે નામે ભવજળ તરેરે જિન૦ ॥૪॥
જિ૦ ત્રિશલાદેવીનોરે નંદન સાહિબોરે,
જિ૦ મુજશું રે હવે મહેર કર્યાવિણ નહી રહેરે।
જિ૦ શ્રી અભયચંદ સૂરીશ સુગુરૂની સેવનારે,
જિ૦ ખુશાલ મુનિ તેહને સુપસાયે સુખ લહે રે જિન૦ ॥૫॥

વિહસિત-વદનકમળઃ મુદા,
જિમ સુરતરૂ સુખકંદ-લાલ રે । જ૦ ॥૪॥
ઈમ ગુણ જિનજી! તાહરા, માહરા ચિત્તમાં આય,-લાલ રે ।
નવલવિજય જિન ધ્યાનથી,
ચતુર આનંદપદ પાય-લાલ રે જ૦ ॥૫॥

卐 卐 卐

## (૮૧૮) (૩૫-૨) શ્રી અજિતનાથજિન સ્તવન

(સુન લાડકા હો-એ દેશી.)

મહીમાં, મહિમા ગાજતો-રાજિંદ મોરા,
તુજ ગુણગણ વિખ્યાત હો ।
અનુભવ પ્રગટયો ચિત્તમાં-રા૦, ભાગી મુજ મન ભ્રાંત હો-
ગુણગુણ સનેહી પ્યારો । મનનો મોહનગારો, સાહે
ગુણધારો અજિત જિણંદ ર
ઈંદુ જિમ ગ્રહગણ માંહિ-રા૦, ૧નિધિપતિ તેમ દિ
દિનકર-ઉદયથી જિમ સોહે-રા૦,
તિમ અનુભવથી મુણિંદ હો-
ચાંપા ૨મૂલનો જે ૩[illegible]રી-રા૦, ચઢે તુજ ચરણની
કંચન તેહ વિરાજતો-રા૦,
જગત નમેં જસ દેવ હો-

---

૧ પુનમનો  ૨ આંબા  ૩ કિરણનો  ૪ વળી

લીલાધર જગ જાણીયે-રા૦, લીલા લહેર કરંત હો, ।
સકળ પદારથ જે હોવે-રા૦,
તે મુજ પાસ વસંત હો-સુ૦ ॥૪॥
અજિત અજિત જિન વંદતાં-રા૦, કર કરુણા ભગવંત હો, ।
ચરણ કમળની ચાકરી-રા૦,
ચતુર તે માંગે સંત હો-સુ૦ ॥૫॥

卐 卐 卐

## (૮૧૯) (૩૫-૩) શ્રીસંભવનાથ-જિન સ્તવન

(અરણિક મુનિવર એ દેશી)

સંભવસ્વામીરે સ્વામી જગધણી, કરો કૃપા દયાળજી ।
ચ્યાર પદારથ પદ તે અનુભવે,
જિમ જાએં પાપ પાયાળજી-સં૦ ॥૧॥
ચરણે રૂપારે અરૂપીતાપણે બે પક્ષે સુવિચારો જી ।
તે જગ છવેરે છવ્યું જાણીયે,
અકળ કરે અવતારો જી—સં૦ ॥૨॥
અરથ અગોચર ગોચર કો નહીં, જગદાયક જિન ધારેજી ।
એક-એક ભેદે રે રસ નવિ ઊપજે,
હોય મિલ્યા સુખ સારેજી—સં૦ ॥૩॥
બહુ નર બુદ્ધિરે બુદ્ધિ આગળા, કરતા આપ વખાણજી ।
ભેદાભેદેરે રંગેશું રમે, અવર તે પરિમાણજી—સં૦ ॥૪॥

જસ પદ-સેવારે ઇંદ્રાદિક કરે, તસ સેવામાં હું લીનજી ।
નવલ રસ ભોગીરે [1]દિનકર તેજથી,
તે જસ ચતુર આધીનજી—સં૦ ॥૫॥

卐 卐 卐

## (૮૨૦) [૩૫–૪] શ્રી અભિનંદન–જિન સ્તવન

[દેશી–હુલખડાની.]

મુખ મટકે જગ મોહી રહ્યો રે,
દગ લટકે લલચાય—જિણેસર ! સાંભળો.!
અભિનંદનજિન તાહરીરે.
મૂરતિ મોહનરાય—જિણે૦ ॥૧॥

અહી અંગે ગુણ તાહરારે, પરમારથ પદ એક—જિણે૦ ।
હું નમું કયું હવે તે સહારે,
એ મુજ મોટી ટેક—જિણે૦ ॥૨॥

કમળકમળદળ પાંખડીરે, આંખડી નિરમળ થાય—જિણે૦ ।
પરમ પ્રભુ રૂપ જોવતાંરે, આવે ન દૂજો દાય—જિણે૦ ॥૩॥

સફળ ફળી હવે માહરીરે, જો મુજ મળીઓ ઇષ્ટ– જિણે૦ ।
રંગ પતંગ ન દાખવું રે, રાખું ચોળ મજીઠ—જિણે૦ ॥૪॥

ગગને વાજાં વાજીયાંરે, અમ ઘર મંગળ તૂર—જિણે૦ ।
નવલવિજય જિન વંદતાંરે,
ચતુરને સુખ ભરપૂર—

---

૧ સૂર્ય

## (૮૨૨) [૩૫–૬] શ્રી પદ્મપ્રભજિન સ્તવન

(વાહલો મારો દીએ છે દેશનારે-એ દેશી)

અંતરજામી પ્રભુ માહરારે, પદમપ્રભુ વીતરાગ !
સ્નેહલતા મુખ પેખતારે, મેં ધર્યો તુજથી રાગ—
વ્હાલો મારો પદમજિન સેવીયે રે૦ ॥

ગુણસત્તા ઘર ઓળખેરે, તે ગુણગણુનો જાણુ ।
અવગુણુ છાંડીને ગુણુ સ્તવેરે,
તે જસ જગત પ્રમાણુ—વ્હાલો૦ ॥

અંગ થકી રંગ ઉપનોરે, જિમ ચાતુક મન મેહ ।
તેલબિંદુ જિમ વિસ્તરેરે, તિમતિમ તુજશું નેહ-વ્હાલો૦।

સુરનર ઈંદ્ર મુનિવરારે, અહનિશ ધરે તુજ ધ્યાન ।
સરીખાસરીખી સાહેલડીરે, ગાવે જિનગુણુ ગાન
—વ્હાલો૦ ।

ચરણુ—કમલની ચાકરીરે, અવિહડ ધરજ્યો નેહ ।
નવલવિજય જિન સાહેબારે,
ચતુરની વધતી રેહ—વ્હાલો૦ ।

卐 卐 卐

## (૮૨૩) [૩૫-૭] શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન

(માહરા મનું વાઈ ડાલા-એ દેશી)

શ્રી સુપાર્શ્વ જિનરાય હાંરે ! તુમે સારો સેવક કાજરે-
—માહરા પરમ સનેહી દેવા
પરમારથ પદ ધારી,
હું તો વારી જાઉં વાર હજારીરે—માહરા૦ ॥૧॥
એક લહેર મુજ કીજે, પ્રભુ વાય સુવાય વદીજેરે—માહરા૦
તન મન ધન ચિત્ત ચોખું,
દઢ નયણ કરી મુખ નિરખુંરે—માહરા૦ ॥૨॥
અંતરધ્યાન તુમ આવો, જસ સઘળા ભાવદેવોરે,-માહરા૦
અનુભવ ભવિ મુજ સાચો,
જેણે કાંઈ ન રાખ્યો કાચોરે,—માહરા૦ ॥૩॥
હાંરે ! પ્રભુ તેજે ઝળામલ દીપે,
જલજલથી જલને છીપેરે—માહરા૦ !
મૃગતૃષ્ણાયે નવિ ભાજે,
પ્રભુ મળિયાં અંબર ગાજેરે—માહરા૦॥૪॥
ઈમ નિત નિત જે ગુણ ગાવે,
પ્રભુ સુખીઓ તે નર થાવરે—માહરા૦ !
ગુરૂ નવલવિજય જિનરાયા,
એ તો હરખે ચતુર ગાયા—માહરારે૦ ॥૫॥

卐 卐 卐

## (૮૨૪) (૩૫-૮) શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન

[કુંવર ગભારો નજરે દેખતાંજી-એ દેશી.]

મનમોહન જિનજી માહરોજી, જગબંધવ જગભાણ રે।
...નજરે નિહાલતાંજી, હોવે તે કોડ કલ્યાણરે-તું૦ ॥૧॥
...ટયા તે પૂરવ પુણ્યનાજી, અંકુરા જગ આધાર રે।
...ં શિરોમણી છે ભલોજી, લંછન તસ સાધાર રે-તું૦ ॥૨॥
...ુખિણ સુતકને કારણેજી, મહોદય મોટો થાય રે।
...દંભવા ઈચ્છા ઘણીજી, તુજ ગુણ જિનજી! સહાયરે-તું૦૩
...રયા-વિશુદ્ધા જે રહ્યાજી, યાચકજન વળી દાસ રે।
...ધુરતા મધુરસ્વરેજી, પૂરીએ તેહની આશ રે-તું૦ ॥૪॥
...૪ મુજ [2]અંતર છે નહિજી, જિન કસ્તુરી [3]ઘનવાસરે
...દનતા સુચંદનેજી, પ્રેમે ચતુર પ્રકાશરે-તું૦ ॥૫॥

## (૮૨૫) (૩૫-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(પ્રભુજીની ચાકરીરે-એ દેશી.)

...લવેસર અવધારીયે રે,સેવકની અરદાસ રે;—સલૂણા સાંભળો રે!
...રણ-કમળની ચાકરીરે, માંગુ છું તુમ પાસરે-સલૂણા૦ ॥૧॥
...ગ એક મિત્ર તે માંહરે રે,
તે તો રહ્યો તુજ સંગ રે-સલૂણા૦ ।
...વસર લહી જબ આપણો રે,
આવી મલે મન રંગ રે-સલૂણા૦ ॥૨॥

---

1 દેવાની મોહબ, 2 ભેદ 3 નગર સુગંધ

[1]ઘનમાં રહી જિમ [2]દામિની રે,

કરતી હાલકલોલ, રે-સલુણા૦

ઇમ અમે ગુણશું ગુણ ભળી રે,

તુજશું ખેલાખેલ રે-સલુણા૦ ॥૩

[3]પયમાં મણિમથ[4] ભેળવી રે,

પીવે મૂરખ બુધ રે-સલુણા૦

રસના રસની લાલચે રે,

જો હોએ સાકર-દૂધ રે-સલુણા૦ ॥૪

મોટાથી મોટા થઈએ રે, કનક કચોલે નીર રે-સલુણા૦

ખીરોદકની (ઉનતા) ઉપમા રે,

તે પામે નર ધીર રે.-સલુણા૦ ॥૫

કાકંદી નગરી ધણી રે,

મગર-લંછન જસ પાય રે;-સલુણા૦

સુવિધિ-જિનેસર વંદતા રે,

ભવ-ભવના દુઃખ જાય રે-સલુણા૦ ॥૬

એ હિતશીખની વાતડી રે,

જાણે જાણ સુજાણ રે,-સલુણા૦

નવલ-ચતુરની ચાતુરી રે.

મ કરો ખેંચાતાણ રે-સલુણા૦ ॥૭

❁

૧ મેઘઘટામાં, ૨ વીજળી, ૩ દુધમાં ૪ સિંઘાલૂણ.

## (૮૨૬) (૩૫-૧૦) શ્રી શીતલનાથજિન સ્તવન

(સાહિબ બાહુ જિણેસર વિનવું-એ દેશી.)

હે ! સાહિબ ! શ્રી શીતલજિન ભેટિયે.
ભેટિયે સવિ દુખદંદ હો;
સા૦ સુ-નજરે કૃપાથકી ઉદયો જ્ઞાન-દિણંદ હો-સા૦ શ્રી૦ ॥૧॥
સા૦ પાર ન પામીએ જેહનો, તે કહો અવદાત હો;
સા૦ અક્ષય દોય રેફે કરી,
જાણ્યો મેં એહ વિખ્યાત હો-સા૦ શ્રી૦ ॥૨॥
સા૦ એ રિદ્ધ એ સિદ્ધ એહથી, આવે સઘળી આથ હો;
સા૦ કરે કર જે ઉપરે,
તે લહે હાથોહાથ હો-સા૦ શ્રી૦ ॥૩॥
સા૦ શીતલે શીતલતા હોવે, હોવે તે સુખવિલાસ હો;
સા૦ નયણ કમલ નિરખતાં,
વરષતાં ઉદય ઉલ્લાસ હો સા૦ શ્રી૦ ॥૪॥
સા૦ દૃઢરથરાજા-નંદાજણે, ભદ્દીલપુરે અવતાર હો;
સા૦ શ્રીવત્સલંછન જસ સદા,
પ્રભુમું પ્રેમે પાય હો-સા૦ શ્રી૦ ॥૫॥
સા૦ વાણી એ સુરતરૂ વેલડી, પ્રગટે પ્રેમની પાળ હો;
સા૦ સુજસ ચતુર તે એહને,
મહોદય દીજે દયાળ હો-સા૦ શ્રી૦ ॥૬॥

## (૮૨૭) (૩૫-૧૧) શ્રી શ્રેયાંસનાથજિન સ્તવન

(પરમજિણેસર ગાઉં રંગશું-એ દેશી.)

શ્રીશ્રેયાંસજિણેસર મહારા, ધામનિધિ પરગટ-સોભાગી।
ધન ધન તે દિન ધન વળી માહરો,
સેવકને ગહગટ-સો૦ શ્રી૦ ॥૧॥
કમલ-દિનકર કમલા કમલની, વધતી છે જસવેલ-સો૦।
સુરીજન-પુરીજન સેવે જે સદા,
તે તુજ કેલાસકેલ-સો૦ શ્રી૦ ॥૨॥
તે માટે પ્રભુ હું તુજ કને, મ ગું જગમાં જે સાર-સો૦
પૂરવ પ્રીત વિચારતા હુંકડી,
લહી જિમ લગન નિરધાર સો૦ શ્રી૦ ॥૩॥
ઉકયો અનુભવ હવે એ વાતનો, તે કિમ રહ્યોએ જાય-સો૦
કાલાંતર ફરતાં તુજ મિલ્યો,
હવે મુજ આતમડાય સો૦ શ્રી૦ ॥૪॥
લંછન ખડગી જે જસ સિંહપુરી સુતશ્રી વિષ્ણુકુમાર-સો૦
કૃતારથ કૃત એ કરમથી,
ફળ લહે ચતુર શ્રીકાર. સો૦ શ્રી૦ ॥૫॥

★

## (૮૨૮) (૩૫-૧૨) શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

(તુમે બહુ મિત્રારે સાહિબા-એ દેશી.)

સુવિહિતકારીરે સાહિબા, સુંદર રૂપ નિધાન।
તુજ મુજ રીઝની રીઝમાં, ઉપજે આતમ-જ્ઞાન સુ૦ ॥૧॥

આકર્ષે અવયવ તાહરા, લક્ષણલક્ષિત દેહ।
પ્રેમ પ્રગટતારે પુણ્યની, વધતી મોહને જેહ-સુ૦ ॥૨॥
કિહાં ઉપનો કિહાં નીપનો, રૂપાતીત સભાય।
અચરિજ એ મુજ વાતનો, કહોને શ્રી જિનરાય-સુ૦ ॥૩॥
પૂરવગતિરે પ્રયોગથી, લોગ મિલ્યે છે રે આય
તો ભેદ્યંથિ[1] ન રાખીયે, રાખી ન આવેહો દાય-સુ૦ ॥૪॥
કામિત-પૂરણ સુરતરૂ મૂરત મોહનવેલ।
સાચો જાણી મેં સેવિઓ, જિમ ઘન[2]-ચાતકમેલ-સુ ॥૫॥
લલના નયણેરે નિરખતાં, હિયડો હેજે ભરાય।
ચંપાનયરીનો રાજિઓ, વાસુપૂજ્ય જિનરાય-સુ૦ ॥૬॥
હરકમલે જિન કેતકી, ભમરપરે રસ લીન।
બેધો ચતુર તે આતમા, થઈ રહ્યો તુજ આધીન-સુ૦ ॥૭॥

*

## (૮૨૯) (૩૫-૧૩) શ્રી વિમલનાથજિન સ્તવન

(ગુણરાલાયક-એ દેશી.)

જગલોચન જબ ઉગીઓ,
પસર્યો પુહવિ પ્રકાશ હો-ગુણરા લાયક
અનુભવ એ મુજ વાતનો, ઉદય હુઓ ઉલ્લાસ હો-ગુણ૦
વિમલજિન સેવીયે ..................॥૧॥
ભજનપડી ભવભયહરૂ, હરિઉણી દૂર દુઃખ હો-ગુણ૦
પરિવ[3] કપુરની વાસ તે, પામે મહા સુરસુખ હો-ગુ૦ વિ૦ ॥

1 ભેદ-જુદાઈની ગાંઠ, 2 વાદળાં અને ચાતકનો પ્રેમ, 3 ...

અવિહડ એહને કારણે, ધરે ધરમશું ધ્યાન હો; ગુ૦
ચિત્ત-વિત્ત-પાત્ર સંજોગ શું, પ્રગટે બહુ રિદ્ધિદાન હો.-ગુ૦વિ૦૩
વાન વધારણ સાહિબો, કામિત કામનો [1]ધામ હો; ગુ૦ ।
[2]જલહર જલ વરસે સદા, ન જોવે ઠામ-કુઠામ હો. ગુ૦ વિ૦ ૪
પશ્ચિમ [3]ઇંદુ [4]રવિ પૂરવે, જગત નમે જસ પાય હો; ગુ૦
ચિત્ત વિત્ત પાત્રને કારણે, આવે ચતુરને હાથ હો. ગુ૦વિ૦૫

❀

## (૮૩૦) (૩૫-૧૬) શ્રી અનંતનાથજિન સ્તવન

(લાલ કસુંબલ પાઘડીજી-એ દેશી.)

ચાલો સહીયર ! જિન વંદવાજી રે,
અનંતનાથ ગુણ ગેહરે જીરે ચા૦ ૧
સરીખા સરીખી સાહેલડીજી રે, વધાવે ઘણે નેહરે જીરે-ચા૦ ॥૨॥
તાલ મૃદંગ ધ્વનિ વાજતીજીરે, સમવસરણ મંડાણ રે, જીરે,
તાથૈ તતથૈ નાચતીજીરે, લીએ ફુદડી ઘમસાણ રે જીરે-ચા૦॥૨॥
ટાળક વારક મોહનાજીરે, તરણતારણ જિહાજરે જીરે;
લાગ્યો છે રંગ તે ચોળનોજીરે,
આતમરામ મહારાજરે જીરે ચા૦ ॥૩॥
ગોમય અંગની સમાણીજીરે, ચ્યાર તે કરી રહ્યા ચુપરે જીરે;
અતિશયધારી આપણાજીરે,
ત્રિલોકીક જિન-ભૂપરે જીરે-ચા૦ ॥૪॥
આઠ સત્તર એકવીશનીજીરે, પૂજાકાર એ ભાવન રે જીરે;

---

૧. ઇચ્છિત વસ્તુનું સ્થાન, ૨ મેઘ, ૩ ચંદ્રમા, ૪ સૂર્ય.

અરચી-ચરચી મ્હાલ શું જીરે,
નાટિક કંઈ કંઈ રાગનારે જીરે-ચા૦ ॥૫॥
ત્રિવિધ ભાવના ભાવતાજીરે, પરિમલ તાપણું થાયરે જીરે ।
અવસર લહી નવિ ચૂકીએજીરે,
જિમ જુઓ રાવણરાયરે જીરે-ચા૦ ॥૬॥
જિનગુણ-ગણશું ગોઠડીજીરે, અવર ન આવે કોઇ દાયરે જીરે ।
વળી વળી કરવી લુંછણાંજીરે,
પ્રભુ ગુણ ચતુર સહાયરે જીરે-ચા૦ ॥૭॥

---

## (૮૩૧) (૩૫--૧૫) શ્રીધર્મનાથજિન સ્તવન

(પ્રશ્નોત્તર પૂછે પિતારે એ દેશી.)

ધરમધુરંધર ધરમજીરે, ધરમ એ નાથ નિદાન ।
અવસર પામી આપણોરે,
સમય થઈ સાવધાનરે -ધરમ ન મૂકીયે ॥૧॥
અંગવિલેપન તાહરે રે, માહરે મનશું રે ભાવ ।
અહી અંગે ગુણ સુહારે, હવે ન બેસું હું દાવરે-ધરમ૦ ॥૨॥
મોહ મહે મુજ ભેળવ્યો રે, કુમતિ કદાગ્રહી નાર ।
સમતાશું મન મેળવીરે, કીધો ઈણે ઉપગાર રે-ધરમ૦ ॥૩॥
કર હવે કરુણા ! નાથજીરે, શરણાગત આધાર ।
કરમમલ નિવારવારે, એ મોટો આધાર રે.—ધરમ૦ ॥૪॥
સેવા કીધી મેં તાહરીરે, ફળી હવે માહરીરે આશ;
પ્રેમપદારથ ભોગવેરે, ચતુરને લીલવિલાસરે-ધરમ૦ ॥૫॥

---

## (૮૩૨) (૩૫--૧૬) શ્રીશાંતિનાથજિન સ્તવન

(સીતાહો પ્રીયા સીતા કહે સુણો વાત એ-દેશી,)

શાંતિ હો ! જિન ! શાંતિ કરો શાંતિનાથ,
અચિરા હો ! જિન ! અચિરાનંદન વંદનાજી ॥
[1]કેવળ હો ! પ્રભુ ! કેવળ લહિયે [2]દીદાર,
ભાંગી હો ! જિન ! ભાંગી ભાવઠ ભંજનાજી ॥૧॥
પ્રગટી હો ! જિન ! પ્રગટી રિદ્ધિનિદાન,
માહરે હો ! જિન ! માહરે જસ સુરતરૂ ફળ્યોજી।
તોરણ હો જિન ! તોરણ બાંધ્યાં બાર,
અભય હો ! જિન ! અભયદાન દાતા મળ્યો જી ॥૨॥
દાયક હો ! જિન ! દાયક દીનદયાળ,
જેહને હો ! જિન ! જેહને ઓલે હુએ સુદાજી।
જિનની હો ! જિન ! જિનની વાણી સુજ,
પ્યારી હો ! જિન ! પ્યારી લાગે તે સદાજી ॥૩॥
ઉદયો હો ! જિન ! ઉદયો જ્ઞાન-દિણંદ,
[3]ધાઠો હો ! જિન ! ધાઠો અશુભ દિન વળ્યોજી।
મળીઓ હો ! જિન ! મળીઓ ઈષ્ટ-સંજોગ,
સુંદર હો ! જિન ! સુંદરતા તન-મન ભળ્યોજી ॥૪॥
સાખી હો ! જિન ! સાખી ઈંદ્ર-નરિંદ,
અવર હો ! જિન ! અવર અનુભવ આતમાજી।
પ્રેમે હો ! જિન ! પ્રેમે ચતુર સુજાણ,
ગાયા હો ! જિન ! ગાયા ગુણ એ તાતનાજી ॥૫॥

**

૧. કેવળ, ૨. ચહેરો, ૩. ધસાઈ ગયો.

## (૮૩૩) (૩૫-૧૭) શ્રી કુંથુનાથજિન સ્તવ

[હાંજી અજિત-જિણંદશું પ્રીતડી-એ દેશી]

હાંજી ! સુરતરૂસમો વડ સાહેબો,
જિન કુંથુ હો ! કુંથુ ભગવાન કે;
હું તુજ દરિશણ [1]અલજ્યો,
કર કરૂણા હો કરૂણા બહુમાન કે-સુર૦ ॥
જિમ શશિ સાયરની પરે, વધે વધતી હો જિમ વેલની રેલ
તિમ મુજ આતમ અનુભવે,
નવિ મૂકે હો ! બહુલો તસ મેલ કે-સુર૦ ।
છીલર જલ જબ ગ્રહી પીવે, મૂરખ હો ! કોઈ ચતુર સુજાણ
નિરમળ ચિત્તના ચિત્તધણી,
જાણે માણે હો ! ગુણની ગુણખાણ કે-સુર૦ ।
ચિત્ત ચોખે મનમોકળે, ધરે તાહરૂં હો ! નિરમળ જે ધ્યાન
તો તસ સવિ સુખ-સંપદા,
લહે ખિણમાં હો ! ખિણ માંહે જ્ઞાન કે-સુર.
મેહર કરો મહારા નાથજી ! જાણી પ્રાણી હો એ તુમચો દા
નવલવિજય જિન સાહેબા,
તુમે પૂરો હો ચતુરની આશ કે-સુર૦

## (૮૩૪) (૩૫-૧૮) શ્રી અરનાથ-જિન સ્ત

[ધણરા ઢોલા-એ દેશી]

શ્રી અરજિનજી માહરેરે,
તુમશું અવિહડ રંગ-મનના માન્યા ।

રંગ પતંગ ન દાખવો રે,
ચોળમજીઠ અભંગ-ગુણરા ગેહા. ॥૧॥
ચાતક ચાહે મેહને રે, પીઉ પીઉ જંપે જસ નામ-મન૦ ।
પ્રેમપદારથ એહવારે, માહરે તુમશું કામ-ગુણ૦ ॥૨॥
સાચો સાજન સાહેબો રે, કાચો કેવળ કાચ-મન૦ ।
મૂલ ન હોવે જેહનો રે, હોવે તે સાચો સાચ-ગુણ૦ ॥૩॥
ગજપુરી નયરીનો ધણી રે, દેવી દો ! રાણી જાય-મન૦ ।
લંછન નંદાવર્ત સાથીઓ રે, પુરજન સેવે પાય. ગુણ૦ ॥૪॥
સુદરશન-સુત સાહેબા રે, દરિશણ દ્યો મહારાય-મન૦
ચતુરવિજય જિન-ધ્યાનથીરે, લીલાલહેર કરાય-ગુણ૦ ॥૫॥

## (૮૩૫) (૩૫-૧૯) શ્રી મલ્લિનાથજિન સ્તવન

(દેશી-પારધીયાની)

નયરી મિથિલાએ રાજતો રે,
કુંભ પિતાકુળ હંસ રે-મલ્લિજિન માહરા
પ્રભાવતી કૂખથી[1] જાતથી રે,
ઉપન્યો તે જય વંસરે-મ૦ ॥૧॥
પૂરવકૃત્યના કૃત્યથી રે, માયાએ રચીઓ ફંદ રે-મ૦ ।
[2]સ્ત્રિયાદિકપણે તીરથનીરે, અતિશય ધારી વૃંદરે-મ૦ ॥૨॥
આ ચોવીશીએ દીપે રે, ધણી રાખી જગખ્યાત રે-મ૦ ।
કેઈકેઈ અંતર દાખવો રે, અદ્‌ભુત એહ છે વાત રે-મ૦ ॥૩॥
જેહનો મન જિહાં વેધીઓ રે, તે વેધક સુવિલાસરે-મ૦ ।
ચાખવી સમકિત સુખડી રે, હેળવીઓ એ દાસ રે-મ૦ ॥૪॥

૧ કૂખથી. ૨ સ્ત્રીપણે

સેવા જાણો દાસનીરે, લંછન કલશ નિધાનરે-મ૦ ।
અનુભવે ચતુર એ આતમારે, દિનદિન ચઢતે વાનરે-મ૦ ॥૫॥



## (૮૩૬) (૩૫-૨૦) શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

(કોણ લો પરવત ધુંધલો રે-એ દેશી)

ચઉમુખ દેતા દેશના રે લાલ,
ભવિક-કમળ ઉદ્યોતરે,-જિણંદરાય. ।
઼ઝળહળતો જબ ઉગીઓ રે લાલ,
[1]અર્ક પ્રભાસમ [2]કંતરે-જિ૦ ચઉ૦ ॥૧॥
લક્ષણ અંગ વિરાજતારે લાલ,
[3]અડહિય સહસ ઉદાર રે-જિ૦ ।
અભ્યંતર ગુણ તાહરારે,
[4]કે'તા કહું અપારરે-જિ૦ ચઉ૦ ॥૨॥
ભગતી ભલી પરે ઉધર્યો રે લાલ,
સાહેબ ! સરલ સ્વભાવ રે-જિ૦
વિમળ-કમળ દળ-લોયણો રે લાલ,
અતિશયથી હાવભાવ રે-જિ૦ ચ૦ ॥૩॥
રાજગૃહી રળીયામણી રે લાલ,
સુમિત્ર રાય કુલચંદ રે-જિ૦ ।
મુનિસુવ્રતજિન સાહેબા રે લાલ,
કચ્છપ લંછન સુખકંદરે-જિ૦ ચ૦ ॥૪॥

૧. સૂર્યકાંતિ, ૨. કાંતિ, ૩. ૧૦૦૮, ૪. કેટલા

વિનય અધિક જગમાં વડો રે લાલ,
તો તસ હોવે આધીન રે-જિં૦।
તિહું જગ જગમાં વિસ્તરે રે લાલ,
જસ ચતુર સમીચીનરે—જિં૦ ચ૦ ॥૫॥

## (૮૩૭) (૩૫-૨૧) શ્રી નમિનાથજિન સ્તવન

(સંભવ જિનવર વિનતિ-રાગ-પ્રભાતી)

મનમાન્યાની વાતડી, સાહિબ શી પેરે કહીજે રે?
[1]લવ એક ઉદકબિંદુ ભળ્યો,
સાયર લહેર લહીજેરે-મ૦ ॥૧॥
લઘુતા કૂળે રસ કટુકતા, અવર વયે તે ખટાશરે।
વય રીતુ પાલટો જો કરે,
તો તે સઘળે મીઠાશરે-મ૦ ॥૨॥
અગન ભયે માહરા નાથજી, શરણાં તોરે આઈ રે।
અબ નહિ [2]કિસી વાતડી,
ખામી રહે તન કાંઈ રે-મ૦ ॥૩॥
વિજયરાજા વપ્રા ઘરે, થઈ કુમર બધાય રે।
નામ નિરંજન નિરખતાં, પરમાનંદ પદ પાયરે-મ૦ ॥૪॥
નીલોત્પલ[૩] લંછન જગધણી, કર કરૂણા સ્વામી રે।
સવિ સુખ સંપદા ચતુરને, દીજે અંતરજામી-મ૦ ॥૫॥

*

૧. એક જરા જેટલું પાણીનું ટીપું દરિયામાં ભળી જવાથી, દરીયાની લહેરનો અનુભવ લે છે. (પ્રથમ ગાથાના ઉત્તરાર્ધનો અર્થ)
૨. કેવી ૩. નીલકમલ

## (૮૩૮) (૭૫-૨૨) શ્રી નેમિનાથજિન સ્તવન

(દેશી-ભટીયાણીની)

વિનતડી અવધારો સાહિબ પધારો વધાવા નેમજી,
અરજ સુણો મુજ દેવ ।
તુમે છો જગના તારૂ હો, ભવવારૂ મોહન માહરૂ,
અહનિશ કરસ્યાં સેવ-વિ. ॥૧॥

બાલબ્રહ્મના ધારી હો અધિકારી સુરત તાહરી,
સૂરત મોહનવેલ ।
દેખત દિલડું હરખેહો અતિ નિરખે વરસે મેહુલો,
અપારો ગજગેલ-વિ૦ ॥૨॥

દીસો છો જગન્યારા હો દિલ પ્યારા, વાર્યા નવિ રહો,
કિમ કરી દાખવું પ્રીત ।
જિમ જુઓ કેતકીવનમાં હો વળી દિલમેં મન તે ભમરજ્યું,
ઈમ અમ કુલવટ રીત-વિ૦ ॥૩॥

સમુદ્રવિજય સુત ઈંદાહો શિવાનંદા નંદા સાહેબા,
નયણ રહ્યાં લોભાય ।
તુમે મુજ અંતરજામી હો શિવગામી સ્વામી માહરા,
ગુણનિધિ કહેવાય-વિ૦ ॥૪॥

પશુની કરૂણા પેખી હો ઉવેખી દેખી નવિ રહ્યા,
આણી હૃદય વિચાર ।
મનમાન્યા તિહાં રાચ્યા હો સવિ સાચ્યા મુજ મનમાં રહી,
કુળ ઘર એક આચાર, વિ૦ ॥૫॥

મેં જાણ્યું તુમે રાગી હો સોભાગી ત્યાગી પ્રેમના,
પુણ્ય તણા અંકુર ।
મુજ મંદિરિયે આવો હો દિલ લાવો નાવો કિમ નહિ,
જિન ઘરહિયે હજુર. વિ૦ ॥૬॥
દીજે સાહેબ સેવા હો સુખમેવા દેવા હેજથી.
અષ્ટ કરમ મદ મોડ ।
ચતુરવિજય ચિત્ત ધરવા હો સુખ કરવા વરવા નેમને
સુંદર બે કર જોડ. વિ. ॥૭॥



## (૮૩૯) (૩૫-૨૩) શ્રીપાર્શ્વનાથજિન સ્તવન

(પદમણી પાણીડાં સંચરી, મારૂજી વાવ ખોદાવો-એ દેશી)

નયરી વારાણસી સાહેબો, પ્રભુજી પાર્શ્વજિણંદ ।
જગદાનંદન ચંદ જગતગુરૂ ! રાજતો,
ભવિજન નયણાનંદ. ॥૧॥
કામિત-પૂરણ-સુરતરૂ, પ્રભુજી ! પરમ આધાર ।
દુઃખદાવાનલ-વારક જગતગુરૂ ! તું જયો,
સજલ-જલદ સુખકાર ॥૨॥
તુજ દરિસણથી રૂચિરાગથી, પ્રભુજી ! પરમ કૃપાલ ।
પામું જ્ઞાન રસાળ જગતગુરૂ ! સેવતાં,
ચારિત્ર ગુણ સુવિશાળ ॥૩॥
સુખમકે જગ વશ કર્યો, પ્રભુજી ! પરમ પુનીત ।
વામાદેવી સુત પ્રૌઢ જગતગુરૂ ! માહરો,
અશ્વસેન સુવિનીત ॥૪॥

અતીત અનાગત જિનપતિ, પ્રભુજી જે વર્તમાન ।
તુજ વંદન ગુણ જ્ઞાન જગતગુરૂ ! તે સવે,
પ્રણમું પરમનિધાન. ॥૫॥
ગણધર મુનિવર પ્રમુખ જે, આદ્ય અંત પરિવાર ।
તે વંદુ સુવિચાર જગતગુરૂ ! ધ્યાઈએ,
ફણિપતિ–લંછન સાર. ॥૬॥
પાર્શ્વ પ્રમુખ જે યક્ષ છે પ્રભુતીરથ રખવાળ ।
દીજે દીનદયાળ જગતગુરૂ ! ચતુરને,
ચરણુરી સેવા રસાળ. ॥૭॥



## (૮૪૦) (૩૫–૨૪) શ્રી મહાવીરજિન સ્તવન

[શ્રી પદમપ્રભુજીના નામને–એ દેશી]

શાસનપતિને વંદના, હોજ્યો વાર હજાર હો સાહેબ ।
ગંગાજલમાં જે રમ્યા,
તે કિમ [૧]છીલર છાર હો સાહેબ–શા૦ ॥ ૧ ॥
જાઈ જુઈ જસ સેવતાં, માલતી મોગર માળ હો–સા૦ ।
ચંપક ગુલાબની વાસના,
તે આઉળે[૨] કરે કિમ આળ હો–સા૦ ॥૨॥
સતીય અવર[૩] ઈચ્છે નહી, નર ભોગી ભરતાર હો;–સા૦ ।
અવર કદાગ્રહી આતમા, તાર તાર મુજ તાર હો–સા૦॥૩॥

---

૧ ન્હાનું તલાવડું, ૨ આવળમાં, ૩ બીજો.

મૃગમદ ઘન જિન વાસના, વાસિત બોધ અગાધ હો-સા૦ ।
મૃગપતિ જે જસ સેવના, દૂર ગયા દુખદાધ હો-સા૦॥૪॥
નિર્યામક સત્ય સાહિબા, આલંબન તુજ લીધ હો-સા૦
ભવિ-જન-મન જિન ! તું વસ્યો,
ત્રિશલાનંદન રિદ્ધ હો-સા૦ ॥ ૫ ॥
એ રીધ એ સીધ તાહરી, પામી પરમાણુંદ હો-સા૦ ।
અજ્ઞાન-તિમિરતા ભયહરે, પ્રગટ્યો જ્ઞાનદિણુંદ હો-સા૦॥૬॥
સૂરિ પ્રતાપે રાજ્યમાં, ગુણિયલ જિન ગુણ ગાય હો-સા૦।
ચતુરવિજય જિન નામથી,
દિન દિન દોલત થાય હો-સા૦ ॥ ૭ ॥

ઈતિશ્રી ચતુરવિજયજીકૃત ચોવિશી સંપૂર્ણ.



श्री वर्धमान स्वामिने नमः

## શ્રી દેવચંદ્રજી મ૦ કૃત

## સ્તવન–ચોવિશી

### (૮૪૧) (૩૬–૧) ૧–શ્રી ઋષભદેવજિન સ્તવનઃ

[નિંદરડી વેરણ થઈ–એ દેશી]

ઋષભ-જિણંદ શું પ્રીતડી, કિમ કીજે હો !
કહો ચતુર વિચાર ?
પ્રભુજી જઈ અલગા વસ્યા,
તિહાં[1] કિણુ નવિ હો કે વચન ઉચ્ચાર–ઋ૦ ॥ ૧ ॥
કાગળ પણ પહુંચે નહિ, નવિ પહુંચે હો !
તિહાં કો પરધાન[2] ।
જે પહુંચે તે તુમ સમો, નવિ ભાખે હો !
કોઈનું વ્યવધાન–ઋ૦ ॥ ૨ ॥
પ્રીત કરે તે રાગિયા, જિનવરજી હો ! તુમે તો વીતરાગ ।
પ્રીતડી જેહ અ-રાગીથી, ભેળવવી હો !
લોકોત્તર માર્ગ[3]–ઋ૦ ॥ ૩ ॥
પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો ! કરવા મુજ ભાવ ।
કરવી નિરવિષ પ્રીતડી, કિણુ ભાંતે હો !
કહો બને બનાવ !–ઋ૦ ॥ ૪ ॥

---

૧ તે સ્થાને, ૨ દૂત, ૩ રસ્તો

પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો । તે જોડે એહ
પરમ-પુરૂષથી રાગતા, એકત્વતા હો !
દાખી ગુણ ગેહ-ઋ૦ ॥ ૫
પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો । પ્રગટે ગુણરાશ
દેવચંદ્રની સેવના, આપે મુજ હો !
અવિચળ સુખવાસ-ઋ૦ ॥ ૬

## (૮૪૨) (૩૯-૨) શ્રી અજિતનાથ જિન સ્તવ

[ દેખો ગતિ દૈવની રે-એ દેશી ]

જ્ઞાનાદિક ગુણ સંપદારે તુજ અનંત અપાર ।
તે સાંભળતાં ઉપનીરે, રૂચિ તેણે પાર ઉતાર-
-અજિત જિન ! તારજ્યો રે ! તારજ્યો દીનદયાળ-॥૧॥
જે જે કારણ જેહનોરે, સામગ્રી-સંયોગ ।
મિલતાં કારજ નિપજેરે, કર્તાતણે પ્રયોગ-અજિત૦॥ ૨ ॥
કાર્યસિદ્ધ કર્તા વસુરે, લહી કારણ સંયોગ ।
નિજ-પદકારક પ્રભુ મિલ્યારે,
હોય નિમિત્તહ ભોગ-અજિત૦ ॥ ૩ ॥
અજકુળ[1]-ગત કેસરી[2] લહેરે, નિજ[3]-પદ સિંહ નિહાળ ।
તિમ પ્રભુ ભક્તે ભવિ લહેરે,
આતમ-શક્તિ સંભાળ-અજિત૦ ॥૪॥
કારણપદ કર્તાપણે રે, કરી આરોપ અ-ભેદ ।
નિજ-પદ અરથી પ્રભુ થકી રે, કરે અનેક ઉમેદ-અજિત૦॥૫॥

૧ બકરીના ટોળામાં રહેલ, ૨ સિંહ, ૩ પોતાપણું,

અહવા પરમાતમ પ્રભુ રે, પરમાનંદ સ્વરૂપ ।
સ્યાદ્વાદ-સત્તા-રસીરે, અ-મલ અ-ખંડ અનૂપ-અજિત૦॥૬॥

આરોપિત સુખ-ભ્રમ ટળ્યો રે, ભાસ્યો અ-વ્યાબાધ ।
સમર્યો અભિલાષીપણોરે, કર્તા સાધન સાધ્ય-અજિત૦ ॥૭॥

ગ્રાહકતા સ્વામિત્વતારે, વ્યાપક ભોક્તાભાવ ।
કારણતા કારજદશારે, સકળ ગ્રહ્યું નિજ-ભાવ-અજિત૦ ॥૮॥

શ્રદ્ધા ભાસન રમણતારે, દાનાદિક-પરિણામ ।
સકળ થયા સત્તા-રસી રે, જિનવર દરસણ પામ-અજિત૦॥૯॥

તેણે નિર્યામક-માહણો રે, વૈદ્ય ગોપ આધાર ।
દેવચંદ્ર સુખસાગરૂરે, ભાવ-ધરમ-દાતાર-અજિત૦॥ ૧૦ ॥



## (૮૪૩) (૩૬-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

[ધણરા ઢોળા]

શ્રી સંભવ જિનરાજજી રે,
તાહરૂં અ-કલ સ્વરૂપ-જિનવર પૂજો ।
સ્વ-પરપ્રકાશક[1]-દિનમણિ રે, સમતા-રસનો ભૂપ-જિન૦-
પૂજો પૂજો રે ભવિક ! જિન પૂજો !
પ્રભુ પૂજ્યા પરમાનંદ-જિન૦ ॥૧॥

અ[2]-વિસંવાદ નિમિત્ત છો રે, જગજંતુ-સુખ કાજ-જિન૦ ।
હેતુ-સત્ય બહુમાનથી રે, જિન સેવ્યાં શિવરાજ-જિન૦॥૨॥

---

૧ સૂર્ય, ૨ સચોટ,

ઉપાદાન આતમ સહી રે, પુષ્ટાલંબન દેવ-જિન૦ ।
ઉપાદાન-કારણ પણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ-જિન૦ ॥૩॥
કાર્ય ગુણ-કારણપણે રે, કારણ-કાર્ય અનૂપ-જિન૦ ।
સકળ સિદ્ધતા તાહરી રે, માહરે સાધન રૂપ-જિન૦ ॥૪॥
એકવાર-પ્રભુ-વંદનારે, આગમ રીતે થાય-જિન૦ ।
કારણ-સત્યે કાર્યનીરે, સિદ્ધિ-પ્રતીત કરાય-જિન૦ ॥ ૫ ॥
પ્રભુપણે પ્રભુ ઓળખીરે, અ-મલ વિ-મલ ગુણ ગેહ-જિન૦।
સાધ્ય-દૃષ્ટિ સાધકપણે રે, વંદે ધન નર તેહ-જિન૦॥૬॥
જન્મ કૃતારથ તેહનોરે, દિવસ સફળ પણ તાસ-જિન૦ ।
જગત-શરણ જિન-ચરણને રે, વંદે ધરીય ઉલ્લાસ-જિન૦॥૭॥
નિજ-સત્તા નિજ-ભાવથીરે, ગુણ અનંતનો ઠાણ-જિન૦ ।
દેવચંદ્ર જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધ-સુખ ખાણ-જિન૦॥૮॥



## (૮૪૪) (૩૬-૪) શ્રી અભિનંદન-જિન સ્તવન

[બ્રહ્મચર્ય પદ પૂજીએ હો વિનીત-એ દેશી]

કયું જાણું કયું બની આવશી,
અભિનંદન રસ રીત હો મિત્ત! ।
પુદ્ગલ-અનુભવ ત્યાગથી,
કરવી જસ પરતીત-હો મિત્ત કયું૦ ॥ ૧ ॥
પરમાતમ પરમેશ્વરૂ, વસ્તુગતે તે અ-લિપ્ત-હો મિત્ત ।
દ્રવ્યે દ્રવ્ય મિલે નહી,
ભાવે તે અન્ય અ-વ્યાપ્ત-હો મિત્ત કયું૦ ॥ ૨ ॥

શુદ્ધ-સ્વરૂપ સનાતનો, નિર્મલ જે નિસ્સંગ-હો મિત્ત ! ।
આત્મ-વિભુ તે પરિણમ્યો,
ન કરે તે પર-સંગ-હો મિત્ત ! કયું૦ ॥ ૩ ॥
પણ જાણું આગમ બળે, મિલવો તુમ પ્રભુ સાથ-હો મિત્ત ! ।
પ્રભુ તો સ્વ-સંપત્તિ મઈ,
શુદ્ધ સ્વરૂપનો નાથ-હો મિત્ત ! કયું૦ ॥ ૪ ॥
પર-પરિણામિકતા અછે, તે તુજ પુદ્ગલ-જોગ-હો મિત્ત ! ।
જડ-ચલ જગની એંઠનો,
ન ઘટે તુજને ભોગ-હો મિત્ત ! કયું૦ ॥ ૫ ॥
શુદ્ધ નિમિત્ત પ્રભુ ગ્રહો, કરી અ-શુદ્ધિ પરિહેય-હો મિત્ત ! ।
આત્માલંબી ગુણલયી,
સહુ સાધકનો ધ્યેય-હો મિત્ત ! કયું ॥ ૬ ॥
જિમ જિન-વર આલંબને, વધે સુધે એક-તાન-હો મિત્ત ! ।
તિમ તિમ આત્માલંબની,
ગ્રહે સ્વરૂપ નિદાન-હો મિત્ત ! કયું૦ ॥ ૭ ॥
સ્વ-સ્વરૂપ એકત્વતા, સાધે પૂર્ણાનંદ-હો મિત્ત ! ।
રમે ભોગવે આતમા, રત્નત્રયી ગુણવૃંદ-હો મિત્ત ! કયું૦॥૮॥
અભિનંદન અવલંબને, પરમાનંદ-વિલાસ-હો મિત્ત ! ।
દેવચંદ્ર-પ્રભુ સેવના,
કરી અનુભવ-અભ્યાસ હો મિત્ત ! કયું૦॥૯॥



## (૮૯૫) (૩૬–૫) શ્રી સુમતિનાથજિન સ્તવન

[કડખાની દેશી]

અહો શ્રી સુમતિજિન શુદ્ધતા તાહરી,
સ્વ-ગુણ-પર્યાય-પરિણામ રામી ।
નિત્યતા એકતા અસ્તિતા ઇતરયુત,
ભોગ્ય-ભોગી થકો પ્રભુ અ-કામી-અહો૦ ॥ ૧ ॥
ઉપજે વ્યય લહે તદપિ તેહવો રહે,
ગુણ-પ્રમુખ બહુલતા તદપી પિંડી ।
આત્મ-ભાવે રહે અ-પરતા નવિ ગ્રહે,
લોક-પરદેશ મિત પિણ અ-ખંડી-અહો૦ ॥ ૨ ॥
કાર્ય-કારણપણે પરિણમે તદપિ ધ્રુવ,
કાર્ય ભેદે કરે પિણ અ-ભેદી ।
કર્તૃતા પરિણમે નવ્યતા નવિ રમે,
સકલવેત્તા થકો પિણ અ-ભેદી-અહો૦ ॥ ૩ ॥
શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા,
સહજ નિજ-ભાવ ભોગી અ-યોગી ।
સ્વ પર-ઉપયોગી તાદાત્મ્ય-સત્તારસી,
શક્તિ પ્રયુંજતો[1] ન પ્રયોગી-અહો૦ ॥ ૪ ॥
વસ્તુ નિજ-પરિણતે સર્વ પારિણામિકી,
એહવે કોઈ પ્રભુતા ન પામી ।
કરે જાણે રમે અનુભવે તે પ્રભુ,
તત્ત્વ સ્વામીત્વ શુચિ-તત્ત્વ ધામી-અહો૦ ॥ ૫ ॥

૧ વાપરતો.

ઝવ નવિ પુગ્ગલી નેવ પુગ્ગલ કદા,
પુગ્ગલાધાર નહીં તાસ રંગી ।
ર તેહો ઈશ નહી અ-પર ઐશ્વર્યતા,
વસ્તુ-ધર્મે કદા ન પર-સંગી-અહો૦ ॥ ૬ ॥
ંગ્રહે નહીં આપે નહીં પર-ભણી,
નવિ કરે આદરે ન પર રાખે ।
દ્ધ સ્યાદ્વાદ નિજભાવ-ભોગી જિકે,
તેહ પરભાવને કેમ ચાખે ?-અહો૦ ॥ ૭ ॥
ાહરી શુદ્ધતા-ભાસ-આશ્ચર્યથી,
ઉપજે રૂચિ તેણે તત્વ ઈહે ।
ત્વરંગી થયો દોષથી ઉભગો,
દોષ ત્યાગી ટળે તત્વ લીહે.-અહો૦ ॥ ૮ ॥
દ્ધ-માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો,
સ્વામી પ્રતિ-છંદ સત્તા આરાધે ।
ાત્મ-નિષ્પત્તિ તિમ સાધના નવિ ટકે,
વસ્તુ ઉત્સર્ગ આતમ-સમાધે-અહો૦ ॥ ૯ ॥
માહરી શુદ્ધ-સત્તા તણી પૂર્ણતા,
તેહનો હેતુ પ્રભુ તુંહિ સાચો ।
દેવચંદ્રે સ્તવ્યો મુનિ-ગણે અનુભવ્યો,
તત્વ-ભક્તે ભવિક સકળ રાચો-અહો૦ ॥ ૧૦ ॥

## (૮૪૬) (૩૬-૬) શ્રી પદ્મપ્રભજિન સ્તવન

[હું તુજ આગળ શી કહું ? કેશરીયા લાલ-એ દેશ

શ્રી પદ્મપ્રભજિન ગુણનિધિ રે લાલ,
જગતારક જગદીશ રે-વાલ્હેસર
જિન-ઉપગાર થકી લહે રે લાલ,
ભવિજન સિદ્ધિ[1] જગીશ રે-વા૦ ॥૧
તુજ દરિસણ મુજ વાલહો રે લાલ,
દરસણ શુદ્ધ પવિત્તરે-વા૦
દર્શન શબ્દનયે કરે રે લાલ,
સંગ્રહ-એવંભૂત રે-વા૦તુજ૦ ॥૨॥
બીજે વૃક્ષ અનંતતા રે લાલ, પસરે ભૂ-જલ યોગ રે-વા૦ ।
તે મુજ આતમ-સંપદારે લાલ,
પ્રગટે પ્રભુ-સંયોગ રે-વા૦તુજ૦ ॥૩॥
જગતજંતુ કારજ-રૂચિ રે લાલ, સાધે ઉગે ભાણુ રે-વા૦
ચિદાનંદ સુ-વિલાસતા રે લાલ,
વાધે જિનવર આણુ રે-વા૦તુજ૦ ॥૪॥
લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરે રે લાલ, ઉપજે સાધક-સંગ રે-વા૦ ।
સહેજ અધ્યાતમ તત્વતા રે લાલ,
પ્રગટે તત્વી-રંગ રે-વા૦તુજ૦ ॥૫॥
લોહ-ધાતુ કંચન હુવે રે લાલ, પારસ-ફરસન[2] પામીરે-વા૦ ।
પ્રગટે અધ્યાતમદશા રે લાલ,
વ્યક્ત-ગુણી ગુણગ્રામરે-વા૦ તુજ૦ ॥૬॥

---

૧ મોટી, ૨ સ્પર્શ.

આત્મરિદ્ધિ કારજ ભણીરે લાલ,
સહજ નિર્યામક હેતુ રે-વા૦ ।
નામાદિક જિનરાજના રે લાલ,
ભવસાગર મહાસેતુ રે-વા૦ તુજ૦ ॥૭॥
થંભન ઇંદ્રિય-યોગનોરે લાલ,
રક્ત વરણ ગુણ ગાય રે-વા૦ ।
દેવચંદ્ર-વૃંદે સ્તવ્યો રે લાલ,
આપે અવર્ણ અકાયરે-વા૦ તુજ૦ ॥૮॥

## (૮૪૭) (૩૬-૭) શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન

(હો સુંદર! તપ સારિખું જગ કો નહીં-એ દેશી)

શ્રીસુપાસ આણંદ મેં, ગુણ અનંતનો કંદ હો જિનજી।
જ્ઞાનાનંદે પૂરણો, પવિત્ર ચારિત્રાનંદ હો-જિ૦-શ્રી૦ ॥૧॥
સંરક્ષણ વિણ નાથ છો, દ્રવ્ય વિના ધનવંત હો-જિ૦ ।
કરતાપદ કિરિયા વિના,સંત અજેય અનંત હો-જિ૦ શ્રી૦ ॥૨॥
અગમ અગોચર અમર તું, અન્વય ઋદ્ધિ સમૂહ હો-જિ૦ ।
વરણ-ગંધ-રસ-ફરસ વિણ,
નિજ ભોકતા ગુણવ્યૂહ હો-જિ૦ શ્રી૦ ॥૩॥
અક્ષયદાન અચિંતના, લાભ અ-યત્ને ભોગ હો-જિ૦ ।
વીર્ય-શકિત અપ્રયાસતા,
શુદ્ધ સ્વગુણ ઉપભોગ હો-જિ૦ શ્રી૦ ॥૪॥
એકાંતિક આત્યંતિકો, સહજ અ-કૃત સ્વાધીન હો-જિ૦ ।
નિરૂપચરિત નિર્દ્વંદ્વ સુખ, અન્ય અહેતુક પીન હો-જિ૦શ્રી૦॥

એક પ્રદેશે તાહરે, અ-વ્યાબાધ સમાય હો-જિ૦ ।
તસુ પર્યાય અ-વિભાગતા, સર્વાકાશ ન માય હો-જિ૦ શ્રી૦ ॥૬॥
ઇમ અનંત-ગુણનો ધણી, ગુણ ગુણનો આનંદ હો-જિ૦ ।
ભોગરમણ આસ્વાદ યુત, પ્રભુ! તું પરમાનંદ હો-જિ૦ શ્રી૦ ॥૭॥
અવ્યાબાધ-રૂચિ થઈ, સાધે અવ્યાબાધ હો-જિ૦ ।
દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધ હો-જિ૦ શ્રી૦ ॥૮॥

---

## (૮૪૮) (૩૬-૮) શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન

(શ્રી શ્રેયાંસજિન અંતરજામી-એ દેશી)

શ્રી ચંદ્ર પ્રભ જિન-પદ સેવા, હેવાયે જે હળિયાજી ।
આતમ-ગુણ-અનુભવથી મળિયા,
તે ભવભયથી ટળિયાજી-શ્રી૦ ॥૧॥
દ્રવ્યસેવ વંદન-નમનાદિક, અર્ચન વળી ગુણગ્રામોજી ।
ભાવ અભેદ થાવાની ઈહા, પરભાવે નિઃકામોજી.-શ્રી૦ ॥૨॥
ભાવસેવ અપવાદે નૈગમ, પ્રભુ-ગુણને સંકલ્પેજી ।
સંગ્રહ-સત્તા તુલ્યારોપે, ભેદાભેદ વિકલ્પેજી—શ્રી૦ ॥૩॥
વ્યવહારે બહુમાન જ્ઞાનનિજ, ચરણે નિજ-ગુણ રમણાજી ।
પ્રભુ-ગુણ આલંબી પરિણામે,
ઋજુપદ ધ્યાને સ્મરણાજી-શ્રી૦ ॥૪॥
શબ્દે શુક્લ-ધ્યાનારોહણ, સમભિરૂઢ ગુણ દશમેજી ।
બીજા[1] શુક્લ અવિકલ્પ એકત્વે,
એવંભૂત તે અ-મમેજી-શ્રી ॥૫॥

[1] શુક્લધ્યાનના બીજા પાયે

ઉત્સર્ગે સમકિત-ગુણ પ્રગટયે, નૈગમ પ્રભુતા અંશેજી ।
સંગ્રહ આતમસત્તાલંબી, મુનિપદ ભાવ પ્રશંસેજી -શ્રી૦॥૬॥
ઋજુસૂત્રે શ્રેણિ-પદસ્થે, આત્મશક્તિ પ્રકાશેજી ।
યથાખ્યાત પદ શબ્દ-સ્વરૂપે, શુદ્ધ-ધર્મ ઉલ્લાસેજી-શ્રી૦ ॥૭॥
ભાવસયોગી અયોગી શૈલેશે, અંત્ય દુગ-નય જાણોજી ।
સાધનતા એ નિજ-ગુણ-વ્યક્તિ,
તે સેવના વખાણોજી-શ્રી૦ ॥૮॥
કારણ ભાવ તેહ અપવાદે કાર્ય રૂપ ઉત્સર્ગે જી ।
આત્મભાવ તે ભાવદ્રવ્યપદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી-શ્રી૦॥૯॥
કારણભાવ-પરંપર-સેવન, પ્રગટે કારય-ભાવોજી ।
કારય-સિદ્ધે કારણતા-વ્યય,
શુચિ પરિણામિક ભાવોજી-શ્રી૦ ॥૧૦॥
પરમ ગુણી-સેવન તન્મયતા, નિશ્ચય-ધ્યાને ધ્યાવેજી ।
શુદ્ધાતમ-અનુભવ-આસ્વાદી, દેવચંદ્ર-પદ પાવેજી-શ્રી૦॥૧૧॥

★

## (૮૪૯) (૩૬-૯) શ્રી સુવિધિનાથ જિન સ્તવન

(થારા મહેલાં ઉપર મેહ જરૂખે—એ દેશી)

દીઠો સુવિધિ જિણંદ સમાધિ રસે ભર્યો-હો લાલ-સમાધિ૦,
ભાસ્યો આત્મસ્વરૂપ અનાદિનો વિસર્યો હો લાલ-અનાદિ૦ ।
સકળ વિભાવ ઉપાધિ થકી મન ઓસર્યો હો લાલ-થકી૦
સત્તા-સાધન માર્ગ ભણીએ સંચર્યો-હો લાલ-ભણી૦ ॥૧
તુમ પ્રભુ જાણગ રીતિ સરવ જગ દેખતાં હો લાલ-સ૦
નિજ-સત્તાએ શુદ્ધ સહુને લેખતાં હો લાલ સહુ૦ ।

અવ્યાબાધ સુખ નિરમલ તે તો, કારણ-જ્ઞાન ન જણાયજી
તેહજ એહનો જાણુજ ભોકતા,
જે તુમ્હ સમ ગુણ રાયજી-શી૦ ॥૮
ઇમ અનંત-દાનાદિક નિજ ગુણ, વચનાતીત-પંડુરજી।
વાસન ભાસન-ભાવે દુર્લભ,
પ્રાપતિ તો અતિ દૂરજી-શી૦ ॥૯
સકળ પ્રત્યક્ષપણે ત્રિભુવન-ગુરુ, જાણું તુજ ગુણ ગાયજી
બીજું કાંઇ ન માંગુ સ્વામી, એહ છે મુજ કામજી-શી૦ ॥૧૦
ઇમ અનંત પ્રભુતા સદ્દહતાં, અરચે જે ·ભુ રૂપજી
દેવચંદ્ર પ્રભુ પ્રભુતા તે પામે,પરમાનંદ સ્વરૂપજી-શી૦ ॥૧૧

---

## (૮૫૧) (૩૬-૧૧) શ્રી શ્રેયાંસનાથજિન સ્તવન

(પાંચે પાંડવ વાંદતાં મન મોહ્યો રે-એ દેશી,)

શ્રીશ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદ રે।
ગુણ ઇકવિધ ત્રિક પરિણમ્યો, ઇમ અનંત ગુણનો વૃંદ રે-
મુનિચંદ ! જિણંદ ! અમંદ-દિણંદપરે
નિત દીપતો સુખકંદ રે ॥૧॥
નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઇશ રે
દેખે નિજ દર્શન કરી નિજ દ્રવ્ય સામાન્ય જગીશ રે-મુ૦ ॥૨॥
નિજ રમ્યે રમણ કરો પ્રભુ ! ચારિત્રે રમતા રામ રે !
ભોગ અનંતને ભોગવો,
ભોગે વિણ (તેણે) ભોક્તા સ્વામી રે.-મુ૦ ॥૩॥
દેય દાન નિત દીજતે, અતિ દાતા પ્રભુ સ્વયમેવરે
પાત્ર તુમે નિજ-શક્તિના ગ્રાહક વ્યાપકમય દેવરે-મુ૦ ॥૪॥

પારિણામિક કારજ તણો, કરતા ગુણ-કરણે નાથ રે ।
અ-ક્રિય અક્ષય સ્થિતિમયી,નિકલંક અનંતી આથરે-મુ૦ ॥૫॥
પરિણામિક સત્તા તણો, આવિર્ભાવ વિલાસ નિવાસરે
સહજ અ-કૃત્રિમ અ-પરાશ્રયથી. નિર્વિકલ્પને
નિઃપ્રયાસ રે-મુ૦ ॥૬॥

પ્રભુ પ્રભુતા સંભારતાં, ગાતાં કરતાં ગુણ-ગ્રામ રે
સેવક સાધનતા વરે.
નિજ સંવર પરિણતિ પામ રે-મુ૦ ॥૭॥
પ્રગટ તત્ત્વતા ધ્યાવતાં, નિજ તત્ત્વનો ધ્યાતા થાય રે ।
તત્ત્વરમણ એકાગ્રતા,
પૂરણ તત્ત્વે એહ સમાય રે-મુ૦ ॥૮॥
પ્રભુ દીઠે મુજ સાંભરે, પરમાતમ પૂરણાનંદ રે
દેવચંદ્ર જિનરાજના, નિત વંદો પય-અરવિંદ રે. મુ૦ ॥૯॥



## (૮૫૨) (૩૬-૧૨) શ્રીવાસુપૂજ્યજિન સ્તવન

(પંથડો નિહાળું રે, બીજા જિનતણો રે (એ-દેશી)
પૂજના તો કીજે રે બારમા જિન તણી,
જસુ પ્રગટ્યો પૂજ્યસ્વભાવ ।
પર-કૃત પૂજા રે જે ઇચ્છે નહિ રે,
સાધક કારય દાવ-પૂ૦ ॥
દ્રવ્યથી પૂજારે કારણ ભાવનીરે, ભાવ પ્રશસ્તને શુદ્ધ ।
પરમ ઇષ્ટ વલ્લભ ત્રિભુવન ધણી રે,
વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ-પૂ૦ ।

અતિશય મહિમા રે અતિ ઉપગારિતારે,
નિરમલ પ્રભુ ગુણરાગ ।
સુરમણિ સુરઘટ સુરતરૂ તુચ્છ તે રે,
જિનરાગી મહાભાગ-પૂ૦ ॥૩॥
દર્શન-જ્ઞાનાદિક ગુણ આતમનારે, પ્રભુ પ્રભુતા લયલીન ।
શુદ્ધ-સ્વરૂપી રૂપે તન્મયીરે, તસુ આસ્વાદન પીન-પૂ૦ ॥૪॥
શુદ્ધ તત્વ રસરંગી ચેતના રે, પામે આતમ સ્વભાવ ।
આત્માલંબી નિજ ગુણ સાધતો રે,
પામે (પ્રગટે) પૂજ્ય સ્વભાવ-પૂ૦ ॥૫॥
આપ અકર્તા સેવાથી હુવેરે, સેવક પૂરણ સિદ્ધિ ।
નિજ ધન ન દીયે પિણ આશ્રિત લહેરે;
અ-ક્ષર-અ-ક્ષય-રીદ્ધિ-પૂ૦ ॥૬॥
જિનવર પૂજા તે નિજ-પૂજનારે. પ્રગટે અન્વય શક્તિ
પરમાનંદ વિલાસી અનુભવેરે, દેવચંદ્ર-પદ વ્યક્તિ-પૂ૦ ॥૭॥



## (૮૫૩) (૩૬-૧૩) શ્રી વિમલનાથજિન સ્તવન

(દાસ અરદાસ શીર પર કર કહેજી-એ દેશી)

વિમલજિન! વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય ।
લઘુ નદી જિમ તિમ લંઘીએ જી,
પણ સ્વયંભૂ-રમણ ન તરાય-વિ૦ ॥૧॥
સયલ પુઠવી ગિરિ જલ તરૂજી, કોઈ તોલે એક-હત્ય ।
તેહપણ તુજ ગણગણ ભણીજી,
ભાખવા નહીં સમરત્થ-વિ૦ ॥૨॥

સરવ પુદગલ-નભ-ધરમનાજી, તેમ અધરમ પ્રદેશ ।
તાસ ગુણ ધરમ પજ્જવ સહુજી,
તુજ ગુણ ઇક તણો લેશ-વિ૦ ॥૩॥
એમ નિજ ભાવ અનંતનીજી, અસ્તિતા કેતલી થાય ।
નાસ્તિતા સ્વ-પર-પદ અસ્તિતાજી,
તુજ સમ કાળ સમાય-વિ૦ ॥૪॥
તાહરા શુદ્ધ-સ્વભાવનેજી, આદરે ધરી બહુમાન ।
તેહને તેહીજ નિપજેજી, અહો કોઈ અદ્ભુતતાન.-વિ૦ ॥૫॥
તુમ્હ પ્રભુ ! તુમ્હ તારક વિભુજી,
તુમ્હ સમો અવર ન કોઇ ।
તુમ્હ દરસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય-વિ૦ ॥૬॥
પ્રભુ તણી વિમલતા ઓલખીજી, જે કરે થિર મન સેવ ।
દેવચંદ્ર-પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવ.-વિ૦ ॥૭॥



## (૮૫૪) (૩૬-૧૪) શ્રી અનંતનાથજિન સ્તવન

(દીઠી હો પ્રભુ ! દીઠી જગગુરૂ ! તુજ એ દેશી)

મૂરતિ હો પ્રભુ ! મૂરતિ અનંતજિણંદ,
તાહરી હો પ્રભુ ! તાહરી મુજ નયણે વસીજી ।
સમતા હો પ્રભુ સમતા-રસનો કંદ,
સહેજે હો પ્રભુ સહેજે અનુભવ રસ લસીજી-॥૧॥
ભવદવ હો પ્રભુ ભવ-દવ-તાપિત જીવ,
તેહને હો પ્રભુ તેહને અમૃતઘન સમીજી ।

મિથ્યાવિષ હો પ્રભુ મિથ્યા વિષની ખીવ[1],
હરવા હો પ્રભુ હરવા જાંગુલિમન રમીજી. ॥૨
ભાવ હો પ્રભુ ભાવ ચિંતામણિ એહ,
આતમ હો પ્રભુ આતમસંપત્તિ આપવાજી
એહિ જ હો પ્રભુ એહિ જ શિવસુખગેહ,
તત્ત્વ હો પ્રભુ તત્ત્વાલંબન થાપવાજી ॥૩
જાયે હો પ્રભુ જાયે આશ્રવ [2]ચાલ,
દીઠે હો પ્રભુ દીઠે સંવરતા વધેજી
રતન હો પ્રભુ રતન-ત્રયી ગુણમાળ,
અધ્યાતમ હો પ્રભુ અધ્યાતમ સાધન સધેજી ॥૪॥
મીઠી હો પ્રભુ મીઠી સૂરતિ તુજ,
દીઠી હો પ્રભુ દીઠી રુચિ બહુ માનથીજી ।
તુજ ગુણ હો પ્રભુ તુજ ગુણ ભાસન યુક્ત,
સેવે હો પ્રભુ સેવે તસુ ભવ ભય નથીજી ॥૫॥
નામે હો પ્રભુ નામે અદ્ભુત રંગ,
ઠવણા હો પ્રભુ ઠવણા દીઠાં ઉલ્લસેજી ।
ગુણ-આસ્વાદ હો પ્રભુ ગુણ-આસ્વાદ અભંગ,
તન્મય હો પ્રભુ તન્મયતાએ જે ધસેજી ॥૬॥
ગુણઅનંત હો પ્રભુ ગુણ અનંતનો વૃંદ,
નાથ હો પ્રભુ નાથ અનંતને આદરેજી ।
દેવચંદ્ર હો પ્રભુ દેવચંદ્રને આણંદ,
પરમ હો પ્રભુ પરમ મહોદય તે વરેજી ॥૭॥



૧ ખીલો, ૨ ટેવ.

## (૯૫૫) (૩૬-૧૫) શ્રી ધર્મનાથજિન સ્તવન

(સકળ સંસાર અવતાર એ હું ગણું-એ દેશી)

ધરમ જગનાથનો ધર્મ શુચિ ગાઈએ,
આપણો આતમા તેહવો ભાવિયે ।
જાતિ જસુ એકતા તેહ પલટે નહિ,
શુદ્ધ ગુણ-પજ્જવા વસ્તુ સત્તા સહી ॥૧॥

નિત્ય નિરવયવ વળી એક અ-ક્રિય પણે,
સર્વગત તેહ સામાન્ય ભાવે ભણે ।
તેહથી ઈતર સાવયવ-વિશેષતા,
વ્યક્તિ-ભેદે પડે જેહની ભેદતા ॥૨॥

એકતા પિંડને નિત્ય અ-વિનાશતા,
અસ્તિ નિજ-રીદ્ધિથી કાર્યગત ભેદતા
ભાવશ્રુત-ગમ્ય અભિલાપ્ય અનંતતા,
ભવ્ય-પર્યાયની જે પરાવર્ત્તિતા ॥૩॥

ક્ષેત્ર-ગુણ ભાવ અ-વિભાગ અનેકતા,
નાશ-ઉત્પાદ અનિત્ય પરનાસ્તિતા ।
ક્ષેત્ર-વ્યાપ્યત્વ અ-ભેદ અ-વકતવ્યતા,
વસ્તુ તે રૂપથી નિયત અભવ્યતા ॥૪॥

ધર્મ-પ્રાગભાવતા સકળ ગુણ-શુદ્ધતા,
ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા ।
શુદ્ધ-સપ્રદેશતા તત્ત્વ ચૈતન્યતા,
વ્યાપ્ય-વ્યાપક તથા ગ્રાહ્ય-ગ્રાહકગતા ॥૫॥

સંગ-પરિહારથી સ્વામી! નિજ પદ લહ્યું,
શુદ્ધ આત્મિક-આનંદ પદ સંગ્રહ્યું ।

જઈ વિ પરભાવથી હું ભવોદધિ વસ્યો,
પર તણો સંગ સંસારતાએ ગ્રસ્યો ॥૬
તહવિ સત્તા-ગુણે જીવ છે નિરમળો,
અન્ય-સંશ્લેષ જિમ ફટિક નવિ શામળો
જે પરોપાધિથી દુષ્ટ-પરિણતિ ગ્રહી.
ભાવ-તાદાત્મ્યમાં માહરૂં તે નહીં ॥૭
તિણે પરમાત્મ-પ્રભુ-ભક્તિ-રંગી થઈ,
શુદ્ધ કારણ રસે તત્વ-પરિણતિમયી
આત્મ-ગ્રાહક થયે તજે પર-ગ્રહણતા,
તત્વ-ભોગી થયે ટળે પર-ભોગિતા ॥૮॥
શુદ્ધ નિઃપ્રયાસ નિજ ભાવ-ભોગી યદા,
આત્મક્ષેત્રે નહીં અન્ય-રક્ષણ તદા
એક અ-સહાય નિસ્સંગ નિરદ્વંદ્વતા,
શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યક્તતા ॥૯॥
તિણે મુજ આતમા તુજ થકી નિપજે,
માહરી સંપદા સકળ મુજ સંપજે
તિણે મનમંદિરે ધર્મ-પ્રભુ ધ્યાઈયે,
પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ-સુખ પાઈયે ॥૧૦॥

## (૮૫૬) (૩૬-૧૬) શ્રી શાંતિનાથજિન સ્તવન

(માલા કિહાં છે રે—એ દેશી)
(આંખડીયે મેં આજ શત્રુંજય દીઠો રે—એ દેશી)

જગતદિવાકર જગત કૃપાનિધિ,
વાલ્હા મારા ! સમવસરણમેં બેઠા !

ચૌમુખ ચઉવિહ ધર્મ પ્રકાશે, તે મેં નયણે દીઠારે-
ભવિક જન હરખો રે ! નિરખી શાંતિજિણંદ-ભ૦,
ઉપશમ-રસનો કંદ, નહિ ઈણ સરિખો રે. ॥૧॥
પ્રાતિહાર્ય અતિશય શોભા, વા૦ તે તો કહિય ન જાવે ।
ઘૂક-બાલકથી રવિ-કર-ભરનેઃ;
વર્ણન કિણપરે થાવે રે? ભ૦ ॥૨॥
વાણી ગુણ પાંત્રીશ અનોપમ, વા૦ અ-વિસંવાદ-સરૂપે ।
ભવ-દુઃખવારણ શિવ-સુખકારણ, શુદ્ધધર્મ પ્રરૂપેરે-ભ૦ ॥૩॥
દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશિ મુખ, વા૦ ઠવણ જિન ઉપગારી ।
તસુ આલંબન લહીય અનોપમ,
તિહાં થયા સમકિત-ધારી-॥૪॥
ખટ નય કાર્ય રૂપે ઠવણા, વા૦ સગ નય કારણ
નિમિત્ત સમાન થાપના જિનજી, એ આગમની વાણી-
સાધક તીન નિક્ષેપા મુખ્યે, વા૦ જે વિણ ભાવ ન
ઉપગારી દુગ ભાખ્યે ભાખ્યા, ભાવ વંદકનો ગ્રહીયેરે-૬
ઠવણા સમવસરણ જિનસેંતી, વા૦ જો અ-ભેદતા
એ આતમાના સ્વભાવ ગુણ, વ્યક્ત યોગ્યતા સાધી-૭
ભલું થયું મેં પ્રભુગુણ ગાયા, વા૦ રસનાનો ફળ
દેવચંદ્ર કહે મહારા મનનો, સકળ મનોરથ સીદ્ધો. ૯

❀

## (૮૫૭) (૩૬-૧૭) શ્રીકુંથુનાથ-જિન સ્તવ

(ચરમ જિણેસરૂ-એ દેશી)

સમવસરણ બેસી કરી રે, બારહ પરખદ માંહિ ।
વસ્તુ-સ્વરૂપ પ્રકાશતા રે, કરૂણાકર જગનાહો રે. ॥૧
કુંથુજિનેસરૂ....! નિરમલ તુજ મુખ વાણિ રે ।
જે શ્રવણે સુણે, તેહિજ ગુણ-મણિ-ખાણિ રે-કું૦ ॥૨॥
ગુણ-પર્યાય અનંતતા રે, વળી સ્વભાવ અ-ગાહ ।
નય-ગમ ભંગ-નિક્ષેપ ના રે, હેયાદેય-પ્રવાહ રે-કું૦ ॥૩॥
કુંથુનાથ પ્રભુ દેશના રે, સાધન સાધક સિદ્ધ ।
ગૌણ-મુખ્યતા વચનમેં રે, જ્ઞાન તે સકલ સમૃદ્ધ રે.-કુંથુ૦॥૪॥
વસ્તુ અનંત-સ્વભાવ છે રે, અનંત કથક તસુ નામ ।
ગ્રાહક અવસર-બોધથી રે, કહેવે અર્પિત-કામી રે-કુંથુ૦ ॥૫॥
શેષ અનર્પિત-ધર્મને રે, સાપેક્ષ શ્રદ્ધા-બોધ ।
ઉભય-રહિત ભાસન હવે રે, પ્રગટે કેવલ-બોધ રે-કુંથુ૦ ॥૬॥
છતી પરિણતિ ગુણ-વર્ત્તના રે, ભાસન ભોગ આણંદ ।
સમકાળે પ્રભુ ! તાહરે રે, રમ્ય-રમણ ગુણવૃંદો રે-કુંથુ૦ ॥૭॥
નિજ-ભાવે સિય અસ્તિતા રે, પર-નાસ્તિત્વ-સ્વભાવ ।
અસ્તિપણે તે નાસ્તિતા રે, સિય તે ઉભય-સ્વભાવો રે. કુંથુ૦॥૮॥
અસ્તિ-સ્વભાવ જે આપણો રે, રૂચિ વૈરાગ્ય-સમેત ।
પ્રભુ સ-મુખ વંદન કરી રે, માગીશ આતમ-હેતો રે-કુંથુ૦॥૯॥
અસ્તિ-સ્વભાવ જે રૂચિ થઈ રે, ધ્યાતો અસ્તિ-સ્વભાવ ।
દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે-કુંથુ૦ ॥૧૦॥

# (૮૫૮) (૩૬-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(રામચંદ્રકે બાગ આંબો મોરી રહ્યો રી-એ દેશી)

પ્રણમો શ્રી અરનાથ, શિવપુર સાથ ખરોરી ।
ત્રિભુવન-જન-આધાર, ભવ-નિસ્તાર કરોરી. ॥૧॥
કરતા કારણ યોગ, કાર્ય-સિદ્ધિ લહેરી ।
કારણ ચ્યાર અનૂપ, કાર્યથી તેહ ગ્રહેરી. ॥૨॥
જે કારણ તે કાર્ય, થાયે પૂર્ણ-પદેરી ।
ઉપાદાન તે હેતુ, માટી ઘટ જેમ વદેરી. ॥૩॥
ઉપાદાનથી ભિન્ન, જે વિણ કાર્ય ન થાયે ।
ન હુવે કારય-રૂપ, કર્ત્તાને વ્યવસાયે. ॥૪॥
કારણ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ-ભાવે ।
કાર્ય તથા સમવાય-કારણ નિયતને દાવે. ॥૫॥
વસ્તુ અભેદ-સરૂપ, કાર્યપણું ન ગ્રહેરી ।
તે અ-સાધારણ હેતુ, કુંભે થાસ લહેરી. ॥૬॥
જેહનો નવિ વ્યાપાર, ભિન્ન નિયત બહુ ભાવી ।
ભૂમિ કાળ આકાશ, ઘટ કારણ સદ્‌ભાવી. ॥૭॥
એહ અપેક્ષા-હેતુ, આગમમાંહિ કહ્યોરી ।
કારણ પદ ઉત્પન્ન, કાર્ય થયે ન લહ્યોરી, ॥૮॥
કર્ત્તા આતમ દ્રવ્ય, કારય સિદ્ધિ-પણોરી ।
નિજ-સત્તાગત ધર્મ, તે ઉપાદાન ગણોરી. ॥૯॥
યોગ-સમાધિ-વિધાન, અ-સાધારણ તેહ વદેરી ।
વિધિ-આચરણા ભક્તિ, જિણે નિજ કાર્ય સધેરી. ॥૧૦॥

નરગતિ પઢમ-સંઘયણ, તેહ અપેક્ષા જાણોરી ।
નિમિત્તાશ્રિત-ઉપાદાન, તેહને લેખે આણોરી. ॥૧
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા-અમૃતખાણી ।
પ્રભુ આલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી. ॥૧
પુષ્ટ હેતુ અરનાથ, તેહના ગુણથી હીલીયે ।
રીઝ-ભક્તિ-બહુમાન, ભોગ-ધ્યાનથી મીલિયે. ॥૧૩
મોટાને ઉછંગ, બેઠાને શી ચિંતા ? ।
તિમ પ્રભુ-ચરણ પસાય, સેવક થયા ન-ચિંતા. ॥૧૪
અરપ્રભુ પ્રભુતા રંગ, અંતર-શક્તિ વિકાસી ।
દેવચંદ્ર આણંદ, અ-ક્ષય-ભોગ વિલાસી. ॥૧૫



## (૮૫૯) (૩૬-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવ

(કરતાં સેતી પ્રીતિ સહુ હુંસી કરે રે-એ દેશી)

મલ્લિનાથ જગનાથ, ચરણ-યુગ ધ્યાઈયે રે-ચરણ૦,
શુદ્ધાતમ-પ્રાગભાવ, પરમ પદ પાઈયે રે-પરમ૦ ।
સાધક-કારક ખટ, કરે ગુણ સાધના રે-કરે૦
તેહિજ શુદ્ધ સરૂપ, થાયે નિરાબાધના રે-થાયે૦ ॥૧॥
કર્તા આતમ દ્રવ્ય, કાર્યની સિદ્ધતા રે-કાર્ય૦
ઉપાદાન પરિણામ પ્રયુક્ત, તે કરણતા રે-પ્રયુક્ત૦ ।
આતમ-સંપદ દાન, તેહ સંપ્રદાનતારે-તેહ૦,
દાતા પાત્ર ને દેય, ત્રિ-ભાવ અ-ભેદતા રે-ત્રિભાવ૦ ॥૨॥
સ્વ-પર વિવેચન કરણ, તેહ અપાદાનથી રે-તેહ૦,
સકળ-પર્યાય-આધાર, સંબંધ આસ્થાનથી રે-સંબંધ૦ ।

બાધક-કારક ભાવ, અનાદિ નિવારવોરે-અનાદિ૦,
સાધકતા અવલંબી, તેહ સમારવો રે-તેહ૦ ॥૩॥

શુદ્ધપણે પર્યાય, પ્રવર્ત્તન કાર્યને રે-પ્રવ૦,
કર્ત્તાદિક પરિણામ, તે આતમ-ધર્મ (મેં) નેરે-તે૦ ।
ચેતન-ચેતન્ય ભાવ, કરે સમવેતમેં રે-કરે,
સાદિ-અનંતો કાળ, રહે નિજ ખેતમેં રે.-રહે૦ ॥૪॥

પર-કર્તૃત્વ-સ્વભાવ, કરે ત્યાં લગીરે-કરે૦,
શુદ્ધ કાર્ય-રૂચિ ભાસ, થયે નવિ આદરેરે-થયે૦ ।
શુદ્ધાતમ નિજ કાર્ય-રૂચિ કારક ફિરેરે-રૂચિ૦,
તેહિજ મૂળ સ્વભાવ, ગ્રહ્યો નિજ પદ વરેરે-ગ્રહ્યો૦ ॥૫॥

કારણ-કારજ રૂપ, અછે કારકદશા રે-અછે,
વસ્તુ પ્રગટ પર્યાય, એહ મનમેં વસ્યા રે-એહ૦ ।
પણ શુદ્ધ-સરૂપ ધ્યાન, ચેતનતા ગ્રહે રે-ચેતન૦,
તવ નિજ સાધક-ભાવ, સકળ કારક લહે રે-સકળ૦ ॥૬॥

માહરૂં પૂર્ણાનંદ, પ્રગટ કરવા ભણી રે-પ્રગટ૦
પુષ્ટાલંબન રૂપ સેવ, પ્રભુજી તણી રે-સેવ૦ ।
દેવચંદ્ર જિનચંદ્ર, ભગતિ મનમેં ધરો રે, ભગતિ૦ ।
અવ્યાબાધ અનંત, અખયપદ આદરો રે-અખય૦ ॥૭॥

## (૮૬૦) (૩૬-૨૦) શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

(ઓલગડી ઓલગડી સાહેલી હો શ્રી શ્રેયાંસનીરે-એ દેશી

ઓલગડી(૨)તો કીજે શ્રી મુનિસુવ્રત-સ્વામિની રે,
જેહથી નિજપદ સિદ્ધ ।
કેવલ-જ્ઞાનાદિક ગુણ ઉલ્લસે રે,
લહીયે સહજ સમૃદ્ધિ-ઓ૦ ॥૧॥

ઉપાદાન (૨) નિજ પરિણતિ વસ્તુની રે,
પિણ કારણ નિમિત્ત-આધીન ।
પુષ્ટ-અપુષ્ટ દુવિધ તે ઉપદિશ્યો રે,
ગ્રાહક વિધિ-આધીન-ઓ૦ ॥૨॥

સાધ્ય (૨) ધર્મ જે માંહિ હુવે રે, તે નિમિત્ત અતિ પુષ્ટ ।
પુષ્પમાંહિ તિલવાસક વાસના રે,
નહિ પ્રધ્વંસક દુષ્ટ-ઓ૦ ॥૩॥

દંડ (૨) નિમિત્ત અપુષ્ટ ઘડા તણો રે નવિ ઘટતા તસુ માંહિ ।
સાધક (૨) પ્રધ્વંસકતા અછે રે,
તિણે નહિ નિમિત્ત પ્રવાહ-ઓ૦ ॥૪॥

ષટકારક (૨) તે કારણ-કાર્યનો રે, જે કારણ સ્વાધીન ।
તે કર્તા (૨) સહુ કારક તે વસુ રે,
કર્મ તે કારણ પીન-ઓ૦ ॥૫॥

કાર્ય (૨) સંકલ્પે કારણ દશા રે, છતી સત્તા-સદ્ભાવ ।
અથવા દ્રવ્ય-ધર્મને જોઈયે રે,
સાધ્યારોપણ દાવ.-ઓ૦ ॥૬॥

અતિશય (૨) કારણુ કારક કરણુતે રે, નિમિત્ત અને ઉપાદા
સંપ્રદાન (૨) કારણુ પદ ભવનથી રે,
કારણુ વ્યય અપાદાન-એો૦ ।
ભવન (૨) વ્યય વિણુ કારય નવિ હુવે રે, જિમ દષદે ન ઘટ
શુદ્ધાધાર (૨) સ્વગુણુને દ્રવ્ય છે રે,
સત્તાધાર સુ-તત્ત્વ.-એો૦ ॥૮॥
આતમ (૨) કર્તા કારય સિદ્ધતા રે, તસુ સાધન જિનરાજ ।
પ્રભુ દીઠે (૨) કારજ રૂચિ ઉપજે રે,
પ્રગટે આત્મ-સમાજ-એો૦ ॥૯॥
વંદન સેવન (૨) નમન વળી પૂજના રે,
સમરણુ સ્તવન વળી ધ્યાન ।
દેવચંદ્ર (૨) કીજે જિનરાજનો રે,
પ્રગટે પૂર્ણ નિધાન-એો૦ ॥૧૦॥



## (૮૬૧) (૩૬-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવન

(પીછોલારી પાલિ ઉભા દોય રાજવી રે-એ દેશી)

શ્રીનમિજિનવર સેવ, ઘનાઘન ઉનમ્યો રે-ઘના૦ ।
દીઠા મિથ્યારોરવ, ભવિક-ચિત્તથી ગમ્યો રે-ભવિ૦ ॥૩॥
શુચિ આચરણા રીતિ, તે અભ્ર વધે વડા રે,-તે૦
આતમ-પરિણુતિ શુદ્ધ, તે વીજ-ઝબુકડાં રે.-વીજ૦ ॥૧॥
વાજે વાયુ સુવાયુ તે, પાવન ભાવના રે,-પાવન૦ ।
ઇંદ્રધનુષ ત્રિકયોગ તે, ભકિત ઈક-મના રે;-ભકિત૦ ।

નિર્મળ પ્રભુ-સ્વરઘોષ, ¹ધ્વની ઘનગર્જના રે, ધ્વની° ।
તૃષ્ણા ગ્રીષ્મ કાળ, તાપની તર્જના રે,-તાપની° ॥૨॥
શુભ લેશ્યાની ²આલી, તે બગ પંક્તિ બની રે,-બગ°
શ્રેણી-સરોવર હંસ, વસે શુચિ-ગુણ મુનિ રે-। વસે° ॥
ચઉગતિ મારગ બંધ, ભવિક જન ઘર રહ્યા રે,-ભવિક°
ચેતન સમતા-સંગ, રંગમેં ઉમહ્યા રે-રંગ° ॥૩॥
સમ્યગ્ દૃષ્ટિ મોર, તિહાં હરખે ઘણું રે-તિહાં° ।
દેખી અદ્ભુત રૂપ, પરમ જિનવર તણું રે-પરમ° ।
પ્રભુ-ગુણનો ઉપદેશ, તે જલધારા વહી રે,—જલ° ।
ધરમ-રુચિ ચિત્ત-ભૂમિ માંહિ નિશ્ચલ રહી રે-માંહિ° ॥૪
ચાતક શ્રમણ-સમૂહ, કરે તવ પારણો રે-કરે° ।
અનુભવ રસ આસ્વાદ, સકળ દુઃખ-વારણો રે-સકળ° ।
અશુભાચાર નિવારણ, તૃણ અંકુરતા રે,-તૃણ° ।
વિરતિ તણો પરિણામ, તે બીજની પૂરતા રે-બીજ° ॥૫॥
પાંચ-મહાવ્રત ધાન, તણા ³કરસણ વધ્યા રે,-તણા° ।
સાધ્ય-ભાવ નિજ થાપી, સાધનતાએ સધ્યાં રે-સાધન° ।
ક્ષાયિક દર્શન જ્ઞાન, ચરણ ગુણ ઉપના રે;-ચરણ° ।
આદિ બહુ ગુણ શસ્ય, આતમ ઘર નીપના રે.-આતમ° ॥૬॥
પ્રભુ દરસણ મહામેહ, તણે પ્રવેશમેં રે,-તણે° ।
પરમાનંદ સુભિક્ષ થયો, મુજ દેશમેં રે,-થયો° ।
દેવચંદ્ર જિનચંદ્ર તણો, અનુભવ કરો રે,—તણો° ।
સાદિ-અનંતો કાળ, આતમ-સુખ અનુસરો રે-આતમ° ॥૭॥

૧ ધ્વનિ, ૨ શ્રેણિ, ૩ ખેતી.

## (૮૬૨) (૨૯-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(પદ્મ પ્રભ જિન જઇ અલગા રહ્યા-એ દેશી)

નેમિજિણેસર ! નિજ કારજ કર્યો, છાંડયો સર્વ વિભાવોજી ।
આતમ-શક્તિ સકળ પ્રગટ કરી,
આસ્વાદ્યો નિજ ભાવોજી.-નેમિ૦ ॥ ૧ ॥

રાજુલ નારીરે સારી મતિ ધરી, અવલંબ્યા અરિહંતોજી ।
ઉત્તમ-સંગેરે ઉત્તમતા વધે,
સાધે આનંદ અનંતોજી-નેમિ૦ ॥૨॥

ધર્મ-અધર્મ-આકાશ અ-ચેતના, તે વિજાતી અ-ગ્રાહ્યોજી ।
પુદ્‌ગળ ગ્રહવેરે કર્મ કલંકતા, વાધે બાધક વાહ્યોજી.નેમિ૦ ॥૩॥

રાગી-સંગેરે રાગદશા વધે, થાયે તિણે સંસારોજી ।
નિ-રાગીથી રે રાગનો જોડવો,લહીયે ભવનો પારોજી.-નેમિ૦ ॥૪॥

અ-પ્રશસ્તતારે ટાળી પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાસેજી ।
સંવર વાધેરે સાધે નિર્જરા, આતમ-ભાવ પ્રકાશેજી.-નેમિ૦॥૫॥

નેમિ-પ્રભુ ધ્યાને એકત્વતા, નિજ તત્વે ઈકતાનોજી ।
શુક્લ-ધ્યાનેરે સાધી સુસિદ્ધતા,
લહિયે મુક્તિ-નિદાનોજી-નેમિ૦ ॥ ૬ ॥

અ-ગમ અ-રૂપીરે અ-લખ અ-ગોચરૂ, પરમાતમ પરમીશોજી ।
દેવચંદ્ર જિનવરની સેવના, કરતાં વાધે જગીશોજી-નેમિ૦ ॥૭॥

## (८९३) (३९-२३) श्री पार्श्वनाथ-जिन स्तव

(कडखानी-देशी.)

સહજ ગુણ-આગરો સ્વામી સુખ-સાગરો.
જ્ઞાન વઈરાગ રે પ્રભુ સવાયો૦
શુદ્ધતા એકત્વતા તીક્ષ્ણતા-ભાવથી,
મોહરિપુ જીતી જગ-પડહ વજાયો.-સ૦ ॥૧॥
વસ્તુ નિજભાવ-અવભાસ નિ-કલંકતા,
પરિણતિ વૃત્તિતા કરી અભેદે,
ભાવતાદાત્મ્યતા શકિત ઉલ્લાસથી,
સંતતિ-યોગને તું ઉછેદે-સ૦ ॥૨॥
દોષ-ગુણ વસ્તુને લખીય યથાર્થતા,
લહી ઉદાસીનતા આપભાવે ।
ધ્વંસી તજ્જન્યતા ભાવ-કર્તાપણો,
પરમ-પ્રભુ ! તું રમ્યો નિજ-સ્વભાવે સ૦ ॥ ૩ ॥
શુભ-અશુભ ભાવ અવભાસ-તદ્દકીક(તા)થી,
શુભ-અશુભ ભાવ તિહાં પ્રભુ ન કીધો ।
શુદ્ધ પરિણામતા વીર્યકર્તા થઈ,
પરમ અક્રિયતા અમૃત પીધો સ૦ ॥ ૪ ॥
શુદ્ધતા પ્રભુ તણી આત્મ-ભાવે રમે,
પરમ પરમાત્મા તાસ થાયે ।
મિશ્ર-ભાવે અછે ત્રિ-ગુણની ભિન્નતા,
ત્રિ-ગુણ એકત્વ તુજ ચરણ આયે સ૦ ॥ ૫ ॥

ઉપશમ-રસભરી સર્વજન-સંકરી,
મૂર્તિ જિનરાજની આજ ભેટી ।
કારણે કાર્ય-નિષ્પત્તિ શ્રદ્ધાન છે,
તિણે ભવ-ભ્રમણની ભીડિ મેટી સ૦ ॥ ૬ ॥
નયર અંબાયતે પાર્શ્વ-પ્રભુદરશણે,
વિકસતે હર્ષ-ઉત્સાહ વાધ્યો ।
હેતુ એકત્વતા-રમણ પરિણામથી,
સિદ્ધિ-સાધક પણો આજ સાધ્યો સ૦ ॥ ૭ ॥
આજ કૃતપુણ્ય ધન દીહ માહરો થયો,
આજ નર-જનમ મેં સફળ ભાવ્યો ।
દેવચંદ્ર સ્વામિ ત્રેવીશમો વંદીયો,
ભક્તિ-ભરચિત્ત તુજ ગુણ રમાવ્યો સ૦ ॥ ૮ ॥

## (૮૬૪) (૩૬-૨૪) શ્રી મહાવીર-જિન સ્તવન

[કડખાની દેશી]

તારહો તાર પ્રભુ ! મુજ સેવક ભણી,
જગતમેં એટલો સુયશ લીજે ।
દાસ અવગુણ-ભર્યો જાણી પોતા તણો,
દયાનિધિ ! દીન પરિ દયા કીજે-તાર૦ ॥ ૧ ॥
રાગ-દ્વેષે ભર્યો મોહ વૈરી નડયો,
લોકની રીતિમેં ઘણું રાં
ક્રોધ-વશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવ માંહિં હું વિષય-માતો તાર૦ ॥

## [ કલશ ]

ચઉવીસે જિન ગાઈયે, ધ્યાઈયે તત્ત્વ-સરૂપોજી ।
પરમાનંદ પદ પાઈયે, અક્ષય-જ્ઞાન અનૂપોજી–ચઉ૦ ॥ ૧ ॥
ચઉદહસેં બાવન ભલા, ગણધર-ગુણ-ભંડારોજી ।
સમતામયી સાહુ–સાહુણી, સાવય-સાવઈ સારોજી–ચઉ૦ ॥ ૨ ॥
વર્ધમાન જિનવર તણો શાસન અતિ સુખકારોજી ।
ચઉવિહ સંઘ વિરાજતા, દુઃષમ કાલ આધારોજી–ચઉ૦ ॥૩॥
જિન-સેવનથી જ્ઞાનતા, તિણે હિતાહિત-બોધોજી ।
અ-હિત ત્યાગ હિત આદરે, સંયમ-તપની શોધોજી-ચઉ૦॥૪॥
અભિનવ-કર્મ અ-ગ્રહણતા, જીર્ણ-કર્મ-અભાવોજી ।
નિ-કર્મીને અ-બાધતા, અ-વેદન અનાકુલ-ભાવોજી-ચઉ૦॥૫॥
ભાવ-રોગના વિગમથી, અ-ચલ અ-ક્ષય નિરાબાધોજી ।
પૂર્ણાનંદ-દશા લહી, વિલસે સિદ્ધિ-સમાધોજી-ચઉ૦॥ ૬ ॥
**શ્રી જિનચંદની** સેવના, પ્રગટે પુણ્ય-પ્રધાનોજી ।
**સુમતિ સાગર** અતિ ઉલ્લાસે,
**સાધુરંગ** પ્રભુધ્યાનોજી–ચઉ૦ ॥ ૭ ॥
સુવિહિત ગચ્છ **ખરતર** વરૂ, **રાજસાગર** ઉવઝાયોજી ।
**જ્ઞાનધર્મ**-પાઠક તણો, શિષ્ય સુજન-સુખદાયોજી–ચઉ૦॥૮
**દીપચંદ્ર** પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજોજી ।
**દેવચંદ્ર** પદ સેવતાં, પૂર્ણાનંદ સમાજોજી-ચઉ૦ ॥ ૯

श्री वर्द्धमान स्वामिने नमः

## શ્રી દેવચંદ્રજી મ૦ કૃત
## અતીતજિન–ચોવિશી
(અપૂર્ણ)

### (૮૬૫) (૩૭–૧) શ્રી કેવલજ્ઞાનીજિન સ્તવન

નામે ગાજે પરમ આલ્હાદ, પ્રગટે અનુભવ રસ આસ્વા
તેથી થાયે મતિ–સુપ્રસાદ, સુણતાં ભાંજેરે, કાંઈ વિષયવિખા
જિણંદા ! તારા નામથી મન ભીનો ॥૧

ક્ષેત્ર અસંખ્ય–પ્રદેશ, અનંત–પર્યાય– નિવેશ ।
જાણુગ–શક્તિ અ–શેષ,
તેહથી જાણે કાંઈ સકળ વિશેષ રે–જિ૦ ॥૨

સર્વ પ્રમેય–પ્રમાણ, જસ કેવળ–નાણ પહાણ ।
તિણે કેવળનાણી અભિહાણ,
જસ ધ્યાવે રે કાંઈ મુનિવર આણ રે–જિ૦ ॥૩

ધ્રુવ પરિણતિ છતી જાસ, પરિણતિ પરિણામે ત્રિક રાશ
કર્તાપદ પ્રવૃત્તિ પ્રકાશ,
અસ્તિ–નાસ્તિરે કાંઈ સર્વનો ભાસ રે–જિ૦ ॥૪

સામાન્ય–સ્વભાવનો બોધ, કેવળ–દર્શન શોધ ।
સહકાર અભાવેં રોધ, સમયંતર રે
કાંઈ બોધ–પ્રબોધ રે–જિ૦ ॥૫

કારક ચક્ર સમગ્ગ, તે જ્ઞાયક–ભાવ વિલગ્ગ ।
પરમભાવ–સંસગ્ગ, ઈક રીતે રે કાંઈ થયો ગુણ–વગ્ગ રે–જિ૦ ॥૬

·ઇમિ સાલંબન જિન ધ્યાન, સાધે તત્ત્વ વિધાન।
·લહે પૂર્ણાનંદ અ-માન,
તેહથી થાયે રે કાંઈ શિવ-ઇશાન રે-જિ૦ ॥૭॥
દાસ વિભાવ-અપાય, (તે) નાશે પ્રભુ-સુપસાય।
·જે તન્મયતાયેં ધ્યાયે,
સહી તેહને રે દેવચંદ્ર-પદ થાય રે-જિ૦ ॥૮॥

---

## (૮૬૬) (૩૭-૨) શ્રી નિર્વાણી-પ્રભુ-જિન સ્તવન

[વીરજી પ્યારા હો ! વીરજી પ્યારા-એ દેશી.]

પ્રણમું ચરણ પરમ-ગુરૂ-જિનના, હંસ તે મુનિ જનમનના।
·વાસી અનુભવ-નંદનવનના, ભોગી આનંદઘનના—
મોરા સ્વામી હો! તોરો ધ્યાન ધરીજે।
·ધ્યાન ધરીજે હો સિદ્ધિ વરીજે,
અનુભવ અમૃત પીજે—મોરા૦ ॥૧॥
સકલ પ્રદેશ-સમા ગુણ ધારી, નિજ-નિજ કારજ કારી।
નિરાકાર અવગાહ ઉદારી, શક્તિ સર્વ વિસ્તારી—મોરા૦ ॥૨॥
ગુણ ગુણ પ્રતિ પર્યાય અનંતા તે અભિલાપ સ્વતંતા।
અનંતગુણા-નભિલાપી સંતા,
કાર્ય-વ્યાપાર કરંતા-મોરા૦ ॥૩॥
વિભાગી પર્યંયવ્યકતે, કારજ-શક્તિ પ્રવર્તે।
સામર્થ્ય-પ્રગ્રકતે,
ગુણ-પરિણામ-અભિવ્યકતે-મોરા૦ ॥ ૪

નિરવાણી પ્રભુ ! શુદ્ધ સ્વભાવી, અ-ભય નિશાનુ અ
સ્યાદાદી અ-મની ગતરાવી, પૂરણુ શક્તિ-પ્રભાવી-મોર
અ-ચલ અ-ખંડ સ્વ-ગુણુ-આરામી, અનંતાનંદ વિસ
સકલ-જીવ-ખેદજ્ઞ સુ-સ્વામી,
નિરામગંધી અકામી-મોરા૦ ॥
નિઃસંગી-સેવનથી પ્રગટે, પૂર્ણાનંદી-ઈહા ।
સાધન-શક્તે ગુણુ-એકત્વે, સીઝે સાધ્ય-સમીહા-મોરા
પુષ્ટ-નિમિત્તા-લંબન ધ્યાને સ્વાલંબન લય ઠાને ।
દેવચંદ્ર ગુણુને એક-તાને, પોહોંચે પૂરણુ-થાને-મોરા૦



## (૮૬૭) (૩૭-૩) શ્રી સાગર-પ્રભુ જિન સ્

[શીતલજિન સહજાનંદી-એ દેશી]

ગુણુસાગર-આગર સ્વામી, મુનિભાવ જીવન નિઃકામી ।
ગુણુ-કરણે કર્તૃ-પ્રયોગી, પ્રાગભાવો સત્તા ભોગી-
-સુહંકર ભવ્ય ! એ જિન ગાવો,
જિમ પૂરણુ પદવી પાવો-સુ૦ ॥
સામાન્ય-સ્વભાવ સ્વ-પરના, દ્રવ્યાદિ-ચતુષ્ટય ઘરના ।
દેખે દર્શન-રચનાયેં, નિજ-વીર્ય અનંત સહાયેં-સુ૦॥૨
તેહને તે જાણે નાણુ, એ ધર્મ-વિશેષ પહાણુ ।
સાવય-વિકારજ શક્તે, અ-વિભાગી પર્યય-વ્યક્તે-સુ૦ ॥૩
જે કારણુ-કારજ ભાવે, વરતે પર્યાય-પ્રભાવે ।
પ્રતિ સમયે-વ્યય-ઉત્પાદી, જ્ઞેયાદિક અનુગત-સાદી-સુ૦॥૪

અ-વિભાગી પર્યાય ભેદ, સમવાયી કાર્યના ભેદ ।
જે નિત્ય ત્રિકાળી અનંત, તસુ જ્ઞાયક જ્ઞાન મહંત-સુ૦॥૫॥
જે નિત્ય-અનિત્ય સ્વભાવ, તે દેખે દર્શન ભાવ ।
સામાન્ય-વિશેષનો પિંડ, દ્રવ્યાદિક વસ્તુ પ્રચંડ-સુ૦॥૬॥
ઈમ કેવળ દર્શન-નાણ, સામાન્ય-વિશેષનો ભાણ ।
દ્વિ-ગુણ આતમ-શ્રદ્ધાએ, ચરણાદિક તસુ વ્યવસાયે-સુ૦॥૭॥
દ્રવ્ય ભેદ વિશેષ-પરિણામી, તે કહીયે પજ્જવ-નામી ।
છતી સામર્થ્ય દુ-ભેદે, પર્યાય-વિશેષ નિવેદે-સુ૦॥ ૮ ॥
તસુ રમણે લોકનો વૃંદ, અ-પ્રયાસી પૂર્ણાનંદ ।
પ્રગટી જસુ શક્તિ અનંતી,
નિજ કારજ-વૃત્તિ સ્વતંત્રી-સુ૦ ॥ ૯ ॥
ગુણ-દ્રવ્ય સામાન્ય સ્વભાવી, તીરથપતિ વ્યક્ત વિભાવી ।
પ્રભુ આણા-ભક્તે લીન, તિણે દેવચંદ્ર પદ દીન-સુ૦ ॥૧૦॥



(૮૬૮) (૩૭-૪) શ્રી મહાજશ-જિન સ્તવન

(રાગ ફાગ)

આતમ પ્રદેશ રંગ થલ અનોપમ, સમ્યગ્ દર્શન રંગ રે-
-નિજ-સુખ કે સધૈયા.
-તું તો નિજ ગુણ ખેલ વસંતરે;-નિજ૦ ।
પર-પરિણતિ ચિંતા તજી નિજમેં,
જ્ઞાન-સખા કે સંગ-નિજ૦ ॥૧॥
વાસ બરાસ સુરુચિ કેશરઘન, છાંટો પરમ પ્રમોદરે-નિજ૦ ।
આતમ-રમણ ગુલાલકી લાલી,
સાધક-શકિત વિનોદ રે-નિજ૦ ॥૨॥

ધ્યાન સુધારસ પાન મગનતા,
ભોજન સહજ સ્વ-ભોગ રે-નિજ
રીઝણુ એકત્વતા તાનમેં વાજે,
વાજીંત્ર સનમુખ યોગ રે-નિજ૦
શુકલ-ધ્યાન હોરી કી ઝાલા, જાલે કર્મ કઠોર રે-નિ
શેષ-પ્રકૃતિદલ ખિરણુ નિર્જરા,
ભસ્મ-ખેલ અતિ જોર રે-નિજ૦
દેવ મહાજશ શુદ્ધ અવલંબન,
નિર્ભય પરિણતિ વ્યક્તિ રે-નિ
જ્ઞાને ધ્યાને અતિ બહુમાને,
સાધે મુનિ નિજ શક્તિ રે-નિજ૦
સકળ અ-જોગ અ-લેશ અ-સંગત,
નહિ હોવે સિદ્ધ રે-નિ
દેવચંદ્ર આણામેં ખેલે. ઉત્તમ યુંહિ પ્રસિદ્ધ રે-નિજ૦



## (૮૬૯) (૩૭-૫) શ્રી વિમલનાથ જિન સ

(કડખાની-દેશી)

ધન્ય તું ધન્ય તું ધન્ય જિનરાજ! તું,
ધન્ય તુજ શકિત વ્યકિત સ-નૂરી
કાર્ય-કારણ દશા સહજ ઉપગારિતા,
શુદ્ધ કર્તૃત્વ પરિણામ પૂરી ધન૦
આત્મ-પ્રભાવ પ્રતિભાસ કારજદશા,
જ્ઞાન અ-વિભાગ પર્યાય પ્ર

એમ ગુણ સર્વ નિજ-કાર્ય સાધે પ્રગટ,
જ્ઞેય દૃશ્યાદિ-કારણ-નિમિત્તે-ધન્ય૦ ॥૨॥

દાસ બહુમાન શાસન રમણ એકતા,
પ્રભુ ગુણાલંબની શુદ્ધ થાયે।
બંધના હેતુ રાગાદિ તુજ ગુણ રસી,
તેહ સાધક અવસ્થા ઉપાયે-ધન્ય૦ ॥૩॥

કર્મ-જંજાલ યુંજનકરણ-યોગ જે,
સ્વામી! ભક્તિ રમ્યા થીરસમાધિ।
દાન તપ શીલ-વ્રત નાથ! આણા વિણા,
થઈય બાધક કરે ભવ ઉપાધિ. ધન્ય૦ ॥૪॥

સકળ પ્રદેશ સમકાળ સવિ કાર્યતા,
કારણ સહકાર કર્તૃત્વ ભાવો।
દ્રવ્ય-પરદેશ-પર્યાય આગમ પણે,
અ-ચલ અ-સહાય અ-ક્રિય દાવો.-ધન્ય૦ ॥૫॥

ઉત્પત્તિ નાશ-ધ્રુવ સર્વદા સર્વની,
અરુગુણી હાનિ-વૃદ્ધિ અ-ન્યૂનો।
અસ્તિ-નાસ્તિત્વ સત્તા અનાદી થકી,
પરિણમન ભાવથી નહી અજૂનો-ધન્ય૦ ॥૬॥

વે।

॥૭॥

વીતરાગી અ-સંગી અનંગી પ્રભુ,
નાણ અ-પયાસ અ-વિનાશ ભારી ।
દેવચંદ્ર શુદ્ધ સત્તારગી સેવનાં,
સંપદા આતમ-રોમા ભારી-પ૦-વી૦ ॥૮॥

★

## (૮૭૦) (૩૭-૬) શ્રી સર્વાનુભૂતિ-જિન સ્તવન

[જગજીવન જગવાલહો-એ દેશી]

જગતારક પ્રભુ વિનવું, વિનતડી અવધાર-લાલ રે ।
તુજ દરશણ વિણ હું ભમ્યો,
કાળ અનંત-અપાર-લાલ રે-જગ૦ ॥૧॥
સુહુમ-નિગોદ ભવે વસ્યો, પુદ્ગલ પરિયટ્ટ અનંત-લાલ રે ।
અ-વ્યવહાર-પણે ભમ્યો,
ક્ષુલ્લક ભવ અત્યંત-લાલ રે-જગ૦ ॥૨॥
વ્યવહારે પણ તિરિય-ગતે, ઇગ-વણખંડ-અ-સન્ની-લાલ રે ।
અ-સંખ્ય પરાવર્તન થયાં.
ભમિયો જીવ અ-ધન્ન-લાલ રે-જગ૦ ॥૩॥
સૂક્ષ્મ-થાવર ચારમેં, કાલહુ ચક્ર અસંખ્ય-લાલ રે ।
જનમ-મરણ બહુલા કર્યાં,
પુદ્ગલ-ભોગને કંખ-લાલ રે જગ૦ ॥૪॥
ઓઘે બાદર-ભાવમેં, બાદર તરૂપણ એમ-લાલ રે ।
પુદ્ગલ અઢી લાગટ વસ્યો,
નામ નિગોદે પ્રેમ-લાલ રે-જગ૦ ॥ ૫ ॥

થાવર સૂક્ષ્મ-પરિત્તમે, સીત્તેર કોડાકોડિ-લાલ રે ।
અથર ભમ્યો પ્રભુ ! નવિ મિલ્યા,
મિથ્યા અવિરતિ જોડિ-લાલ રે-જગ૦ ॥ ૬ ॥
વિગલપણે લાગટ વર્ષો, સંખિજ્જ વાસ હજાર-લાલ રે ।
બાદર પજ્જ-વણસઈ, ભૂ-જલ-વાયુ મઝાર-લાલ રે જગ૦॥૭॥
અનલ-વિગલ પજ્જત્તમેં, તસ ભવ આયુ પ્રમાણ-લાલ રે ।
શુદ્ધ-તત્ત્વ પ્રાપ્તિ વિના,
ભટક્યો નવ-નવ ઠાણ-લાલ રે-જગ૦ ॥ ૮ ॥
સાધિક સાગર સહસ દો, ભોગવીયો ત્રસ-ભાવ-લાલ રે ।
એક સહસ સાધિકોદધિ,
પંચેંદ્રિ પદ દાવ-લાલ રે-જગ૦ ॥ ૯ ॥
પર-પરિણતિ રાગીપણે, પર-રસ રંગે રક્ત-લાલ રે ।
પર-ગ્રાહક-રક્ષક-પણે, પરભોગે આસક્ત-લાલ રે-જગ૦ ॥૧૦॥
શુદ્ધ સ્વ-જાતિ-તત્ત્વને, બહુમાને તલ્લીન-લાલ રે ।
તે વિજાતિ-રસ તાતજી !
સ્વ-સ્વરૂપ-રસ પીન-લાલ રે જગ૦ ॥૧૧॥
શ્રી સ્વર્ગાનુભૂતિ જિનેશ્વર ! તારક લાયક દેવ-લાલ રે ।
તુજ ચરણે શરણે રહ્યો,
ટળે અનાદિ કુટેવ-લાલ રે-જગ૦ ॥ ૧૨ ॥
સબલા સાહિબ ઓલગ્યે, આતમ સબલો થાય-લાલ રે ।
બાધક-પરિણતિ સવિ ટળે,
સાધક સિદ્ધ કહાય-લાલ રે-જગ૦ ॥૧૩॥

કારણથી કારજ હુયે, એ પરતીત અનાદિ-લાલ રે ।
માહરા આતમ-સિદ્ધિના,
નિમિત્ત હેતુ પ્રભુ સાદિ-લાલ રે-જગ૦ ॥૧
અ-વિસંવાદન-હેતુની, દઢ સેવા-અભ્યાસ-લાલ રે ।
દેવચંદ્ર પદ નિપજે, પૂર્ણાનંદ-વિલાસ-લાલ રે-જગ૦ ॥



## (૮૭૧) (૩૭-૭) શ્રીધરનાથજિન સ્તવન

(રસીયાની-દેશી)

સેમુખ મુખ પ્રભુને ન મળી શકયો,
તો શી વાત કહાયે-જિણંદજી ।
નિજ-પર વીતક વાત લહો સહુ,
પણ મને કિમ પ્રતીત આય ?-જિ૦ સે૦ ॥૧
ભવ્ય-અભવ્ય પરિત્ત-અણંત તો, કૃષ્ણ-શુકલપક્ષ ધાર-જિ૦
આરાધક-વિરાધક રીતનો, પૂછી કરત નિરધાર-જિ૦ સે૦॥૨
કિણ કાળે કારણ કેહવે મળે, થાશે ? મુજને હો સિદ્ધ-જિ૦ ।
આતમ-તત્ત્વ રૂચિ નિજ-રિદ્ધિની.
લહેશું સર્વ-સમૃદ્ધ-જિ૦ સે૦ ॥૩॥
એક વચન જિન-આગમનું લહી, નીપાવ્યાં નિજ કામ-જિ૦ ।
એતલે આગમ કારણ સંપજે,
ઢીલ થઈ કિમ આમ ?-જિ૦સે૦ ॥ ૪ ॥
શ્રીધર જિન નામે બહુ નિસ્તર્યા,
અલ્પ-પ્રયાસે હો જેહ-જિ૦ ।
મુજ સરિખો એતલે કારણ લહે,
ન તરે કહો કિમ તેહ ?-જિ૦સે૦ ॥ ૫ ॥

કારણ-જોગે સાધે તત્ત્વને, નવિ સમર્થો ઉપાદાન-જિ૦ ।
શ્રી જિનરાજ પ્રકાશો મુજ પ્રતે,
તેહનું કેણ નિદાન ? જિ૦ સે૦ ॥ ૬ ॥
ભવ-રોગના વૈદ્ય જિનેશ્વરૂ, ભાવૌષધ તુજ ભક્તિ-જિ૦ ।
દેવચંદ્રને શ્રી અરિહંતનો,
છે આધાર એ વ્યક્તિ-જિ૦ સે૦ ॥ ૭ ॥

---

## (૮૭૨) (૩૭-૮) શ્રી દત્તનાથ-જિન સ્તવન

[ રાગ ધમાલ ]

જિન-સેવનતેં પાઈયે હો, શુદ્ધાતમ મકરંદ-જિન૦ ॥
તત્ત્વ-પ્રતીત વસંત-ઋતુ પ્રગટી,
ગઈ શિશિર કુ-પ્રતીત-લલના ।
દુરમતિ-રજની લઘુ ભઈ હો,
સદ્બોધ દિવસ વદીત-લલના-જિ૦ ॥ ૧ ॥
સાધ્ય-રૂચિ સુ-સખા મીલી હો,
નિજ ગુણ-[1]ચરચા ખેલ-લ૦ ।
બાધક-ભાવકી નિંદના હો,
બુધ-મુખ [2]ગારિકો મેલ-લ૦જિ૦ ॥૨॥
પ્રભુ-ગુણ-ગાનશું છંદ શું હો, વાજિંત્ર અતિશય તાન-લ૦
શુદ્ધ-તત્ત્વ બહુ માનતા હો,
ખેલત પ્રભુ-ગુણ ધ્યાન લ૦ જિ૦ ॥૩॥
ગુણ-બહુમાન ગુલાલસું હો, લાલ ભયે ભવિજીવ-લ૦ ।

---

૧ વિચારણા, ૨ અપશબ્દનો.

राग-प्रशस्तदी धूममें हो,
विभाव [1]विडारे अतीव. ल० जि० ॥४॥
जिन-गुण खेलमें खेलते हो, प्रगटयो निज गुण-खेल ल० ।
आतम घर आतम रमे हो, समता सुमतिके मेल-ल० जि० ॥५॥
तत्व-प्रतीत प्याले भर्या हो, जिनवाणी-रसपान-ल० ।
निर्मल-भक्ति-लाली जगी हो,
रीझे एकत्वता-तान ल० जि० ॥६॥
भव-वैराग अबीरशुं हो, चरण-रमण सु-मडंत-ल० ।
सुमति-गुपति वनिता रमे हो,
खेले हो शुद्ध-वसंत-ल० जि० ॥७॥
[2]चाचर गुण-रसिया लीये हो, निज साधक परिणाम-ल० ।
कर्म प्रकृति अ-रति गई हो,
उल्लसित अमित-उद्दाम-ल० जि० ॥८॥
थिर-उपयोग साधन मुखे हो, पिचकारीकी धार-ल० ।
उपशम-रस भरी छांटतां हो,
गई [3]तताई अपार-ल० जि० ॥९॥
गुण-पर्याय विचारतां हो, शक्ति-व्यक्ति अनुभूति-ल० ।
द्रव्यास्तिक अवलंबतां हो,
ध्यान एकत्र-प्रसूति-ल० जि० ॥१०॥
राग-प्रशस्त प्रभावना हो, निमित्त करण उपभेद-ल०
निर्विकल्प सु-समाधिमें हो,
भये हें त्रिगुन अभेद-ल० जि- ॥११॥
ईम श्रीदत्तप्रभु गुणे हो, फाग रमे मतिवंत-ल०

---

१ दूर करे, २ टोळी, ३ गर्मी.

પર-પરિણુતિરજ ધોયકે હો,
નિરમળ સિદ્ધિ વરંત-લ૦ જિ૦ ॥૧૨॥
કારણુથેં કારજ સધે હો, એહ અનાદિકી ચાલ-લ૦ ।
દેવચંદ્ર પદ પાઈયેં હો
કરત નિજ ભાવ-સંભાળ-લ૦ જિ૦ ॥૧૩॥



## (૮૭૩) (૩૭-૯) શ્રી દામોદર-જિન સ્તવન

(ચોરા સાહેબ હો શ્રી શીતલનાથકે-એ દેશી)

સુપ્રતીતે હો કરી થિર-ઉપયોગ કે, દામોદર જિન વંદીયે,
અનાદિની હો જે મિથ્યા ભ્રાન્તિ તેહ સર્વથા છંડીએ ।
અવિરતિ હો જે પરિણુતિ દુષ્ટ કે, ટાળી થિરતા સાધીએ,
કષાયની હો કરમલતા કાપી કે, વર સમતા આરાધીયે. ॥૧॥
જંબૂને હો ભરતે જિનરાજ કે, નવમા અતીત ચોવીશીયે,
જસ નામે હો પ્રગટે ગુણુરાશિ કે, ધ્યાને શિવસુખ વિલસીયે ।
અપરાધી હો જે તુજથી દૂર કે, ભૂરિ ભ્રમણુ-દુઃખના ધણી,
તે માટે હો તુજ સેવા રંગ કે, હોજો એ ઇચ્છા ઘણી. ॥૨॥
મરૂધરમેં હો જિન સુરતરૂ-લુંબ કે, સાગરમેં પ્રવહણુસમો,
ભવ ભમતાં હો ભવિજન-આધાર કે, પ્રભુ દરશણુ સુખ અનુપમો ।
આતમની હો જે શક્તિ અનંત કે, તેહ સ્વરૂપ-પદે ધર્યા,
પરિણુામિક હો જ્ઞાનાદિક ધર્મ કે, સ્વ-સ્વકાર્યપણે વર્યા. ॥૩॥
અવિનાશી હો જે આત્માનંદ કે, પૂર્ણ અખંડ સ્વભાવનો,
નિજ-ગુણનો હો જે વર્તન-ધર્મ કે, સહજ વિલાસી ભવનો ।

તસ ભોગી હો તું જિનવરદેવ કે, ત્યાગી સર્વ વિભાવનો
શ્રુત જ્ઞાની હો ન કહી શકે સર્વ કે, મહિમા તુજ પ્રભાવનો ॥૪
નિઃકામા હો નિર્ભાઈ-નાથ કે, સાથ હોજો નિત તુમ્હ તણો,
તુમ આણ્યા હો આરાધન શુદ્ધ કે, સાધું હું સાધકપણો ।
વીતરાગથી હો જે રાગ વિશુદ્ધ કે, તેહીજ ભવભય વારણો,
જિનચંદ્રની હો જે ભક્તિ એકત્વ કે, દેવચંદ્ર-પદ-કારણો ॥૫



## (૮૭૪) (૩૭-૧૦) શ્રી સુતેજા-જિન સ્તવન

અતિ રૂડી રે (૨) જિનજીની થિરતા અતિ રૂડી ।
સકલ પ્રદેશ અનંતી, ગુણ-પર્યાય શક્તિ મહંતી-લાલ-અતિ૦
તસુ રમણે અનુભવનંતી,
પરરમણે જે ન રમંતી-લાલ અતિ૦ ॥૧॥
ઉત્પાદ-વ્યય પલટંતી, ધ્રુવ શક્તિ ત્રિપદી સંતી-લાલ-અતિ૦ ।
ઉત્પાદે ઉત્પત્તિમંતી,
પૂરવ-પરિણતિ વ્યયમંતી-લાલ-અતિ૦ ॥૨॥
નવ-નવ ઉપયોગે નવલી,
ગુણ-છતીયો તે નિત અચલી-લાલ-અતિ૦
પરદ્રવ્યે જે નવિ ગમણી,
ક્ષેત્રાંતરમાંહિ ન રમણી-લાલ-અતિ૦ ॥૩॥
અતિશય-યોગે નવિ દીપે,
પરભવ ભણી નવિ છીપે-લાલ-અતિ૦ ।
નિજ-તત્ત્વ-રસે જે લીની,
બીજે કોઉથી નવિ કીની-લાલ-અતિ૦ ॥૪॥

સંગ્રહનયથી જે અનાદિ, પણ એવંભૂતે સાદિ-લાલ–અતિ૦ ।
જેહને બહુમાને પ્રાણી,
પામે નિજ ગુણ [1]સહનાણી–લાલ–અતિ૦ ॥૫॥
વિરતાથી વિરતા વાધે, સાધક નિજ-પ્રભુતા સાધે–લાલ–અતિ૦ ।
પ્રભુ-ગુણને [2]રંગે રમતા,
તે પામે અવિચલ સમતા-લાલ–અતિ૦ ॥૬॥
હુ હિત લાલ–અતિસ ।
વે-લાલ–અતિ૦ ॥૭॥



## ૭૫) (૩૭-૧૧) શ્રી સ્વામીપ્રભ-જિન સ્તવન

[રહો રહો રહો વાલ્હા–એ દેશી.]

મી નમી નમી વિનવું, સુગુણા સ્વામી ! જિણંદ ! નાથ રે ।
ય સકલ જાણુગ તુમે, પ્રભુજી ! જ્ઞાનદિણંદ–નાથ રે–નમી૦॥૧॥
ર્તમાન એ જીવની, એહવી પરિણતિ કેમ–નાથ રે,
ણું હેય-વિભાવને, પિણ નવિ છુટે પ્રેમ–નાથ રે–નમી૦ ॥૨॥
ર-પરિણિતિ-રસરંગતા, પર-ગ્રાહકતા ભાવ, નાથ રે ।
ર-કરતા પર ભોગતા, શ્યો થયો એક સ્વભાવ ? નાથ રે
નમી૦
પય-કષાય-અશુદ્ધતા, ન ઘટે એ નિર્ધાર,–નાથ રે
ણ વંછું તેહને, કિમ તરીએ સંસાર ?–નાથ રે–નમી૦
। અવિરતિ પ્રમુખને, નિયમા જાણું હેય,–નાથ રે
રહું વળી વળી, પણ તે પામે સંતોષ–નાથ રે નમી૦

૧ ઓળખાણ, ૨ મસ્તીમાં.

અંતરંગ પર-રમણતા, ટલશે કિશ્યે ઉપાય ?-નાથ રે
આણા-આરાધન વિના,
કિમ ગુણ સિદ્ધિ થાય ?-નાથ રે-નમી૦
હવે જિનવચન-પ્રસંગથી, જાણી સાધક-નીતિ-નાથ
શુદ્ધ-સાધ્ય-રૂચિ પણે,
કરીએ સાધન રીતિ-નાથ રે-નમી૦
ભાવન-રમણ પ્રભુ ગુણે, યોગ ગુણી આધીન-નાથ રે
રાગ તે જિન-ગુણ-રંગમેં,
પ્રભુ ! દીઠાં ૧રતિ-પીન-નાથ રે-નમી૦ ॥
હેતુ પલટાવી સવિ, જોડયા ગુણી ગુણ-ભક્તિ-નાથ રે
તેહ પ્રશસ્તપણે રમ્યા,
સાધે આતમ-શક્તિ-નાથ રે-નમી૦ ॥
ધન-તન-મન-વચના સવે, જોડયા સ્વામી પાય-નાથ રે
બાધક-કારણ-વારતા, સાધક કારણ થાય-નાથ રે-નમી૦ ॥૧૦
આતમતા પલટાવતાં, પ્રગટે સંવર-રૂપ-નાથ રે ।
સ્વ-સ્વરૂપ-રસીક રે, પૂર્ણાનંદ-અનૂપ-નાથ રે-નમી૦ ॥૧૧॥
વિષય-કષાય જહેર ટળી, અમૃત થાએ એમ-નાથ રે।
જે પર-સિદ્ધિ-રુચિ હુવે,
તો પ્રભુ સેવા ધરી પ્રેમ -નાથ રે-નમી૦ ॥૧૨॥
કારણ-રંગી કાર્યને, સાધે અવસર પામી-નાથ રે !
દેવચંદ્ર-જિનરાજની,
સેવા શિવસુખ-ધામ-નાથ રે-નમી૦ ॥૧૩॥

★

## (૮૭૬) (૩૭-૧૨) શ્રી મુનિસુવ્રત જિન સ્તવન

(નમણી ખમણી નેમ ન ગમણી-એ-દેશી)

ીકો હરિશણ શ્રી પ્રભુજીનો, સાચે રાગે મનશું ભીનો ।
જસુ રાગે નિરાગી થાયે,
તેહની ભક્તિ કોને ન સુહાયે ? ॥ ૧ ॥
પુદ્ગલ-આશા-રાગી અનેરા, તસુ પાસે કુણ ખાયે ફેરા ? ।
જસુ ભગતે નિરભય પદ લહિયે,
તેહની સેવામાં થિર રહિયે ॥ ૨ ॥
ાગી-સેવકથી જે રાચે, બાહ્ય-ભગતિ દેખીને માચે ।
જસ ગુણ [1]દાઝે તૃષ્ણા [2]આંચે,
તેહનો સુજસ ચતુર કિમ વાંચે ? ॥ ૩ ॥
પૂરણબ્રહ્મ ને પૂર્ણાનંદી, દરશન-જ્ઞાન-ચરણ રસ કંદી ।
સકળ વિભાવ-પ્રસંગ અ-ફંદી,
તેહ દેવ શમ-રસ-મકરંદી ॥ ૪ ॥
તેહની ભગતિ ભવ-ભય ભાંજે,
નિગુણ પિણ ગુણ-શકિત ગાજે ।
ાસ-ભાવ પ્રભુતાને આપે,
અંતરંગ કલિમલ સવિ કાપે, ॥ ૫ ॥
અધ્યાતમ-સુખકારણ પૂરો, સ્વ-સ્વભાવ-અનુભૂતિ સનુ
ાસુ ગુણ વળગી ચેતના કીજે,
પરમ-મહોદય શુદ્ધ લહિ જે. ॥
મુનિસુવ્રતપ્રભુ પ્રભુતા-લીના, આતમસંપતિ-ભાસન-પ
માણુરંગે ચિત્ત ધરીજે, દેવચંદ્ર-પદ શીઘ્ર વરીજે. ॥

---

૧ રાગથી, ૨ હઠે.

(૮૭૭) (૩૭-૧૩) શ્રી સુમતિનાથ-જિન સ્ત

(કન્હૈયાલાલ-એ દેશી)

પ્રભુ શું ઈશું વિનવું રે લાલ,
મુજ વિભાવ દુખ રીત રે-સાહિબાલા
તીન કાળના જ્ઞેયની રે લાલ,
જાણો છો સહુ નીતિ રે-સા૦ પ્રભુ૦
જ્ઞેય-જ્ઞાનશું નવિ મિલે રે લાલ,
જ્ઞાન ન જાએ તત્થ રે-સા
પ્રાપ્ત-અ-પ્રાપ્ત અ-મેયને રે લાલ,
જાણો જે જિમ જાથ રે-સા૦ પ્રભુ૦ ॥
છતી પરયાય જે જ્ઞાનના રે લાલ,
તે તો નવિ પલટાય રે-સા
જ્ઞેયની નવ-નવ વર્ત્તના રે લાલ,
સવિ જાણે અસહાય રે-સા૦ પ્રભુ૦ ॥
ધર્માદિક સહુ દ્રવ્યનો રે લાલ,
પ્રાપ્ત ભણી સહકાર રે-સા
રસનાદિક ગુણ વર્ત્તતા રે લાલ,
નિજ-ક્ષેત્રે તે ધાર રે-સા૦ ॥
જાણગ અભિલાષી નહિ રે લાલ,
નવિ પ્રતિબિંબે જ્ઞેય રે-સા૦
કારક-ચક્રતે જાણવું રે લાલ,
ભાવ અનંત અ-મેય રે-સા૦ પ્રભુ૦ ॥
તેહ જ્ઞાન-સત્તા થકેરે લાલ,
ન જણાયો નિજ તત્ત્વ રે-સા૦

રૂચિ પણ તેહવી નવિ વધે રે લાલ,
[1]એ એ મોહ મહત્ત્વ રે-સા૦ પ્રભુ૦ ॥૬॥
મુજ જ્ઞાયકતા પરરસી રે લાલ, પરતૃષ્ણાયે તત્ત્વ રે-સા૦ ।
તે સમતારસ અનુભવે રે લાલ,
સુમતિ સેવન વ્યાપ્ત રે-સા૦ પ્રભુ૦ ॥૭॥
બાધકતા પલટાયવા રે લાલ, નાથ ભગતિ આધાર રે-સા૦ ।
પ્રભુ ગુણ રંગી ચેતના રે લાલ,
એહિજ જીવન સાર રે-સા૦ પ્રભુ૦ ॥૮॥
અમૃતાનુષ્ઠાને રહ્યો રે લાલ, અમૃતક્રિયાને ઉપાય રે-સા૦ ।
દેવચંદ્ર રંગે રમે રે લાલ,
તે સુમતિદેવ-પસાય રે-સા૦ પ્રભુ ॥૯॥

*

## (૮૭૮) (૩૭-૧૪) શ્રી શિવગતિ-જિન સ્તવન

(થારા મોહલાં ઉપર મેહ ઝબૂકે વીજળી હો—એ દેશી)

શિવગતિ જિનવર સેવના દોહિલી-હો લાલ, સે૦ ।
પર-પરિણતિ-પરિત્યાગ કરે તસુ સોહિલી-હો લાલ ॥
આશ્રવ સર્વ નિવારી જેહ સંવરે ધરે-હો લાલ, જેહ૦ ।
જે નિજ-આણા લીન પીન સેવન કરે-હો લાલ-પીન૦ ॥૧॥
વીતરાગ ગુણરાગ ભક્તિ રૂચિને ગમે-હો લાલ-ભક્તિ૦ ।
યથાપ્રવૃત્તિ ભવ્યજીવ નયસંગ્રહ રમે-હો લાલ-નય૦ ॥
અમૃતક્રિયા વિધિયુક્ત વચન, આચારથી-હો લાલ-વચન૦ ।
મોક્ષાર્થી જિનભક્તિ કરે વ્યવહારથી-હો લાલ-કરે૦ ॥૨॥

[1] અત્યંત

ગુણપ્રાગભાવની કાર્ય તણો કારણપણો-
રત્નત્રયી પરિણામ તે ઋજુસૂત્રે ભણો-
જે ગુણ પ્રગટ થયો નિજનિજ કારય
સાધકભાવે યુક્ત શબ્દ નય તે ધરે-હો
પોતે ગુણ પર્યાય પ્રગટ પણ કાર્યતા-હો
ઉણો થાયે જાવ તાવ સમભિરૂઢતા-હો
સંપૂરણ નિજ ભાવ સ્વ-કારય કીજતે-હો
શુદ્ધાતમ નિજરૂપતણો રસ લીજતે-હો લા
ઉત્સર્ગે એવંભૂત તે ફળને નિપને-હો લા
નિઃસંગી પરમાતમ-રંગથી તે બને-હો લા
સહજ અનંત અત્યંત મહંત સુખે ભરયા-હો
અ-વિનાશી અ-વિકાર અ-પાર ગુણે વર્યા-હો લ
જે પ્રવૃત્તિ ભવ-મૂળ છેદ-ઉપાય જે-હો લાલ
પ્રભુ-ગુણરાગે રક્ત થાય શિવદાય તે-હો લાલ-
અંશ થકી સર્વાંશ વિશુદ્ધપણું ઠવે-હો લાલ-વિ
શુક્લ-બીજ-શશિરેહ તે પૂરણ હુવે-હો લાલ-તે
તિમ પ્રભુથી શુચિ રાગ કરે વીતરાગતા-હો લા
ગુણ-એકત્વે થાય સ્વ-ગુણ પ્રાગભાવતા-હો લાલ-
દેવચંદ્ર-જિનચંદ્ર સેવામાંહિ રહો-હો લાલ-સેવ
અ-વ્યાબાધ આત્મ-સુખ સંગ્રહો-હો લાલ

## (૮૭૯) (૩૭-૧૫) શ્રી અસ્તાગનાથ-જિન સ્તવન

[મન મોહ્યું અમારૂં પ્રભુ-ગુણે-એ દેશી]

કરો સાચા રંગ જિનેશરૂ, સંસાર વિરંગ સહુ અન્ય રે ।
સુરપતિ-નરપતિ-સંપદા, તે તો દુરગંધિ-કદન્નરે-કરો૦ ॥૧॥

જિન અસ્તાગ-ગુણ-રસ રમી, ચલ વિષય-વિકાર વિરૂપરે ।
વિણુ સમકિત મતે અભિલખે,
જિણે ચાખ્યો શુદ્ધ સ્વરૂપ રે-કરો૦ ॥૨॥

નિજ-શુદ્ધ-ચિંતન જળ રમ્યા, તસુ ક્રોધ અનળનો તાપ રે ।
નવિ વ્યાપે કાપે ભવસ્થિતિ,
જિન શીતને અર્ક-પ્રતાપ રે કરો૦ ॥૩॥

જિન ગુણરંગી ચેતના, નવિ બાંધે અભિનવ-કર્મ રે ।
ગુણ-રમણે નિજ-ગુણ ઉલ્લસે,
તે આસ્વાદે નિજ-ધર્મ રે-કરો૦ ॥૪॥

પર-ત્યાગી ગુણ એકતા, રમતા જ્ઞાનાદિક-ભાવ રે ।
સ્વ-સ્વરૂપ ધ્યાતાં થઈ, પામે શુચિ ખાયક ભાવ રે-કરો૦ ॥૫॥

ગુણ-કરણે નવ-ગુણ-પ્રગટતા સત્તાગત-રસથિતિ છેદ રે ।
સંક્રમણે ઉદય પ્રદેશથી, કરે નિર્જરા ટાળે ખેદ રે-કરો૦ ॥૬॥

સહજ-સરૂપ-પ્રકાશથી થાએ પૂર્ણાનંદ-વિલાસ રે ।
દેવચંદ્ર-જિનરાજની, કરજયો સેવા સુખવાસ રે-કરો૦ ॥૭॥

## (૮૮૦) (૩૭-૧૬) શ્રી નમીશ્વરસ્વામી-જિન

(હો પીઉ પંખીડા-એ દેશી)

જગત-દિવાકર શ્રીનમીશ્વર સ્વામ જો,
તુજ મુખ દીઠે નાઠી ભૂલ અનાદિની રે
જાગ્યો સમ્યગ્ જ્ઞાન સુધારસ-ધામ જો,
છોડી દુર્જય મિથ્યા-નિંદ પ્રમાદની રે લો. જગત૦
સહજે પ્રગટયો નિજ-પર ભાવ વિવેક જો,
અંતર-આતમ ઠહરયો સાધન સાધવે રે લો ।
સાધ્યાલંબી થઈ જ્ઞાયકતા છેક જો,
નિજપરિણુતિ નિજ-ધર્મરસે ઠવે રે લો.. જગત૦ ॥
ત્યાગી (ને સવિ) પર-પરિણુતિ-રસ-રીઝ જો,
જાગી (છે નિજ) આતમ-અનુભવ ઈષ્ટતા રે લો ।
સહેજે છુટી આશ્રવ-ભાવની ચાલ જો,
જાલમ પ્રગટી સંવર-શિષ્ટતા રે લો. જગત૦ ॥૩
બંધ (ના) હેતુ જે છે પાપસ્થાન જો,
તે તુજ ભગતિ પામ્યા પુષ્ટ પ્રશસ્તતા રે લો ।
ધ્યેય-ગુણે વળગો ઉપયોગ જો,
તેહથી પામે ધ્યાતા ધ્યેય-સમસ્તતા રે લો. જગત૦ ॥૪
જે અતિ-દુસ્તર જલધિ સમો સંસાર જો,
તે ગોપદ સમ કીધો પ્રભુ-અવલંબને રે લો ।
જાણ્યો પૂર્ણાનંદ તે આતમ પાસ જો,
અવલંબ્યો નિર્વિકલ્પ પરમાતમ તત્ત્વને રે લો. જગત૦ ॥૫

સ્યાદ્વાદી નિજ પ્રભુતાને એકત્વ જો,
 ક્ષાયિકભાવે થઈ નિજ રત્નત્રયી રે લો ।
પ્રત્યાહાર કરીને ધારે ધારણ શુદ્ધ જો,
 તત્વાનંદી પૂર્ણ-સમાધિલયે મઈ રે લો. જગત૦ ॥૫॥
અ-વ્યાબાધ-સ્વ-ગુણની પૂરણ રીત જો,
 કરતા-ભોક્તા ભાવે રમણપણે ધરે રે લો ।
સહજ અ-કૃત્રિમ નિર્મળ જ્ઞાનાનંદ જો,
 દેવચંદ્ર-એકત્વે સેવનથી વરે રે લો. જગત૦ ॥૭॥

## (૮૮૧) (૩૭-૧૭) શ્રી અનિલપ્રભ-જિન સ્તવન

{ દેખો ગતિ દૈવનીરે—એ દેશી. }

સ્વારથ વિણુ ઉપગારતા રે, અદ્ભુત અતિશય રીદ્ધિ ।
આત્મ-સ્વરૂપ પ્રકાશતા રે, પૂરણ સહજ સમૃદ્ધિ—
 —અનિલજિન સેવીયે રે ॥
નાથ ! તુમ્હારી જોડિ, ન કો ત્રિહુ લોકમેં રે ।
 પ્રભુજી ! પરમ-આધાર, અછો ભવિ[1] થોકને રે ॥૧॥
પર-કારજ કરતા નહિ રે, સેવ્યા પાર ન હેત ।
જે સેવે તન-મન થઈ રે, તે લહે શિવ-સંકેત-અનિલ૦ ॥૨॥
કરતા નિજ ગુણ-વૃત્તિતા રે, ગુણ પરિણતિ ઉપભોગ ।
નિ-પ્રયાસ-ગુણ વર્ત્તતારે, નિત્ય સકલ ઉપયોગ-અનિલ૦ ॥૩॥
સેવ-ભકિત ભોગી નહી રે, ન કરે પરનો સહાય ।
તુજ ગુણરંગી ભક્તના રે, સહેજે કારજ થાય-અનિલ૦ ॥૪॥

---
૧ સમૂહને

કિરિયા કારણ કાર્યતારે, એક સમય સ્વાધીન ।
વરતે પ્રતિગુણ સર્વદા રે, તસુ અનુભવ લયલીન-અનિલ૦ ।
જ્ઞાયક લોકાલોકનારે, અનિલપ્રભ જિનરાજ ।
નિત્યાનંદમયી સદા રે, દેવચંદ્ર સુખદાય-અનિલ૦ ॥

(૮૮૨) (૩૭-૧૮) શ્રી યશોધરસ્વામી-જિન સ્ત

[ રાગ મારૂ ]

વદનપર વારી હો જશોધર ! વદનપર વારી ।
મોહ-રહિત મોહન જાકે, ઉપશમ-રસ-કયારી હો
અહો ઉપશમ૦ વદન૦ ॥૧
મોહજીવ લોહકો કંચન, કરવે પસાર ભારી હો ।
સમકિત-સુરતરૂ (૬૫) વન સિંચનકો,
વર પુષ્કલ જલધારી હો, અહો વર૦ વદન૦ ॥૨॥
સર્વ-પ્રદેશ પ્રગટ શમગુણથી, પ્રવૃત્તિ અનંત અપહારી હો ।
પરમ-ગુણી સેવનથૈં સેવક,
અપ્રશસ્તતા વારી હો-અહો અપ્ર૦ વદન૦ ॥૩॥
પરપરિણતિ રૂચિ રમણ ગ્રહણતા, દોષ અનાદિ નિવારી હો ।
દેવચંદ્ર પ્રભુ સેવન ધ્યાને,
આતમશકિત સમારી હો, અહો આતમ-વદન૦ ॥૪॥

## (૮૮૩) (૨૭-૧૯) શ્રી કૃતાર્થનાથ-જિન સ્તવન

[અધિકા તાદરૂં હું તો અપરાધી-એ દેશી]

સેવા સારંગ્યો જિનની મન સાચે, પિણ મત માંગો ભાઈ ।
અહિનતના ફળ માગી લેતાં, દાસભાવ સવિ જાઈ સેવા૦ ॥૧॥
ભક્તિ નદી તે તો ભાડાયત, જે સેવાફળ જાચે ।
દાસ તિકે જે ઘન-ભર નિરખી, કેકીની પરે નાચે-સેવા૦ ॥૨॥
સારી વિધિ-સેવા સારંતાં, આણ ન કાંઈ ભાંજે ।
હુકમ હાજર ખીજમતિ કરતાં સહેજે નાથ નિવાજે. સેવા૦॥૩॥
સાહિબ! જાણો છો સહુ વાતો, શું કહિયે તુમ આગે? ।
સાહિબ-સનમુખ અને માગણની, વાત કારમી લાગે-સેવા૦॥૪॥
સ્વામી-કૃતાર્થ તો પિણ તુમથી, આશ સહુ-કો રાખે ।
નાથ વિના સેવકની ચિંતા, કોણ કરે વિણ દાંખે? સેવા૦॥૫॥
તુજ સેવ્યાં ફળ માંગ્યો દેતાં, દેવપણો થાયે કાચો ।
વિણ માગ્યાં વંછિત ફલ આપે, તિણે દેવચંદ્ર પદ સાચો-સે૦॥૬॥

## (૮૮૪) (૩૭-૨૦) શ્રી જિનેશ્વર-જિન સ્તવન

(અખીયાં હરખન લાગી હમારી અખીયાં-એ દેશી
રાગ—પરભાતી)

હું તો પ્રભુ વારી છું તુમ મુખની,
હું તો જિન બલિહારી-તુમ મુખની ।
સમતા અમૃતમય સુમસનની, ગેયા નહીખની-ગ-રૂ હું૦ ॥૧॥
ભ્રમર અધર શિષ ધનુહર કમલદલ, કીર હીર પુનમ-શશી નીર ।

શોભા તુચ્છ પ્રભુ દેખત થાકી,

કાયર હાથે જિમ અસીની-હું૦ ॥
મનમોહન તુમ સન્મુખ નિરખત, આંખ ન તૃપતિ અમ્હચી
મોહ-તિમિર-રવિ હરખ-ચંદ્ર-છબી,

મૂરત એ ઉપશમચી-હું૦ ॥૩
મનની ચિંતા મહી પ્રભુ ધ્યાવત, મુખ દેખતાં તુમ જિનની
ઇંદ્રિય તૃષા ગઈ જિનેસર ! સેવતાં, ગુણગાતાં વચનની-હું૦।
મીન-ચકોર-મોર-મતંગજ, જલ-શશી-ઘન નીચનથી !
તિમ મો પ્રતિ સાહિબ સૂરતથી, ઓર ન ચાહું મનથી-હું૦ ॥૫
જ્ઞાનાનંદન (જા) જયાનંદન, આશા દાસ નીયતની।
દેવચંદ્ર-સેવનમેં અહનિશ,

રમજ્યો પરિણતિ ચિત્તની હું૦ ॥૬॥

(૮૮૫) (૩૭-૨૧) શ્રીશુદ્ધમતિ-જિન સ્તવન

[શ્રીજિન પ્રતિમા હો જિન સરખી કહિ-એ દેશી.]

શ્રીશુદ્ધમતિ હો જિનવર પૂરવો, એહ મનોરથ માળ।
સેવક જાણી હો મહિરબાની કરી, ભવસંકટથી ટાળ-શ્રી૦ ॥૧॥
પતિત-ઉદ્ધારણ હો તારણ-વત્સલુ, કર અપણાયત એહ।
નિત્ય નિ-રાગી હો નિસ્પૃહ જ્ઞાનની,

શુદ્ધ અવસ્થા દેહ-શ્રી૦ ॥૨॥
પરમાનંદી હો તું પરમાતમા, અવિનાશી તુજ રીત।
એ ગુણ જાણી હો તુમ વાણી થકી,

ઠહરાણી મુજ પ્રીત-શ્રી૦ ॥૩॥

ઝરણાં

શુદ્ધ-સ્વરૂપી હો ! જ્ઞાનાનંદની, અવ્યાબાધ-સ્વરૂપ ।
ભવ-જલનિધિ હો તારક જિનેશ્વર,
પરમ-મહોદય ભૂપ-શ્રી૦ ॥૪॥

નિરમમ નિ-સંગી હો નિરભય અ-વિકારતા,
નિરમલ સહજ સમૃદ્ધિ ।
અષ્ટ કરમ હો વનદાહથી, પ્રગટી અ-વ્વય-રિદ્ધિ-શ્રી૦ ॥૫॥

આજ અનાદિનીહો અનંત અક્ષતા, અ-ક્ષર અનક્ષર રૂપ ।
અ-ચલ અ-કલ હો અ-મલ અ-ગમનું,
ચિદાનંદ ચિદ્રૂપ-શ્રી૦ ॥૬॥

અનંતજ્ઞાની હો અનંતદર્શની, અનાકારી અવિરૂદ્ધ ।
લોકાલોક હો જ્ઞાયક સુહંકર, અનાહારી સ્વયંબુદ્ધ-શ્રી૦ ॥૭॥
જે નિજ પાસે હો તેશું માંગીયે, દેવચંદ્ર જિનરાજ ।
તો પિણ મુજને હો શિવપુર સાધતાં, હોજ્યો
સદા સહાય-શ્રી૦ ॥૮॥

[ઈતિ દેવચંદજી કૃત અતીત ચોવિશીના ૨૧ સ્તવન સંપૂર્ણ].



श्री वर्धमानस्वामिने नमः

# શ્રી જીવણુવિજયજી કૃત

# સ્તવન–ચોવીશી

## (૮૮૬) (૩૮–૧) શ્રી ઋષભદેવ–જિન સ્તવન

[દેશી–ગોડીની]

મોહ્યો મન [1]મધુકર ગુણુ ફૂલ સાહેબજી ? ઉડાયો ઉડે નહિંજી
પ્રભુ મૂરતિ અતિહી અમૂલ–સા૦, નયણુ ઠરે દીઠો સહીજી ॥૧
મળવા મનમેં મોરી છે આશ સા૦ પણુ કર્મ અશુભ દીસે ઘણાં
[2]વિસવાવીસ અછે વિશ્વાસ–સા૦ તુજથી તાપ જાશે ચેતન
તણોજી ॥
કોઈ પૂર્વ ભવાંતર નેહ–સા૦ આવી બન્યો રે તુમથી ઘણોજી।
તિણે દાખો રખે ! પ્રભુ [3]છેહ–સા૦ હાજર [4]બંદો હું છું
જિન તણોજી. ॥૩
જાણો વલી [5]વેલા જો મુઝ,–સા૦ તો ઢીલ ઘડી કરતા રખેજી
વાલ્હા ! વાત કહી જે મેં ગુઝ–સા૦ હેત ધરી હિયડે [6]લખેજી ॥૪
તું તો [7]નાજુક નાભિનો નંદ–સા૦ આદિકરણુ આદીસરૂજી
એ તો મરૂદેવી સુત સુખકંદ–સા૦ જીવણુવિજયને જયકરૂજી

⁂

---

૧ ભ્રમર, ૨ સંપૂર્ણ ૩ વિયોગ, ૪ સેવક, ૫ પરિસ્થિતિ,
૬ વિચારજો, ૭ કોમળ–નાજીક.

## (૮૮૭) (૩૮-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

(દેસી-વીંછિયાની)

અજિત જિનેસર આજથી, [1]મુજ રાખજો રૂડી[2] રીતિ રે લાલ।
બાંહ્ય ગ્રહીને બહુ પરે, પ્રભુ! પાળજો પૂરણ પ્રીતિ રે લાલ-અ૦॥૧॥
કામિત-કલ્પતરૂ સમો એ તો મુજ મન-મોહન-વેલી રે લાલ।
અનુકૂળ થઇને આપીયે, અતિ અનુભવ રસ રંગરેલી રે લાલ-અ૦॥૨
મનક મનોરથ પૂરજો, એ તો ભકત તણા ભગવંત રે લાલ।
[3]આતુરની ઉતાવળે [4]ખરી મન કરી પૂરીએ [5]ખાંત રે લાલ-અ૦॥૩
મુક્તિ મનોહર [6]માનિની, વશ તાહરે છે વીતરાગ રે લાલ।
આવે જો તે આંગણે, માહરે તે મોટે ભાગ્ય રે લાલ-અ૦ ॥૪॥
સિદ્ધિવધુ સહેજે મળે, તું હો જો તારક દેવ રે લાલ।
કહે ઉદરણુ જિન તણી, [7]સખરી [8]સધવાથી સેવ રે લાલ, અ૦॥૫॥

---

## (૮૮૮) (૩૮-૩) શ્રી સંભવનાથ જિન સ્તવન

(મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચલે રે-એ દેશી)

સુગુણ સનેહી! સાંભળ વિનતિ રે,સંભવ સાહિબ! બહુ સુખદાયરે।
ઓલગ કીજે અહોનિશ તાહરીરે,
સેખે [9]વાસર લાયક! થાય રે-સુ૦ ॥૧॥
તારક બિરૂદ એ છે જો તાહ રે, તારો [10]કરમીને [11]કિરતાર રે।
સાચ-મનાછો સંભવનાથજી રે,
સેવશે આવી સહુ સંસાર રે-સુ૦ ॥૨॥

---

૧.મને, ૨ સારી રીતે, ૩ ગરજવાનની, ૪ સાચામનથી, ૫ ભાવનાઓ, ૬ સ્ત્રી, ૭ શ્રેષ્ઠ, ૮ બધાકરતાં. ૯ સફળ, ૧૦ પાપી. ૧૧ હે પ્રભુ!

ઉત્તર કરશે મુઝને એહવો રે, ગુણનો રાગી છું ગુણવંત રે।
જુગતો જોગ હુએ વદી જાણશું રે,
સૂધો આણીને અતિ [1]ગુણરાંત રે-સુ૦ ॥૩॥
એહવું જાણી જન એકમના થઈ રે,
પ્રેમશું પ્રણમો પ્રભુના પાય રે।
અંતર-દાઝ ઓલાશે આપથી રે,
ખિજમત કરીએ ખરી મહારાય! રે-સુ૦ ॥૪॥
આલસ અરતિ અલગી ટાળીને રે, ધરિયે ધ્યાન કરી દૃઢચિત્ત રે।
જીવણવિજયે જય-લચ્છી વરી રે,
મળિયો જો મેલું સાહેબ ચિત્ત રે-સુ૦ ॥૫॥



## (૮૮૯) (૩૮-૪) શ્રી અભિનંદન જિન સ્તવન

(સાંભળો ચંદ નરેસર રે લો,-એ દેશી)

અભિનંદન અરિહંતજી રે લોલ,
કાંઈ કરુણા કર! ગુણવંતજી રે લો।
સજ્જન સાચા જો મલે રે લો,
તો દૂધમાંહી સાકર ભળે રે લો-અભિ૦ ॥૧॥
વલ-[2]કમલા જો તાહરે રે લો,
તેહે કારજ શ્યો સરે માહરે રે? લો।
ળતાં ભુખ ન ભાંજીયે રે લો,
કાંઈ પેટ પડયાં [3]ધ્રાપીજીએ રે લોલ-અભિ૦ ॥૨॥

૧ ગુણવાન. ૨ લક્ષ્મી, ૩ તૃપ્તિ થાય,

હેજ કરી હુલરાવિયાં રે લો, કાંઇ વધીયે નહિં વિણ ધાવિયા રે લો।
ઉત્તમ હુએ ઉપગારને રે લો,
　　તે તત્વ નહેચી હિયે [1]તારી રે લો–અભિ૦ ॥૩॥

આતમમાં અણુઆસીયે રે લો, કાંઈ વાસ તુમારે વાસિયે રે લો।
કારણ જો કાંઈ લેખવો રે લો,
　　તો નેહ–નજર–ભર દેખવો રે લો–અભિ૦ ॥૪॥

સિદ્ધારથા–સંવર તણો રે લો,
　　કાંઈ કુલ અણુઆલ્યો તેં ઘણો રે લો।
શાશ્વતી સંપદા સ્વામીથી રે લો,
　　જીવણ જસ લહે નામથી રે લો–અભિ૦ ॥૫॥



## (૮૯૦) (૩૮–૫) શ્રી સુમતિનાથ–જિન સ્તવન

(જગજીવન જગ વાલ હો. એ દેસી)

પૂરણ પુણ્યે પામીએ, સુમતિ જિણંદ [2]સિરદાર–લાલ રે।
ચિંતામણિ સમ ચાહના, જિનની જગદાધાર–લાલ રે–પૂરણ૦ ॥૧॥

ભૂખ્યાને કોઈ ભાવશું, ઘેબર દે ઘરે આણી–લાલ રે।
તરસ્યાં તોયને [3]તાકતાં, ઉમટે અમૃત પાણી–લાલ રે–પૂરણ૦ ॥૨॥

શુર સૂરજને દેખતો, અધિક ધરે ઉછરંગ–લાલ રે।
તિમ જિન જગત્રય–તારકો,
　　મોટો એ મહારે [4]ચંગ–લાલ રે–પૂરણ૦ ॥૩॥

---

૧ તારવીને, ૨. શ્રેષ્ઠ, ૩. જોતાં, ૪, સુંદર

ઓલગી તુજ અલવેસરૂ. બીજા કુણ અહે! બાંહ્ય-લાલ રે
સંગતિ સુરતરૂ છોડીને,
કિમ બેસું? બાવલ છાંય? લાલ રે-પૂરણ૦
ગુણ દેખીને ગહગહ્યો, પામ્યો હું પરમ-ઉલ્લાસ-લાલ રે
જીવવિજય સુપસાયથી,
જીવણ જિન તણો દાસ-લાલ રે-પૂરણ૦ ।

★

## (૮૯૧) (૩૮-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(શ્રી સિદ્ધચક્ર આરાધીયે રે લો, એ દેશી)

**પદ્મ પ્રભનો** પામીએ રે લો,[1]દોલતવંત [2]દેદાર રે-જિનેસર
મંગલમાલા કારણો રે લો,
**સુસીમા** માત મલ્હાર રે-જિને૦ પદ્મ૦ ॥૧
ચતુર કરીજે ચાકરી રે લો, ભાવજલે ભરપૂર રે-જિને૦ ।
પરમ-પુરૂષના સંગથી રે લો,
શિવ સુખ લહીયે-સ-નૂર રે-જિને-પદ્મ૦ ॥૨
[3]વાલેસર! ન વિસારિયે રે લો, ગિરૂઆ ગરીબ-નિવાજ રે-જિને
દાતારી તું દીપતો રે લો,
હે ઇચ્છિત મુજ આજ રે-જિને૦પદ્મ૦ ॥૩॥
[4]ઓઘ તુ [5]ઠેલ હવે પાપના રે લો, પાલ્ય[6]સહુણા! પ્રીત રે-જિને૦
વિલતિલ થાઉં [7]તોપરે લો,
ચતુર! નાદો કિમ? ચિત્ત રે-જિને૦પદ્મ૦ ॥૪॥

૧. પ્રભાવશાળી, ૨ ચહેરો, ૩ અત્યંત પ્યારા, ૪ સમૂહ, ૫ દુર કર!
૬. સૌભાગ્યશાળી, ૭ તમારા ઉપર.

મન મંદિર મુજ આવિયે રે લો, એહ કરું અરદાસ રે-જિને૦ ।
કહે જીવણ આવી મિલે રે લો,
　　　　સહેજે લીલ-વિલાસ રે-જિને૦-પદ્મ૦ ॥૫॥



## (૮૯૨) (૩૮-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(એક દિન પુંડરીક ગણધર રે લાલ-એ દેશી)

સપ્તમ દેવ સુપાસજી રે લાલ, સાંભળ સુગુણા વાત રે-સનેહી ।
કરિસ્યું પ્રભુનો હેજોને રે-લાલ, નિરમલ કરું નિજ ગાત રે-સનેહી-
તું મનમોહન માહરે રે-લાલ,
　　　　જીવન-પ્રાણ આધાર રે-સનેહી૦ તું૦ ॥૧॥
સંદેશે ઓલગ સુણી રે લાલ, કારજ નાવે કોઈ રે-સનેહી ।
વેધાલક! મન વાતડી રે લાલ,
　　　　હજૂર થયે તે હોય રે-સનેહી૦ તું૦ ॥૨॥
ચતુર! તેં ચિત્તને ચોરીઓ રે લાલ,
　　　　મન-તન રહ્યો લયલીન રે-સનેહી ।
વેધાણો તુજ વેધડે રે લાલ,
　　　　જિમ મૃગ વેધે વીણ રે-સનેહી૦ તું૦ ॥૩॥
વાલેસર! ન વિલંબીએ રે-લાલ, સેવક દીજે સુખ રે-સનેહી ।
ન [1]ખમિયે હવે નાથજી રે-લાલ,
　　　　[2]ભાણા [3]ખડખડ ભૂખ રે-સનેહી૦ તું૦ ॥૪॥

---

૧ ધીરજ રાખવી. ૨ જમવા ટાણે-જમવા બેઠા પછી, ૩ કડકની = ભૂખ

કાલ-કંટક દૂરે કરો રે-લાલ, આણે જેહ અંતરાય રે-
નાણે તે નવિ પામીએ રે-લાલ,
વેલા જેહ વહી જાય રે-સનેહી૦ તુ
સહજ-સ્વરૂપી સાહિબા રે-લાલ, શિવપુરના શિરદાર રે-
આપ લીલા આવી મલો રે-લાલ,
મુજને એ મનોહાર રે-સનેહી૦ તું૦
પૃથ્વી-સુત પુહવીતલે રે લાલ, ઉગ્યો અભિનવ ભાણ રે-
કહે જીવણ જીવનો રે લાલ,
કરજો કોડિ—કલ્યાણ રે-સનેહી૦ તું૦



## (૮૯૩) (૩૮-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્ત

(પુષ્કલવઈ વિજયે જયો રે, એ દેશી)

ચંદ્રપ્રભજીની ચાકરી રે, દ્રાખ-સાકર થેં મીઠ-જિને
સફલ કર્યો સંસારમાં રે, જન્મ જેણે જિન દીઠ-જિને
વહાલો તું વીતરાગ, મુઝ મલિયો મોટે ભાગ-જિને
વળી પહોતે પુણ્ય અથાગ,
કરું સેવા હું ચરણે લાગ-જિને૦ વહાલો૦ ॥
[1]મેવાસી [2]બડ મારીઓ રે, મયણ મહા-દુરદંત-જિને૦
[3]વિષયા-[4]તરુણી વેગળી રે,
મૂકી થયા મહંત રે-જિને૦ વહાલો૦ ॥
[5]કરડા કર્માષ્ટક ચોરટા રે, જિનપતિ જીત્યા જેહ-જિને

૧ માથાભારે ઠોર, ૨ મોટો, ૩ વાસના, ૪ સ્ત્રી, ૫ કઠોર.

જૂવણા-દાસી જે વછી રે,
મુઝ મન અચરિજ એહ-જિને૦ વહાલો૦ ॥૪॥
દોષ દોય ૬દોહાવિયા રે, દુરથી રાગ ને દ્વેષ-જિને૦ ।
જગવ્યાપી ચોધ લોભને રે,
રાખ્યો નહિ કાંઈ રેખ-જિને૦ વહાલો૦ ॥૫॥
અરિયણ જીતી આકરા રે; વરિયો કેવલનાણ-જિને૦ ।
લક્ષ્મણા માતનો લાડલો રે,
કરતો સફલ ૭વિહાણ-જિને૦ વહાલો૦ ॥૬॥
પામી તેં તે હું પામશું રે, લીલા લહેર ભંડાર-જિને૦ ।
કહે જીવણ જિનજી કરો રે,
નિશદિન હર્ષ અપાર-જિને૦ વહાલો૦ ॥૭॥



## (૮૯૪) (૩૮-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(રાજગૃહી નગરીનો વાસી, શ્રેણિકનો સુત સુવિલાસી
હો-મુનિવર વૈરાગી-એ દેશી)

સુવિધિ સુવિધિના રાગી,
એક અરજ કરૂં પાય લાગી-હો જિનવર સોભાગી ।
દીદાર દીઠે વડભાગી, ભલી ભાગ્યદશા મુજ જાગી હો-જિન૦ ॥૧॥
સુણ શિવરમણીના કંત ! મનમોહન તું ગુણવંત હો-જિન૦
સુખ વંછિત દીજે સંત,
પ્રભુ પામ્યા જેહ અનંત હો-જિન૦ ॥૨॥

૬ ચકવાં દીધા, ૭ પ્રભાત.

લાયકથી લાયક લાજ, લહીયે મહીયલ મહારાજ હો-જિન
ગુણગ્રાહી ગરીબ-નિવાજ,
પય પ્રણમી કહું પ્રભુ આજ હો-જિન૦ ॥૩॥
રાગી રસ અનુભવ દીજે, સુપસાય એ તો અમ કીજે હો જિન
સાચાને સાચ દાખીજે,
જિનજી તો જસ પામીજે હો-જિન૦ ॥૪॥
મત ચૂકો માનવ ! ખેવ, તારક છે એહીજ દેવ હો-જિન૦
જગ જુગતિ છે નિતમેવ,
કહે જીવણ પ્રભુપય સેવ હો-જિન૦ ॥૫॥

(૮૯૫) (૩૮-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

(આંખડિયે મેં આજ શત્રુંજો દીઠો રે, એ દેશી)

શીતલ શીતલ છાયા રે-સુરતરૂ સારી રે ।
લાગી છે મન શુદ્ધ માયા રે-પ્રાણથી પ્યારી રે ॥
પૂરવ-પુણ્યે હું પાસ તુમારે, વ્હાલા મારા !
આવ્યો છું આશ ધરીને ।
રંગ-વિલાસ કરો મન રૂડે, હિયડે હેત ધરીને રે—
સાહેબ સાચો રે !
પામીને પરતક્ષ સાંઈ રે, ઓર મત જાચો રે૦ ॥૧॥
આશાને આધારે [1]એતા, વ્હાલ મેં તો [2]દુઃકૃત દિન બહુ કાઢયા ।
આજ થયાં તે કાં નવિ ત્ય્હો, રાગી છો ધર્મ-ધનાઢયા રે,
-સાહિબ૦ ॥૨॥

૧ આટલા, ૨ દુઃખના

ભક્ત મનો-ગત ભાવ જાણો છો,
                    વ્હા૦ તો મુખ કાં નવિ બોલો ! ।
વહતી[3] વેલા જાણી [4]વેગે, અંતર પડદો ખોલોરે-સાહેબ૦ ॥૩॥
ગાંઠ તણો કાઇ [5]ગરથ ન બેસે, વ્હા૦ અનુકૂલ અમને દેતાં ।
દ્વષણ લાગે તો પણ દાખે; નેહ નજર ભરી જોતાં સાહેબ૦ ॥૪॥
પંચમ-ગતિ દાયક પ્રભુ પામી, વ્હા૦ અવર ન બીજો જાચું ।
નવ નિધિ ઉલટણ નિત્ય ઘર આવે,
                    નામ શીતલનાથ-સાચું રે૦ સાહેબ૦ ॥૫॥



(૮૯૬) (૩૮-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(ગઢડામેં ગૂંજે સહીયાં હાથણી એ દેશી)

મનડો મેં મોહ્યો શ્રી શ્રેયાંસજી, તનડે તુઝ દેખણરી મન કોડ।
મારી [1]ઓલગડી અવધારો રૂડા રાજિયા,
                    વળી વળી કહિયે બે કર જોડ-મારી૦
રૂપકલા નિહાળી રૂડા રાજવી,
                    લખપતિ લાયક રહે કર જોડ-મારી૦ ॥૧॥
આંખલડી છે પ્રભુની [2]અંબુજ-પાંખડી,
                    ઉજલડી તે જાણે [3]અમી-રસ કંદ-મારી૦ ।
નાસિકા પ્રભુની દીપશિખા જિસી,
                    શોભિત સોલ કલા મુખચંદ-મારી૦ ॥૨॥
અહન જ્ઞાન-ગુણે તું પૂરિયો,
                    મહીયલે પ્રભુ મુદ્રા લાગે મીઠ-મારી૦ ।

૩ જઈ રહેલ, ૪ જલદી ૫ પૈસો, ૧ સેવા ૨ કમલની પાંખડી,
૩ અમૃતનો રસ;

[4]લેખે ભવ આવ્યો તેહો આપણો,
જન્માન્તર જેહો જિનજી હીડ-મારી૦
લીલી ને લાખેણી જેહો લીન છો,
તેહની કાંઈ ચાહ ઘણી છે ચિત્ત-મારી
મન તણી જાણ્યો હોંશો માહરી,
હિત કરીને દેશ્યો દિલ જો મિત્ત-મારી૦ ॥
એક તારી જો કરીએ જિનજી ચાકરી,
પામીજે તો સફલ સદા સુવિહાણુ-મારી૦
પંડિત જીવવિજય પદ દાસના,
કર ધરી કરીયે કોડિ કલ્યાણ-મારી૦ ॥૫



(૮૯૭) (૩૮-૧૨) શ્રી વાસુપૂજ્ય-જિન સ્તવન

(સંભવજિન અવધારિયે—દેશી)

જય જયાનંદન દેવની, [1]સખરી સઘલાથી સેવ-સાહેબજી।
એક-મના આરાધતાં, વર વાંછિત લહે નિતમેર-સા૦ ॥૧॥
વહાલી હો મૂરતિ મન વસી, મનમોહન વસુપૂજ્ય-નંદ-સા૦
[2]સાસ-સમાણો તે સાંભરે,
વાસુપૂજ્ય વ્હાલો જિનચંદ-સા૦ ॥૨॥
વાસ વસ્યા જઈ [3]વેગલે, એ તો અહીંથકી સાત રાજ-સા૦।
ધ્યાતા જન મન હુંકરો, કરવા નિજ-ભક્તિ સુકાજ-સ.૦ ॥૩॥
અનોપમ આશ તુમારડી, અનુભવ રસ ચાખણ આજ-સા૦।
મહેર કરી મુજ દીજીયે, નેક નજર ગરીબ-નિવાજ-સા૦ ॥૪॥

---

4 લાગ, 1 સેવ, 2 શ્વાસની સાથે, 3 દૂર.

વિનતડી વીતરાગની, કરતાં કાંઈ કોડિ કલ્યાણ-સા૦ ।
જીવણ કહે કવિ-જીવનો તુજ તૂઠયે નિરમલ નાણ-સા૦ ॥૫॥



## (૮૯૮) (૩૮-૧૩) શ્રી વિમલનાથ-જિન સ્તવન

(મુનિસુવ્રત કીજે મયા રે, એ દેશી)

વિમલ-કમલ પરે વિમલ વિરાજે, ગાજે ગુણનિધિ જાસ ।
કીરતિ અતિ કાને સુણી પ્રભુ! પામ્યો હું પરમ-ઉલ્લાસ,
-સલુણા સાહેબ! શ્યામા-નંદ,
તુજ સોહત આનન-ચંદ-સ૦
[1]પયસેવિત સુર-નર-વૃંદ-સ૦ ॥૧॥
[2]સુરપતિ [3]સુરમણિ [4]શશી [5]ગિરિના, ગુણ લઈ ઘડિયો અંગ ।
મૂરતિ મોહન વેલડી, વારૂ વિમલ જિણંદ સુચંદ-સ૦ ॥૨॥
જ્ઞાતા દાતા ને વલી ત્રાતા, ભ્રાત તું જગ મિત્ત ।
શાતા દીજે [6]સામટી, અજરામર પદ સુવિદિત-સ૦ ॥૩॥
[7]અલીક ન ભાખું સહી સત્ય ભાખું, દાખું છું ધરી નેહ ।
આપ-લીલા ઘન ઉમટી, વરસો મુજ [8]મન-વન મેહ-સ૦ ॥૪॥
વિનતડી મુજ સુણીને [9]વેગે, નેહી હોજો નાથ ।
કહે જીવણ જિનજી મિલ્યાં, હવે હર્ષિત હુઓ સનાથ-સ૦॥



---

૧ ચરણ કમલની સેવા કરે, ૨ ઇંદ્ર, ૩ ચિંતામણી, ૪ ચ
૫ મેરૂપર્વત, ૬ વિપુલ, ૭ ખોટું, ૮ મનરૂપવનમાં, ૯ જલદી

(૮૯૯) (૩૮-૧૪) શ્રી અનંતનાથ-જિ

(નિરખ્યો નેમિ જિણંદને, અરિહંતાજી. એ

આજ અમારે આંગણે-સોભાગી રે,

¹સુરતરૂ ફલીયો સાર-સાહિબ ગુ

અનંત અનંતા જ્ઞાનનો-સો૦, દીઠો દેવ ભંડાર

ઓલંઘે ઉંબર ઘણા-સો૦. તેહને કેતા ઇંદ-સ

એહમનો હું ²રતો-થકો-સો૦, ચાહું છું ³બગસી

આપ-સરૂપી હોઈ ને,-સો૦, બેઠા થઈ બલવાન-

મરણ જરા ને જનમના.-સો૦, ભય ભાંગ્યા ભ

સાચી વિધિ સેવા તણી,-સો૦, અવધારી અ

મનહ મનોરથ પૂરજો-સો૦, ભક્ત તણા જગ

કર્મરહિત કિરતારની-સો૦, એવા શિવ દાતાર

જીવણ જીરવિજય તણો,-સો૦, આપ્યો પુણ્ય

❁

(૯૦૦) (૩૮-૧૫) શ્રી ધર્મનાથ-

(ઘં તો મહેલાંશ પાહણુહાર, ડુંગર ડેરા

સાહિબા મારા ¹વિણુ-સેવાએ દાસ,

કહો કુણ? તારિવાજી-

સા૦ સેવા-દાન જે દીધ,

તે અર્થ રયા સારિયાજી

સા૦ નાવા તારે જે નાથ! કે, નિશ્ચય

સા૦ આપ તરે અરિહંત કે, અવરાં કર્મ-

સા૦ ઓળગતા દિન-રાત કે, કદીક નિવાજીએજી-મા૦ કે૦ ।
સા૦ બિરુદ જે ગરીબ-નિવાજ કે,
સાચ દિવાજીએજી મા૦ સા૦ ॥૩॥

સા૦ ઉપકારી નરપાત્ર, કુપાત્ર ન લેખશેજી-મા૦ કુ૦ ।
સા૦ જનું સમ-વિષમા-ધાર,
જલદ કેમ દેખશેજી? મા૦ જ૦ ॥૪॥

સા૦ જપ કર્યે કર્મ એ ઈશ, પડ્યો જસ લેયશેજી-મા૦ પ૦ ।
સા૦ ધરશે ધર્મનું ધ્યાન તે,
જીવણ જસ દેયશેજી, મા૦ જી૦ ॥૫॥

❁

## (૯૦૧) (૩૮-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(દેવસી અચલ કહેવાણી)

જગ જગનાયક, જિનચંદા! તુજ દરિસણ નયનાનંદા રી-
સુણો! સાહિબ શાંતિ જિણંદા!

જિન સોળમો પંચમ ચક્રી,
પય પ્રણમે ચોસઠ [1]શક્ર રી-સુણો૦ ॥૧॥

આપ [2]ઓળગુઆ મન આણો,
મળિયો મન માન્યો એ ટાણો રી-સું

અવસર લહી ચતુર ન ચુકે,
નિજ દાસ નિરાશ ન મૂકે રી-સુણો

ટળે તન-મન તાપ તો મેરા,
ચાકી ચરણ ગ્રહું હું તેરા રી-સુ

---

૧ ઇન્દ્ર, ૨ સેવક.

નિ-સનેહી ગુણ તાહરો, જાણું છું જગદીશ !-વા૦
છોડીશ કિમ [1]પ્રભુ-છાંયડી, વિણ દીધા[7]વિસવાવીસ-વા૦
કલ્પતરુ જો [8]કર ચડયો, આઉલ દે કોણ બાથ !-વ
પામર નર કેમ પૂજિયે, ઓળખી થી જગનાથ-વા૦
[9]અવલ ઉપમ અરનાથની અવરાં કુણ જાણ જાત-
જીવણ જિન-ગુણ ગાવતાં,
હોસ્યે [10]ગુણનિધિ [11]ગાત-વા૦રહો



(૯૦૪) (૩૮-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ

(સુણ જિનવર શેત્રુંજા ધણી જી)

મલ્લિ જિનેસર ! [1] મો થકી જી, કરશો અંતર કેમ !
પુરૂપ પિત્તળીયા પરિહરી જી, હેઠે ધર્યો તું [3]હેમ-
-વાલમજી ! વિનવું છું જિનરાજ
[4]લાયક-[5]પાયક-[6]અંતરોજી, રાખે નહિ પ્રભુ રેખ ।
ગુણ ઇત્યાદિક બહુ થયાજી, તિણમેં મીન ન મેખ-વા૦ ॥
કરી કરુણા [7]મો ઉપરેજી, દો હિત દેવ ! દયાલ ।
ખાસી ખિજમત માદરી જી, મુજરો લીજે [8]મયાલ (વા૦
જલ અંજલિ દરિયો દીયેજી, ઓછો કેતો તે દાય ! ।
અવધારી [9]નય ભેદમાંજી, સેવક-સનમુખ જોય-વા૦ ॥

[6] આપનીનિથા [7] ચોક્કસ, [8] હાથે=પામે મળ્યો. [9] ઉત્તમ, [10]
સુંદર=પવિત્ર, [11] શરીર.
[1] મારાથી, [2] દલાલ, [3] સોના જેવા ઉત્તમ, [4] શ્રેષ્ઠ, [5] દલા
[6] ભેદભાવ. [7] મારા [8] મયા-દયાના ભંડાર, [9] વાત.

નીલ-વરણ તનુ નાથનુંજી, મોહ્યા સુર-નર-વૃંદ ।
જીવણ જિન હેતથી હવેજી, ચડત કલા જિમ ચંદ-વા૦ ॥૫॥



## (૯૦૫) (૩૮-૨૦) શ્રી મુનિસુવ્રતસ્વામી-જિન સ્તવન

(જિનજી! ત્રેવીસમો જિનપાસ; આશ મુજ પૂરવે રે લો )

જિનજી ! મુનિસુવ્રતશું માંડી, મેં તો પ્રીતડી રે લો-
-મારા સુ-ગુણ સનેહી લો ।
જિનજી ! તું સુરતરુની છાંય,
ન છાંડું હું ઘડી રે લો-મા૦ ॥૧॥
જિ૦ ! શ્રી પદ્મા-સુત નંદન, શ્રી સુમિત્રનો રે લો-મા૦ ।
જિ૦ ! દીપે વરતનુ શ્યામ, કલાશું વિચિત્રનો રે લો-મા૦ ॥૨॥
જિ૦ ! [1]આરતડી મુજ અલગી ગઈ, તુજ નામથી રે લો-મા૦ ।
જિ૦ ! વિનતડી સફળી કરી, હીજે,
[2]મન-ધામથી રે લો-મા૦ ॥૩॥
જિ૦ ! ક્ષણ-ક્ષણમેં તુજ આશા, પાસ ન છોડશું રે લો-મા૦ ।
જિ૦ ! [3]વારુ [4]પરિ-પરિ વધતો નેહ,
સુરંગો જોડશું રે લો-મા૦ ॥૪॥
જિ૦ ! વિસાર્યા કિમ વ્હાલા, તું મુજ વિસરે રે લો-મા૦ ।
જિ૦ ! તાહરે સેવક કંઇ,
પણ મુજ તું શિરે રે લો-મા૦
જિ૦ ! સિદ્ધિ-વધૂની ચાહ, કરી મેં તો [5]પરે રે લો-

૧ અરતિ-દુઃખ, ૨ મનના ઉંડાણમાંથી, ૩ સારો, ૪ ઘણું

## (૯૦૮) (૩૮-૨૩) શ્રી પાર્શ્વનાથ જિન સ્તવ

(મોહ મહીપતિ મહેલ મેં બેઠે)

મન મોહન મેરે પ્રાણુથી પ્યારે ।
પાસજી પરમ નિધાન-લલના ।
પૂરવ-પુણ્યે દરિશન પાયો, આયો અબ જસ વાન,
બલિહારી જાઉં જિણુંદની હો૦ ॥
વામા-નંદન પાપ-નિકંદન, અશ્વસેન કુલચંદ-લલના ।
જા કી મૂરતિ-સૂરતિ દેખી, મોહ્યા સુર-નર-વૃંદ-બલિ૦ ॥
તીન ભુવન કે આપ હૈ ઠાકુર, ચાકર હૈ સબ લોક-લલના ।
નીલવરણુ તનુ આપ બિરાજે, છાજે ગત-ભય-શોક-બલિ૦ ॥
કમઠાસુરકો મદ પ્રભુ ગાળ્યો, ટાલ્યો કોપકો કોટ-લલના ।
અતિ અધિકાઇ આપકી દીસે,
નિજ કર્મ-શિરે દીની ચોટ-બલિ૦ ॥૪॥
ઘનઘાતી પણ દૂર નિવારી, લહી કેવલ થયા સિદ્ધ-લલના ।
જીતણુ કહે જિન-પાસ-પસાયે,
અનુભવ-રસ-ઘટ પીધ,-બલિ૦ ॥૫॥

## (૯૦૯) (૩૮-૨૪) શ્રી મહાવીર સ્વામી જિન સ્તવન

(પરમાતમ પૂરણ કલા)

[1]વધતી વેલી મહાવીરથી, માહરે હવે થઈ મંગલમાલ કે ।
દિન-દિન દોલત દીપતી, [2]અળગી ટળી હો બહુ આળ-જંજાળકે
વીર-જિણુંદ જગ વાલહો૦ ॥૧॥

---

૧ ચડતી કલાએ, ૨ દૂર,

તારક ત્રિશલા-નંદનો, મુજ મળિયો હો મોટે સૌભાગ્ય કે ।
[2]કોડી ગમે વિધિ કેળવી,
તુજ સેવીશ હો [4]લાયક પાય [5]લાગ્ય કે-વીર૦ ॥૨॥

વાહરે જે તેહ માહરે, હજે કરી હો વર-વાંછિત એહ કે ।
દીજે દેવ! દયા કરી,
તુજ સંપત્તિ હો મુજ [1]વલ્લભ તેહ કે-વીર૦ ॥૩॥

સૂતાં સાહિબ સાંભરે, બેઠાં પણ હો દિન મેં બહુ વાર કે ।
સેવકને ન વિસરજો, વિનતડી હો પ્રભુ! એ અવધાર કે-વીર૦ ॥૪॥

સિદ્ધારથ-સુત વિનવ્યો કર, જોડી હો મદ-મચ્છર છોડકે ।
કહે જીવણ કવિ જીવનો,
તુજ તૂઠે હો સુખ-સંપત્તિ કોડ કે-વીર૦ ॥૫॥



## કળશ

(રાગ ધનાશ્રી; ગાયો ગાયો રે)

ગાયા ગાયા રે, મેં તો જિન-ગુણ રંગે ગાયા ।
અવિનાશી પ્રભુ! [6]ઓળગ કરતાં,
આનંદ અંગ ઉપાયા રે-મેં૦ ॥૧॥

ધ્યાન ધરીને જિન ચોવીશે, જેહ નરે નિત્ય ધ્યાયા ।
[7]પરગટ પંચમગતિના ઠાકુર,
તે થયા તેજ સવાયા રે-મેં૦ ॥૨॥

---

૧ ઘણા ૨ ઉપાયો ૩ શ્રેષ્ઠ ૪ ચરણો એ લાગીને, ૫ પસંદ ૬ સેવા, ૭ સાક્ષાત્,

આ-ભવ પરભવ વળીય ભવોભવ, અનંત અનંત જિનરાય
અનંત લોકાગ્રે જે જઈ વસિયા,
તે માહરે મન ભાયા રે-મેં૦ ॥૩

[1]મુનિ શશિ-શંકર-લોચન-પર્વત વર્ષ સોહાયા।
ભાદો માસની વદિ આધા ગુરૂ,
પૂર્ણ મંગલ વરતાયા રે-મેં૦ ॥૪

રાણુકપુર મેં રહીય ચોમાસું, જગ જસ પડહ વજાયા
દિન દિન ચડત કલા થઈ જાણો,
હૃદય-કમલ જિન ધ્યાયા રે મેં૦ ॥૫॥

ભવ-દુઃખ-વારક સકલ ભટ્ટારક, શ્રી હીરવિજય-સૂરિરાયા;
તસ શિષ્ય શુભવિજય પયસેવક,
જયવિજય જસ લાયા રે—મેં૦ ॥૬॥

શિષ્ય સુખંકર નિત્યવિજય બુધ, જીવવિજય સુપસાયા।
જીવણવિજયે જિન ચોવીસે ગાતાં નવનિધિ પાયા રે, મેં૦॥૭



1 વિ. સં. ૧૭૩૮ ભાદરવા વદ ૧ ગુરવારે

श्री वर्धमानस्वामिने नमः

# શ્રી દાનવિજયજી કૃત
# સ્તવન-ચોવીસી

## (૯૧૦) (૩૯-૧) શ્રી આદિનાથ-જિન સ્તવન

(એક દિન પુંડરીક ગણધર રે લાલ)

મંગલવેલી વધારવા રે લાલ,
જે જિનવર [1]જલધાર-બલિહારી રે ।
મુજને તે ભાગ્યે મળ્યો રે લાલ,
આદીશ્વર આધાર-બલિહારી રે-
એ ત્રિભુવન-જન-તારણો રે-લાલ
જગ-બંધવ જિનરાય-બલિ૦ એ૦ ॥૧॥
[2]ભાણ આજ ઉગ્યો ભલો રે-લાલ,
સફળ થયું [3]પ્રભુ-વિહાણ-બલિહારી રે ।
આજ દિવસ વળ્યો આપણો રે-લાલ,
ભેટયો ત્રિભુવન-ભાણ-બલિ૦ એ૦ ॥૨॥
આજ સહી મુજ આંગણે રે-લાલ,
સફલ ફળ્યો સહકાર-બલિહારી રે ।
મુંહ-માગ્યા પાસા ઢળ્યા રે-લાલ,
જગ વરત્યો જયકાર-બલિ૦ એ૦ ॥૩॥

વૂઠો ઘરે ⁴વારુ-પરે રે-લાલ,
મોતિયડાનો મેહ-બલિહારી
ચિંતામણિ હાથે ચડયું રે-લાલ,
ગંગા આવી ગેહ-બલિ૰ એ૰
આજ ઉદધિ જિમ ઉલટયો રે-લાલ,
હૈડે હર્ષ-પ્રવાહ-બલિહારી
દીનવિજય પ્રભુ દેખતાં રે લાલ,
દૂર ગયો ⁵દુઃખદાહ-બલિ૰ એ૰ ।

△

## (૯૧૧) (૩૯-૨) શ્રી અજિતનાથ-જિન સ્ત

(ચોપઈ; ભીમપલાશ)

અજિતનાથ જગનાયક! આજ,
મહીયલ છો મોટા મહારાજ
¹કહિયે છીયે ઈમ જાણી કાજ,
લાલચવાળાને શી લાજ ? ॥૧
ખરો ખજાનો તાહરો ²ખીસે,
દેતા પણ તોટો નવિ દીસે
આવી ઉસો તિણ કારણ ³ઓસીસે,
મુંહ⁴-ફાડી સાહિબ ! ⁵માંગીશે, ॥૨॥

૪ સારી રીતે, ૫ દુઃખનો તાપ,
૧ એમ જાણી કાજ કરિયે છીએ—આ રીતે અન્વય જાણવો.
૨ અખૂટ. ૩ નજીક, ૪ મ્હોં પહોળું કરી=ખુલ્લા દિલથી, ૫ માંગણી કરીશ,

આજ લગે રાખી [૬]ઈકતારી,
નિરુઆ છો પણ નવિ ગણકારી ।
વાત હવે ચિત્ત એમ વિચારી,
બોલ્યા વિણ કુણ ખોલે બારી ? ॥૩॥
સેવક જો મન જાણો સારો,
આપી નિજ-ગુણ પાર ઉતારો ।
તુજ સમ જો કો બીજો તારો,
[૭]લહિયે તો ગહિયે તસ [૮]તારો ॥૪॥
[૯]પાલવ વળગ્યા જેહ પરાણે,
તે કેમ છોડે છેડો તાણ્યો ? ।
દાનવિજય પ્રભુ જો દિલ આણે,
પહોંચે તો સવિ વાત પ્રમાણે ॥૫॥



## (૯૧૨) (૩૯-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

*(માહરો મુજરો લ્યો ને નાથ)*

સંભવ ! ભવ-દુઃખ-વારણ તારણ, સુખકારણ તું સાચો ।
[૧]તોશું નેહ કીયો મેં તેહવો, જેહવો હીરો [૨]જાચો,
પ્રભુજી ! નેહ બન્યો તુમ સાથ, નિરવહવો તમ હાથે ॥૧॥
પર-વાદી-વચને પણ તુમશુ, નેહ ન ટલે (
સાંચ્યો પણ હીરો કિમ ભાંજે ?
સહી [૩]સબલ [૪]ઘર

૬ એક રસવાળી પ્રીત, ૭ મળે, ૮ છેડો, ૯ અ
૧ તારી સાથે, ૨ સાચો. ૩ જોરદાર ૪ ધણના

પ્રાણ થકી જે અધિકો પ્યારો.
તે ઉપર સહુ તન-ધન ઓવારો-સા૦ ॥૩॥
અજ્ઞાની અજ્ઞાની-સંઘાતે,
એહવી પ્રીત કરે છે પધાતે।
દેખો દીપક-કાજ પતંગ,
પ્રાણ તજે હોમી નિજ ગાતે-સા૦ ॥૪॥
જ્ઞાન-સહિત પ્રભુ જ્ઞાની-સાથે,
તેહવી પ્રીત ચડે જો હાથે।
તો પૂરણ થાયે મન આશ,
દાન વિજય કરે એ અરદાસ-સા૦ ॥૫॥

*

## (૯૧૫) (૩૯-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(આતમ ભક્તિ મળ્યા કેઈ દેવા)

પદ્મપ્રભ-જિનરાયની [1]પ્રભુતા, પેખું તો મુજ વાધે [2]પ્યાર।
રયણ કનક ને રુપા કેરા,
ઉન્નત ત્રણ ગઢ અતિહી ઉદાર-પદ્મ૦ ॥૧॥
વિચ-માંહી મણિપીઠ વિરાજે, તાજો અશોક તિહાં તરુરાય।
વિપુલ-પત્ર-ફલ-ફૂલ-વિભૂષિત,
છાજે એક-જોજન જસ છાંય-પદ્મ૦ ॥૨॥
સોવનમય મણિમંડિત સુંદર,
ચિહું દિશિ તસ સિંહાસન ચાર।

---

૫ જોરથી, અગર રૂઢિ મુજબ અણસમજથી
૧ ઐશ્વર્ય, ૨ રાગ,

ચઉવિહ ધર્મ કહે [3]ચઉ-વદને,
જિન બેસી તિહાં જગદાધાર-પદ્મ૦ ॥૩॥
[4]ગહિરી એક જોજન લગે ગાજે, જિનવાણી જાણે જલધાર ।
સહુ નિજ-નિજ-ભાષામય સમજે,
બેઠી તિહાં જે પરષદ બાર-પદ્મ૦ ॥૪॥
ધન્ય દિન તે ! તેહજ વેળા ધન્ય !
દેખશું જબ ઇણ-વિધિ દેદાર ।
દાન કહે ગણશું તે દિનને,
સઘલા ભવમાંહી [5]શ્રીકાર-પદ્મ૦ ॥૫॥

## (૯૧૬) (૩૯-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(સંજમ રંગ લાગ્યો)

શ્રી સુપાસ-જિનરાય જી હો, અરજ સુણો મુજ એહ,
સાહિબ ! ગુણ-દરિય
પ્રગટયો પૂરવ-પુણ્યથી હો,
તુમ શું [1]નિબિડ-સનેહ-સાહિબ૦ ॥૧॥
તિણે તું અહનિશિ દિલ વસે હો,
જિમ [2]ક-જમાંહી સુવાસ-સા૦ ।
દિન-દિન મુજને તેહથી હો,
અધિક વધે ઉલ્લાસ-સાહિબ૦ ॥૨॥
[3]સુરભિત નિંબાદિક હુએ હો, ચંદન-પવન-પ્રસંગ-સા૦ ।

---

૩ ચારમુખથી, ૪ ગંભીર ૫ શ્રેષ્ઠ
૧ ગાઢ. ૨ કમલમાં. ૩ સુગંધવાળા,

થાયે તિમ તુમ-ધ્યાનથી હો,

મુજ પ્રભુ-ગુણ-[૪]આસંગ-સા૦

ખીર મિલે જવ નીરને હો, તવ કરે આપ-સમાન-સ

તિમ હું થાઈશ તુજ-સમો હો,

તુજ-ધ્યાને ભગવાન !-સા૦

રયણાયરની ચાકરી હો, કરતાં દારિદ્રય જાય-સા૦ ।

દાનવિજય પ્રભુ-ધ્યાનથી હો,

મન-વંછિત-સુખ થાય-સા૦ ।



## (૯૧૭) (૩૯-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવ

(વીર જિણંદ જગત ઉપકારી)

ચંદ્રપ્રભ—પ્રભુને કિમ દીજે ?

ચંદ્ર તણું ઉપમાન રે ।

જિનવર-[૧]શશધર વિવરી[૨] જોતાં,

ગુણ-અધિક ભગવાન રે,-ચંદ્ર૦ ॥૧

ચંદ્ર કલંકી પ્રભુ-તનુમાંહી, કોય કલંક ન દીસે રે ।

નિશિ-વાસર જિનરાજ [૩]સ-તેજો,

[૪]શશી નિસ્તેજો દિવસે રે-ચંદ્ર ॥૨

સૂરજ-મંડલ માંહી મિલે જબ,

તવ [૫]અ-છતો શશી થાયે ।

૪ સંગ્રામ

૧ ચંદ્ર. ૨ ખુલાસાવાર, ૩ તેજસ્વી ૪ ચંદ્ર. ૫ દેખાય નહી તેવો

તે સૂરજ પણ પ્રભુને આગે,
ખજૂઆ જેમ જણાયે રે-ચંદ્ર૦ ॥૩॥
દ્રવ્ય-અંધાર હરે [૬]રજનિ-કર,
તે પણ [૭]અંતર-પાખે ।
જિનવર ભાવ-અંધાર નિવારે,
રતિ-માત્ર નવિ રાખે રે,-ચંદ્ર૦ ॥૪॥
જગમાં ચંદ્ર-અસંખ્ય જિનેશ્વર,
એક એ છે ઉપગારી રે ।
દાન કહે સેવે [૮]તિણે પ્રભુને
લંછન-મિષે શશધારી રે-ચંદ્ર૦ ॥૫॥



## (૯૧૮) (૩૯-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(જી હો ! વિમલ-જિનેશ્વર સુંદરુ)

જી હો ! સુવિધિ-જિનેશ્વર સારીખો,
સખી ! નહિં બીજો જગમાંહિ ।
જી હો ! વિવિધ-પ્રકારે વિલોકતાં,
સખી ! નજરે આવ્યો નાંહિ ।
જિનેસર ! તું ત્રિભુવન-શિરદાર ।
જી હો ! જિમ [૧]વારિધિ રયણે ભર્યો,
સખી ! તિમ તું ગુણભંડાર-જિને૦

---

૬ ચંદ્ર, ૭ આંતરવાળા પખવાડીએ, એટલે વારા ફરતી પ
૮ તે કારણથી ૧ સમુદ્ર.

જી હો ! સુર હરિ-હર-પ્રમુખ બહુ,
સખી ! છે જગમાંહી જિણંદ !
જી હો ! પણ તેહ-તુઝમાં આંતરુ
સખી ! સરસવ-મેરુગિરીંદ-જિને૦ ॥
જી હો ! લક્ષણ-હીન ને લાલચી, સખી ! પલપલ જે પલટાય
જી હો ! એહવા સુર શું કીજિયે ?
સખી ! એકો અરથ ન થાય-જિને૦ ॥૩
જી હો ! નિરલોભી ગુણસાયરુ,
સખી ! અ-વિચલ એક સ્વભાવ
જી હો ! પર-ઉપગારી તું સહી,
સખી ! તરણ-તારણ[2] ભવપાથ-જિને૦ ॥૪॥
જી હો ! તુજ છાંડી કુણ અવરની,
સખી ! બાંહ્ય ગ્રહે ! બુદ્ધિહીન !
જી હો ! તુજ ચરણાંબુજ ભમર જયું,
સખી ! દાનવિજય લયલીન. જિને૦ ॥૫॥



## (૬૧૯) (૩૯-૧૦) શ્રી શીતલનાથજિન સ્તવન

(અજિત જિણંદશું પ્રીતડી)

શીતલ-જિનની સાહ્યબી, સાંભળતાં હો ! સહુને સુખ થાય કે !
વૃક્ષ અશોક વિરાજતો,
શિર ઉપરે હો ! જસ શીતલ છાંય કે-

૨ સંસારરૂપ સમુદ્ર

સાહિબ એહવા સેવિયે,
જસ સોહે હો ! પ્રાતિહાર જ આઠ કે-સા૦ ॥૧॥
ફૂલ-[1]પગર ઢીંચણ લગે, બહુ પરિમલ હો ! મધુકર ઝંકાર કે ।
દિવ્ય-ધ્વનિ તિમ દીપતી,
એક યોજન હો ! જેહનો વિસ્તાર કે-સા૦ ॥૨॥
ઉજ્જ્વલ [2]અમર-નદી જિસ્યાં,
ચિહું પાસે હો ! ચઉ ચામર ઢલંત કે ।
કનક ઘડયું રયણે જડયું,
સિંહાસન હો ! પ્રભુને સોહંત કે-સા૦ ॥૩॥
શિર પૂંઠે સૂરજ પરે, ભામંડલ હો ! ઝળહળ ઝલકંત કે ।
[3]અણુવાઈ અંબર તલે,
સુર-દુંદુભિ હો ! [4]સખરી વાજંત કે-સા૦ ॥૪॥
છત્રત્રય શિર-ઉપરે, અતિ ઉજ્જ્વલ હો ! જસ કાંતિ અપાર કે ।
તે જિનવર મુનિ-દાનને,
આપો ! આપો ! હો ! નિજ પદ અધિકાર કે-સા૦ ॥૫॥

*

## (૯૨૦) (૩૯-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(ઋષભ જિણંદા, ઋષભ જિણંદા)

શ્રી શ્રેયાંસ-જિણેસર સાચો, જગમાંહી એ સુરતરુ જાચો ।
ભવિ-જનને મન-વંછિત પૂરે,
સવિ સંતાપ નિવારે દૂરે-શ્રી૦ ॥

૧ ઢગલા, ૨ ગંગાનદી, ૩ વગાડનાર વગર (આપોઆપ) વાગ
૪ સુંદર.

નિજ-છાયાએ ત્રિભુવન છાયો,
કીર્તિ કુસુમ પરિમલ મહકા
મુનિવર-[1]મધુકર જેહને પાસે,
રસ-લીના નિશિ-દિવસ [2]ઉપાસે. શ્રી૦
ફલની આશા ધરી મનમાંહિ, સુર-નરપતિ પણ જેહને આ
[3]પ્રાપતિ [4]પાખે નવિ પામી જે,
કોડી ઉપાય જો પોતે કીજે-શ્રી૦ ॥
કલિકાલે જસ મહિમ ન [5]ઝંપે, નિરાધાર નવિ વાયે કં
કષ્ટ નહિં બહુવિધ ફળ લહિયે,
તેહે એ અભિનવ-સુરતરુ કહીયે-શ્રી૦ ॥
પૂરણ-ભાગ્ય પ્રમાણે પામી, લોકોત્તર સુરતરુ એ સ્વામી
દાન કહે સેવો ધરી નેહ,
જિમ પામો સુખ સકલ અ-છેહ-શ્રી૦ ॥૫

---

## (૬૨૧) (૩૯-૧૧) શ્રી વાસુપૂજ્ય જિન સ્તવ

(આજ, કાકા ગઢ પે ખીમાજ-એ દેશી)

હાં જી! વાસુપૂજ્ય-જિનરાજ, કાજ અછે મુજ [1]તેહિશું-
-પ્રભુ! અરજ સુણો
હાં જી! બાંહ-ગ્રહ્યાની લાજ,
આણી હેત ધરો [2]મોહિશું-પ્રભુ૦ ॥૧

---

૧ ભ્રમર જેવો, ૨ ઉપાસે, ૩ જે પ્રભુની પ્રાપ્તિ, ૪ વિના, ૫ ઝાંખો—ઓછો થ.

૧ તમારાથી. ૨ મારા ઉપર.

ાં જી ! ઝાઝો દો ³આઝો આણી,
અધિકું-ઓછું ⁴આખિયે-પ્રભુ૦ ।
ાં જી ! કહેવા માંડી જિહાં વાણી.
ઓછે તિહાં કિમ રાખિયે ?-પ્રભુ૦ ॥૨॥
ાં જી ! ઝપટો ઝપટા હાથ, દીધા ⁵પાખે કહો કેમ સરે ?-પ્રભુ૦।
ાં જી ! માંગ્યા વિણ પણ માય,
ભોજન નવિ આગે ધરે-પ્રભુ૦ ॥૩॥
ાં જી ! જિણશું અવિહડ નેહ.
ઝઘડો તિણશું કીજિયે-પ્રભુ૦ ।
ાં જી ! સહી આષાઢી મેહ,
⁶તાવડે તુરત ન ⁷છીજિયે-પ્રભુ૦ ॥૪॥
ાં જી ! તું પ્રભુ કરુણાસિંધુ,
અવિહડ હેત તો શું સહી-પ્રભુ૦ ।
ાં જી ! શિવસુખ દ્યો જગબંધુ,
દાનવિજયને ગહગહી-પ્રભુ૦ ॥૫॥



## (૯૨૨) (૩૯-૧૩) શ્રી વિમલનાથ-જિન સ્તવન

(મારું મન મોહ્યું રે, શ્રી સિદ્ધાચલે રે)

વિમલ જિનેસર સુણ ! મુજ વિનતિ રે,
તું ¹નિ-સનેહી ²

૩ ઉલ્લાસ, ૪ કહીએ. ૫ વિના. ૬ તડકાથી ૭ ખસે. ૮ ઉ
૧ નિરાગી.

હું સ-સનેહી છું પ્રભુ-ઉપરે રે,
ઈમ કિમ થાશે ? મિલાપ-વિમલ૦
નિ-સનેહી-જન વશ આવે નહિ રે, કીજે કોડી ઉપા
તાલી એકણ-હાથે બજાવતાં રે,
ઉદ્યમ નિષ્ફળ થાય-વિમલ૦
રાત-દિવસ રહિયે કર જોડીને રે, ખિજમત કરીએ રે પ
તો પણ જે નજરે આવે નહિ રે,
તે શું કેરયે ! શાબાશ-વિમલ૦
ભગત-વચ્છલ જિન ભકિત-પસાયથી રે, ચઢશે કાજ પ્રમ
ઈમ થિર નિજ મન કરીને જે રહે રે,
લહે ફલ તે [1]નિરવાણુ-વિમલ૦ ।
મેં પોતે મન થિર કરી આદર્યો રે, તું પ્રભુ ! દેવ દયાલ
આપ-વડાઈ નિજ મન આણીને રે,
દાનવિજય પ્રતિપાલ-વિમલ૦ ॥



(૯૨૩) (૩૬-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્ત

(ચોપાઈ-કલ્યાણ)

પ્રભુ ! તુમ નામ છે નાથ અનંત,
તુમ ગુણ પણ છે અ-કલઅનંત ।
છે અનંત-સુખનો તુજ ભોગ,
દુઃખ અનંતનો કર્યો વિયોગ ॥૧

---

૧ છેવટે

વીર્ય અનંત તુજ પાસે વસે, જ્ઞાન-અનંતે તું ઉલ્લસે।
તિમ અનંત-દર્શન શ્રીકાર,
આપ અનંત થયા અ-વિકાર ॥૨॥
તું અનંત કરૂણા-જલ-કૂપ, તાહરી જ્યોતિ અનંત-સરૂપ।
તુજ અનંત વાણી વિસ્તરે, તેહથી ભવિક અનંત તરે ॥૩॥
દ્રવ્ય અનંત તુજને પ્રત્યક્ષ, તિમ અનંત-પર્યાય પણ લક્ષ્ય।
તું અનંત-લક્ષણનો ગેહ, બળ અનંત પૂરણ તુજ દેહ ॥૪॥
તે માટે સુણ દેવ અનંત! તાહરી છે પ્રભુ શક્તિ અનંત।
મુજને પણ સુખ દેહી અનંત, દાન કહે ધરી હરખ અનંત. ॥૫॥



## (૯૨૪) (૭૯-૧૫) શ્રી ધર્મનાથ જિન સ્તવન

(સંભવ જિનવર ! વિનતિ)

ધર્મ-જિનેસર સાહિબા, વિનવિયે ઇણિ રીતે રે।
[૧]ઇજ્જત અધિક છે માહરી, પ્રભુજી સાથે પ્રીતે રે-ધર્મ૦॥૧॥
સમરથ સાહિબ જો લહી, રહીયે એકણ [૨]ઘાટે રે।
તો સવિ મન-વાંછિત ફલે, દુશમન-હિયડાં ફાટે રે-ધર્મ૦॥૨॥
સિંહ-ગુફા જો સેવિયે, તો [૩]સહી મોતી લહીયે રે।
[૪]જંબૂક-[૫]દર [૬]કર ઘાલતાં,
કહો! [૭]કેહું ફલ ગહિયે રે-ધર્મ૦॥૩॥
સમરથ [૮]સાજન સંપજે, પૂરવ-વખત પ્રમાણે રે।

૧ પ્રતિષ્ઠા, ૨ નિશ્રાએ, ૩ સાચા, ૪ શિયાળની, ૫ બખોલ
૬ હાથ, ૭ કેવું, ૮ સારા માણસ.

ચિંતામણિ ! દેહિલું હોવે,
જોતાં પણ [9]મણિ-ખાણે રે-ધર્મ૦
જગ-ચિંતામણિ ! તું મિલ્યો, સાચી વાતે [10]સ-નૂરો
દાનવિજય કહે માહરાં,
મન-વાંછિત સુખ પૂરો રે-ધર્મ૦ ।



૯૨૫ (૩૯-૧૬) શ્રી શાંતિનાથ-જિન-સ્તવ

(વામાનંદન જિનવર, મુનિમાંહે વડો રે કે)

શાંતિ-જિનેસર સુખકર, મૂરતિ તાહરી રે-કે મૂરતિ તાહ
દીઠી મીઠી આજ, અમૃત પરે દુઃખહરી રે કે-અમૃત
નિરખી નિરખી સંતાપ મિટે, સઘળો મને રે કે-મિટે
વરસંતાં જલધાર, શમે જિમ [1]દવ વને રે કે-શમે૦ ।
જિમ ગંગા-પરવાહ, ગિરી-હથી ઉતરે રે કે-ગિરી
તિમ સમતારસ અમૃત, જે ચિહું દિશિ ઝરે રે કે-જે
જાતિ તણાં પણ વૈર, જે દેખી તિમ ટલે રે કે-જે
વાયે [2]દક્ષિણ વાય, [3]ઘનાઘન જિમ ફળે રે કે-ઘના૦
રાગ તણું પણ ચિન્હ, ન જેહમાં દેખિયે રે કે-ન
દ્વેષ તણો તિહાં અંશ, કહો કિમ ? લેખિયે રે કે-કહો
રાગ-દ્વેષ અભાવ, [4]તિણે [5]બુધ [6]અટકળે રે કે-તિ૦,
વહનિ-પખે[7] કહો કેમ, ધુંઆડો નીકળે રે કે-ધુંઆ૦ ॥

૯ મણિની ખાણમાં. ૧૦ સંપૂર્ણ.
૧ દાવાનલ=જંગલનો અગ્નિ, ૨ દક્ષિણ દિશાનો, ૩ મેઘ ઘટા ૪
૫ સમજુ માણસો ૬ અનુમાન કરે ૭ વિના

નિરખે સુર-નર નારી, ફરી ફરી નેહ શું રે-ફરી૦,
પણ તિલ ભાર વિકાર, ન ઉપજે તેહશું રે-ન૦ ।
એ લોકોત્તર અતિશય, જેહનો સાંભળ્યો રે કે-જે૦,
ચિંતવતાં જિન ચિત્ત, મહારસ ઉછળ્યો રે કે-મહા૦ ॥૪॥
સમતામય ધ્યેય૯ હોય, માનું સહી એ ઘડી રે કે-માનું૦,
આંખથી મ્હેલતાં અલગ, સુહાયે ન એક ઘડી રે કે-સુ૦
અ-કલંકિત પ્રભુ-મૂરતિ, ચંદ્ર-કલા જિસી રે કે-ચંદ્ર૦,
દાન વિજય કહે દેખત, મુજ કીકી હસી રે કે-મુજ૦॥૫

❀

## (૯૨૬) (૩૯-૧૭) કુંથુનાથ-જિન સ્તવન

(એ તીરથ તારુ)

કુંથુ-જિનેસર પર ઉપગારી, સાહિબ શિવ-સુખકારી રે,
-પ્રભુશું મન માન્યું
મેં તુજ સાથે કરી એકતારી,
કીધો રંગ [૧]કરારી રે-પ્રભુ૦ ॥૧॥
સુપને પણ ન ગમે મુજ દીઠા, દેવ અનેરા મીઠા રે-પ્રભુ૦
જિણે ચાખ્યા રસ અમૃત મીઠા,
આછણ[૨] તાસ અનીઠા રે-પ્રભુ૦ ॥ ૨ ।
જેહ હંસ માનસ-સર [૩]નાહે,
તે કિમ છિલ્લર વર ચાહે રે-પ્રભુ૦
ચિંતામણિ હોય જસ કર માંહે,
કાચને કહો ! કિમ [૪]સાહે રે-પ્રભુ૦ ॥ ૩ ।

૯ લેવા માટે ૧ મજબૂત ૨ છાશના ઉપરનું પાણી ૩ સ્નાન કર્યું

સાચા સાજન જેહ મિલીયા, અંતર-હિત અટકળિયા રે-પ્ર
તે દુરજનથી દૂરે ટળિયા,
ભોળપણે નવિ ભળિયા રે-પ્રભુ॰ ॥
અલવેસર ! તું અંતરજામી, પરમ-પુરુષ પ્રભુ પામી રે-પ્રભુ
ખિજમતમાં નવિ કરશું ખામી,
દાન કહે શિર નામી રે-પ્રભુ॰ ॥ ૫

(૯૨૭) (૩૯-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(મુનિસુવ્રત કીજે મયા રે)

[1]અલવેસર અવધારિયેજી, જગ-તારણ જિન-ભાણ ।
ચાહું છું તુજ ચાકરીજી, પણ ન મલે [2]અહિનાણ-
-પ્રભુજી ? છે મુજ તુજશું રે પ્રીતિ,
જયું ઘન-ચાતક-રીતિ-પ્રભુજી॰ ॥[1]
દુશ્મન કર્મ એ માહરાંજી, ન તજે કેડ લગાર ।
આઠેને આપ-આપણોજી, અવર-ખવર અધિકાર-પ્રભુજી॰ ।
ઘેરી રહે મુજને ઘણુંજી, ન મિલે મિલણ ઉપાય ।
જીવ ઉદાસ રહે સદાજી, કળ ન પડે તિણે કયાંય-પ્રભુજી॰
શિર ઉપરે તુમ સારીખાજી, જો છે પ્રભુ ! જિનરાય ।
તો કરશું મન ચિંતવ્યુંજી, દેઈ દુશ્મન-શિર પાય-પ્રભુજી॰॥
સન્મુખ થઈ મુજ સાહિબાજી, દુશ્મન દૂર નિવાર ।
દાનવિજયની વિનતિજી, અર-જિનવર ! અવધાર-પ્રભુજી

---

૧ શ્રેષ્ઠ, ૨ ઓળખાણ

## (૯૨૮) (૩૯–૧૯) શ્રી મલ્લિનાથ–જિન સ્તવન

(સાંભળજો મુનિ સંજમ રાગે)

પામ્યો અવસર એહ પિછાણો, મનમાં આલસ [1]આણો રે ।
સાહિબ મળિયો છે [2]સપરાણો,
ટાળ્યાનો નહિ ટાણો રે–પામ્યો૦ ॥૧॥

સેવો જિનવર શિવ-સુખદાઈ, પરિહરી આશ પરાઈ રે ।
અવસર ભૂલે જે [3]અલસાઈ,
ચૂકી તસ ચતુરાઈ રે–પામ્યો૦ ॥૨॥

સેંખે ઉદ્યમ તો સવિ લાગે, અવસર જો હોય આગે રે ।
માળી તરુ સીંચે મન-રાગે,
લહી ઋતુને ફલ લાગે રે–પામ્યો૦ ॥૩॥

માનવભવ પામીને મોટો, ખિણુ-ખિણુ મ કરો ખોટો રે ।
અશુભ-કરમનો કાઢો ગોટો,
તો ભાંજે સવિ તોટો રે–પામ્યો૦ ॥૪॥

જિનવર મલ્લી જયો જયકારી, [4]નખરી વાત નિવારી રે ।
દાનવિજય પ્રભુ છે દાતારી,
સંપત્તિ આપે સારી રે–પામ્યો૦ ॥૫॥

---

૧ મ આણો, સ્થનઃશોભિયાં પરસ્પર સંધિ કરી જણાય છે, ૨ દેદિપ્યાર, ૩ આળસ કરી, ૪ અશુભ

(૯૨૯) (૩૯–૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ

(દુઃખ દોહગ દૂરે ટળ્યા રે)

શ્રી મુનિસુવ્રત-સાહિબા રે, તુજ વિણુ અવર હો!
નજરે દીઠા નવિ ગમે રે, તો કિમ કરિયે સેવ?
-જિનેસર ! મુજને તુજ આ
-નામ તુમારૂં સાંભરે રે, સાસમાંહી સો વાર-જિનેસર
નિરખ્યા સુર નજરે ઘણા રે; તેહશું ન મિલે તાર
તારોતાર મિલ્યા પખે રે, કહો કિમ વાધે પ્યાર !-જિનેસર
અંતર-મન મિળિયા વિના રે, ન ચઢે પ્રીતિ પ્રમાણ
પાયા વિણુ કિમ સ્થિર રહે ? રે,
મોટા ઘર મંડાણ-જિનેસર૦
જોતાં મૂરતિ જેહની રે. ઉલ્લસે નજર ન આપ ।
તેહવાશું જે પ્રીતડી રે, તે સામો સંતાપ-જિનેસર૦
તેણે હરિ-હર સુર પરિહરી રે, મન ધરી તાહરી રે
દાનવિજય તુમ દરિશને રે,
હરખિત છે નિત્યમેવ-જિનેસર૦

---

(૯૩૦) (૩૯–૨૧) શ્રી નમિનાથ–જિન સ્ત

(શ્રી સિદ્ધપદ આરાધીએ)

શ્રી નમિ-જિનવર [1]પ્રાહુણા રે,
આવો મુજ મન-ગેહ રે-ગુણરા
જો [2]દેખો તિહાં [3]યોગ્યતા રે,
તો રહેજો ધરી નેહ રે-ગુણ૦

---

૧ મહેમાન, ૨ લાગે, ૩ ઠીક.

ધર્મધ્યાન-જલ છાંટીને રે, મન-ઘર કીધ અમૂલ રે-ગુણ૦ ।
તિહાં વિધવિધનાં પાથર્યાં રે,
સુકૃત-મનોરથ ફૂલ રે-ગુણ૦ ॥૨॥
તિહાં સમતા-શય્યા ભલી રે, ખિમા-તળાઈ વિશાલ રે-ગુણ૦
ધૂપ સરસ તિહાં મહમહે રે, પ્રભુ ગુણ-ગાન રસાલ રે-ગુણ૦ ॥૩॥
બાંધ્યો તિહાં [4]થિર-બંધને રે, હરખ-ચંદુઓ હેજ રે-ગુણ૦ ।
સદા [5]અ-કંપ સોહામણો રે, દીપક જ્ઞાન સ-તેજ રે-ગુણ૦ ॥૪॥
એક ક્ષણ પણ આવીને રે, જો પ્રભુ ! લ્યો વિસરામ રે-ગુણ૦ ।
તો એ મહેનત માહરી રે, સઘળી હોય [6]સ-કામ રે-ગુણ૦ ॥૫॥
પણ પ્રભુ-વશ છે આવવું રે, મુજ-વશ છે અરદાસ રે-ગુણ૦ ।
હાથી તો હાથે ગ્રહ્યા રે, કિમ આવે આવાસ રે ?-ગુણ૦ ॥૬॥
સેવક જાણી સાહિબે રે, સદ્દી રાખ્યું સનમાન રે-ગુણ૦ ।
દાનવિજય દિલ આવિયા રે, અધિક વધાર્યો વાન રે-ગુણ૦ ॥૭॥

*

## (૯૩૧) (૩૯-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(અનંતવીરજ અરિહંત ! સુણો મુજ વિનતિ)

એહ અથિર સંસાર-સ્વરૂપ અછે ઇસ્યો,
ક્ષણ પલટાએ રંગ [1]પતંગ તણો જિસ્યો !
બાજીગરની બાજી જેમ જૂઠી સહી,
તિમ સંસારની માયા એ સાચી નહીં. ॥૧॥
ગગને જિમ [2]હરિ-ચાપ પલક એક પેખિયે ।
ખિણમાંહે [3]વિસરાલ થાયે નાવ દેખિયે ।

૪ મજબુત, ૫ સ્થિર, ૬ સફળ. ૧ હલદર, ૨ ઈન્દ્ર-ધનુષ્ય, ૩ વિખરાય,

તિમ એહ યૌવન-રૂપ સકલ ચંચલ અછે,
ચટકો છે દિન ચાર [4]વિરંગ હુએ પછે ॥૨॥
જિમ કોઈક નર રાજ્ય લહે સુપના વિષે,
હય-હાથી-મદ-મંદિર દેખી ઉલ્લસે ।
જબ જાગે તવ આપ રહે તિમ એકલો,
તેહવો ઋદ્ધિનો ગારવ તિલ પણ નહિ ભલો ॥૩॥
દેખીતાં કિંપાક-તણાં ફલ [5]ફૂટરાં,
ખાતાં સરસ સવાદ અંતે જીવિતહરાં ।
તિમ તરૂણી-તનુભોગ તુરત સુખ ઉપજે,
આખર તાસ વિપાક કટુક રસ નિપજે. ॥૪॥
એ સંસાર શિવા-સુત એહવો ઓળખી,
રાજ રમણી ઋદ્ધિ છોડી થયા પોતે [6]રિખી ।
કર્મ ખપાવી આપ ગયા શિવ-મંદિરે,
દાનવિજય પ્રભુ-નામથી ભવ-સાગર તરે. ॥૫॥

## (૯૩૨) (૩૯-૨૩) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવ

(દેશી બિંદુંયાની)

સકલ-કુશલ-તરૂ પોષવા રે,
હાંજી! જે જિનવર જલધર કહેવાય-સુખકારી
મન-વંછિત-સુખ પૂરવા રે,
હાંજી! સુરતરૂ-સમ જેહનો મહિમાય-સુખ૦ ॥૧॥

[4] વિરૂપ, [5] સુંદર, [6] ઋષિ=મુનિ=સંયમી

જગગુરુ જિનરાજ-સુખમ૦ ભવ-જલધિ જહાજ-સુખમ૦,
દીઠો મેં આજ-સુખમ૦, ફળિયાં સવિ કાજ-સુખમ૦ ।
સ-જલ જલદ જિન સોહતી રે,
હાંજી ! નિરુપમ નીલવરણ જસ કાય-સુખમ૦ ।
શિર પર [1]સૌદામિની-સમી રે,
હાંજી ! ફણિ-મણિ-કિરણ ઝલકી ઝલકાય-સુખમ૦ ॥૨॥
ગરૂડ તણે ગરજા-રવે રે,
હાંજી ! જિમ પન્નગ-કુલ પ્રબલ પલાય-સુખમ૦ ।
તિમ પ્રભુ-નામ-પસાયથી રે,
હાંજી ! સંકટ-વિકટ સકલ મિટ જાય-સુખમ૦ ॥૩॥
કમલાકરમાંહી કમલડાં રે,
હાંજી ! જિમ વિકસે દેખી દિનરાય-સુખમ૦ ।
તિમ મુજ હિયડું હેજશું રે,
હાંજી ! હરખી હસે નીરખી પ્રભુ-પાય-સુખમ૦ ॥૪॥
વામા-નંદન વાલહો રે,
હાંજી ! જગદાનંદન જિનવર રાય-સુખમ૦ ।
દાનવિજય સુખિયો સદા રે,
હાંજી ! પામી પાસ-ચરણ-સુપસાય-સુખમ૦ ॥૫॥



શ્રી વર્દ્ધમાન સ્વામિને નમઃ

# શ્રી મેઘવિજયજી મ૦ કૃત સ્તવન–ચોવિશી

(અપૂર્ણ)

## (૯૩૪) (૪૦–૧) શ્રી ઋષભદેવ–જિન સ્તવન

(શ્રી સુપાસ જિનરાજ એ દેશી)

શ્રી જિન જગ–આધાર, મરૂદેવી-માત-મલ્હાર[1],
આજ હો ! સ્વામી રે, ઋષભ–જિનેશ્વર સેવીયેજી ॥

શત્રુંજય–ગિરિ–છત્ર, નાભિ–નરેસર–પુત્ર,
આજ હો ! જીપે રે જગદીસર તેજે[2] ભાણુનેજી[3] ॥

આયો હું પ્રભુ–પાસ, સેવક દ્યો શાબાશ,
આજ હો આશા રે, સાહિબ વિણુ કેહની દાસનેજી ?॥

મન માને અરદાસ, માને મોટિમ જાસ,
આજ હો તેહે રે, મન મોહે નયન[4] પસાઉલેજી ।

નામ ધરી જે નાથ, લે સહુનાં દિલ હાથ,
આજ હો નેહી રે, સ્થિતિ એહી મોટા મેઘનીજી

●

૧ પુત્ર ૨ પોતાની કાંતિથી ૩ સૂર્યને ૪ પ્રસન્ન થાય છે.

દુઃખ-દોહગ દૂરે કરે, ઉપગારી હો ! મહી મહિમાવંત કે ।
ભગવંત ભક્ત-વચ્છલ ભલો, સાંઈ ધીઠ હો !
તન-મન વિકસંત કે-સેના૦ ॥ ૨ ॥

અપરાધી તેં ઉદ્ધર્યા, હવે કરીએ હો ! તેહની કેહી કેહી વાત કે ।
મુજ વેળા આળસ ધરે, કિમ વિભુજી હો !
જિનજી ! તુમ[1] ઘાત કે-સેના૦ ॥ ૩ ॥

ઉંભા ઓળગ કીજીએ, વલી લીજીએ હો ! નિત પ્રત્યે તુમ નામ કે ।
તો પણ મુજરો નવિ લીઓ, કેતા દિન હો !
ઈમ રહે મન હામ ? કે-સેના૦ ॥ ૪ ॥

ઈમ જાણીને દીજીયે, જગ-ઠાકર હો ! ચાકર પ્રતિપાળ કે ।
તું દુઃખ-તાપને ટાળવા, જયવતો હો !
પ્રભુ ! મેઘ વિશાળ કે-સેના૦ ॥ ૫ ॥

❀

## (૮૩૭) (૪૦-૪) શ્રી અભિનંદનજિન સ્તવન

(સિદ્ધારથ રાય કુળ તિલો એ-એ દેશી)

અભિનંદન-જિન વંદના એ, કરીએ ધરીય ઉચ્છાહ તો ।
ઘર સવિ સંપદ સંપજે એ, વર મંગલ-વિવાહ તો-અભિ૦॥૧॥

પુરુષોત્તમ પરમેસરૂ એ, [2]સ-કળ સ્વરૂપ અનંત તો ।
મોહ-તિમિર-મદ મોડવા એ,
ઉદયો રવિ ઉલ્લસંત તો-અભિ૦ ॥૨॥

[3]સ-સનેહા સવિ દેવતા એ, તુ નિઃ-સનેહી નાહ તો ।
તો પણ સેવકને કરો એ, દિલ દેઈ નિરવાહ તો,-અભિ૦ ॥૩॥

૧ ઉમંગ-ઊર્મિ. ૨ કલાસહિત-સંપૂર્ણ-સુંદર; ૩. રાગવાળા.

ગુણવંતા આદર કરે એ, સવિ [1]નિ-ગુણા પણ સ્વા
નિ-ગુણાને પણ ગુણ કરે એ.

એ જગ પ્રભુ અભિરામ તો-અભિ
સુતાં સુપને સાહિબો એ, આવે અતિશયવંત તો
તો જાણું જગતનો ધણી એ, રાખે મહેર મહંત તો-અ
શ્રી જિનવર-પદ-પંકજે એ, ભમર પરે રમે જેહ તો
મેઘતણી પરે મહિઅલે એ,જગ વલ્લભ હુએ તેહતો-અ



## (૯૩૮) (૪૦-૫) શ્રી સુમતિનાથ-જિન સ

(કુંથુ જિનેશ્વર જાણજો રે લોલ એ દેશી)

સુમતિ-જિનેશ્વર સાહિબો હો ! લાલ,
સમરું હું નિશદિશ રે-જિણંદરા
ચકવો જિમ રવિ-બિંબને હો લાલ,
સેવક પ્રભુ બગસીસ રે-જિ૦સુ૦ ॥ ૧
તુજ જસ-રસ-રસીયા જિકે હો ! લાલ,
[2]તિસીયા હરીસણ-કાજ રે-જિ૦
ઉલ્લસ્યા તુજ ગુણ-ગીત-શું હો ? લાલ,
તે વસીયા શિવરાજ રે-જિ૦સુ૦ ॥ ૨
ગયણું-ગણ તારા પરે હો ! લાલ,
તુમ ગુણ-ગયણ અ-સંખ રે-જિ૦

---

૧ ગુણ વગરના ૨ ઉત્કંઠાવાળા ૩ પ્રબળ-વિલાસ

કાલોક ન લંઘીએ હો ! લાલ,
જો હોય પરગલ પાંખ રે-જિ૦સુ૦ ॥ ૩ ॥
॥ પણ તુમ ગુણ-ઓલથી હો ! લાલ,
પાવન કીજે જીહરે-જિ૦ ।
રીસણ કીજે દેવનું હો લાલ,
ધન ધન તે મુજ દીહ રે-જિ૦ સુ૦ ॥ ૪ ॥
તિત-પાવન તુંહી જ પ્રભુ ! હો લાલ,
મેં દીઠો મહારાજ રે-જિ૦ ।
ેઘવિજય જયવંતની હો ! લાલ,
લોક વધારે લાજ રે-જિ૦સુ૦ ॥ ૫ ॥



## (૯૩૯) (૪૦-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(શ્રી નમિ જિનવર સેવ ઘનાઘન ઉનમ્યો રે
ઘનાઘન ઉનમ્યો એ દેશી)

પદ્મપ્રભ-ભગવંત મહંત હૈયે રમ્યો રે-મહંત હૈયે રમ્યો, ।
તાન-નિધાન આનંદ-અમીરસમય જન્યો રે-અમી૦ ।
અવર દેવતા-સેવ-સ્વભાવ [1]સહી [2]વમ્યો રે-સ્વ૦ ।
કલિયો[3] બલીયો મોહ, મહા-રિપુને દમ્યો રે-મહા૦ ॥ ૨ ॥
ભક્તિ-રાગનો લાગ, જિનેસર શું કરે રે ?-જિ૦ ।
તે નરવંછિત-ભોગ-સંજોગ લીલા વરે રે-સં૦ ।
મહિમાદિક સવિ સિદ્ધિ, પ્રસિદ્ધિ સુવિસ્તરે રે-પ્ર૦ ।
અ-પરંપાર સંસાર-મહોદધિ નિસ્તરે રે-મહા૦ ॥ ૨ ॥

૧ ખરેખર ૨ દૂર કર્યો ૩ કળવાળો

દીઠે જિન-દેદાર, ઉદાર દિશા જગી રે-ઉ૦ ।
મહીયે ⁴મીનતિ ⁵પયોગ કે, વિનતિ સવિ લગી રે-વિ
પવિત્ર કરું તન એહ, સનેહશું ઓળગી રે-સ૦ ।
થાયે સ્વામી-પ્રસાદથી, સિદ્ધિ-વધૂ સગી રે-સિ૦ ॥ ૩
તુજ નામે આરામ હુએ મન માહરે રે-હુ૦ ।
પામું સુખ-સંજોગ, સુણ્યે જસ તાહરે-સુ૦ ।
તું મુજ જીવન-પ્રાણ કે, આણ વહું સહીરે-આ૦ ।
રહું સદા લયલીન, હજુ રે ગહગહી રે-હ૦ ॥ ૪ ॥
જાસ કરી જે આશ કે, તાસ વેસાસશું રે-તા૦ ।
વાધે રંગ-તરંગ કે, મન આસાસશું રે-મ૦ ।
મેઘ-મહોદય દેખ, મયૂર-વિલાસશું રે-મ૦ ।
ખેલે તેમ પ્રભુ-પાસ કે, દાસ ઉલ્લાસશું રે-દા૦ ॥ ૫

(૯૪૦) (૪૦-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્ત

(સુણ સુગુણ સનેહી રે સાહિબા-એ દેશી)

પ્રભુ-વદન વિરાજે રે કમલ જયું, નયણાં તિહાં વિકસિત પત્ર
વલી શ્યામ ¹ભમુહ ભમરા બન્યા,
²અધર-છબી પલ્લવ તત્ર રે-॥૧
જિનરાજ સુપાસજી ! જગ જયો,
મોહરો મન-મોહનકર મંત્ર રે
વર-સિદ્ધિ-વધૂ વશ આણવા,
ઈહો ધરીયું ધ્યાનનું તંત્ર રે-જિ૦ ॥૨

૪ વળી માનતા-પ્રાર્થનાથી ૫ સંયોગ ૧ ભ્રુકી ૨ હોઠ,

કરે–દેવ–દાનવ–માનવ–પતિ, થિર અંજલિ જોડી સેવ રે।
પરિવારે કમલાકર જિસ્યા,
નવ–રંગ ભરે નિતમેવ રે–જિ૦ ॥૩॥
જય–કમલા–કેલિ કરે ઘણું, જન–કમલા કોઇ ન થાય રે।
દેવ–દુંદભિના રવ ગડગડે,
જિન–સમવસરણ જિહાં થાય રે–જિ૦ ॥૪॥
ઇમ ત્રિભુવન–પ્રભુતા ભોગવે, બેસી ત્રિગડે સ્વામી સ્વરૂપ રે।
ભણે ભવિયણ એ ભગવંતને,
જોગીસર જોગ અનૂપ રે–જિ૦ ॥૫॥
[1]ધૂર ધર્મચક્ર રવિ ઝગમગે, ખળભળે કુમતિ–વિકાર રે।
સહી વરસે ગંગોદક તણો,
નવ–મેઘ તિહાં તેણી વાર રે–જિ૦ ॥૬॥



## (૯૪૧) (૪૦–૮) શ્રી ચંદ્રપ્રભ—જિન સ્તવન

(ઋષભ જિનેસર પ્રીતમ માહરો રે–એ દેશી)

ચાંદલીયા ! સંદેશો કહે મારા સ્વામીને રે, વંદન વારંવાર।
શ્રી ચંદ્રપ્રભ–ચરણે તું વસે રે.
મુજ મન–તાપ નિવાર–ચાં૦ ॥૧॥
દૂર દેશાંતર દેવ ! તુમે વસો રે, કારજ સવિ તુમ હાથ।
સાથ ન કોઈ તેહવો સાંપડે રે,
નયન મિલાવે નાથ–

1 આગળ

તુમ ગુણ સુણતાં મુજ મનડું ઠરે રે, નવલો લાગે
સાસોસાસ-[1]સમા તુમ સાંભરે રે,
માન માને નિઃસંદેહ-ચાં
સુગતિ-[2]માનિની મોહન ! મોહિયારે, આનંદમય અ
વાત ન પૂછો સેવકની કદારે,
એ કુણ ? તુમ આચાર-ચા
ચતુર ને ચિંતા ચિત્તની શું કહું રે, તુમ છો જગના
આપ-સ્વરૂપ પ્રકાશો આપણું રે, મહીયલ મેઘ-પ્રમાણ-



## (૯૪૨) (૪૦-૯) શ્રી સુવિધિનાથ-જિન સ

(આનંતવીરજ અરિહંત! સુણો મુજ વિનતિ-એ
વિધિશું સુવિધિ-જિનેશને વંદવા ઉમહ્યા,
મન મેરા જિનનાથ ! ગુણે કરી ગહગહ્યા ।
અપરાધીના વાંક તુમે સવિ [1]સાસહ્યા,
ઇણ વાતે એક આંક જગત શિર સરહ્યા ।
તેં સમતા સંતોષ દયા ગુણ સંગ્રહ્યા,
માયા મમતા દોષ સવે તે નિગ્રહ્યા
[2]ધ્યાન-અનલ-સંયોગથી ઇંધણ પરે દહ્યા,
શુક્લ-ધ્યાન-જલ [3]થાક કે પંક સવે વહ્યા ।
તે બાવીશ પરિસહ સાહસધર સહ્યા,
તું મુજ મન વિશ્વાસ ચરણ તુમ મેં ગ્રહ્યા ।

---

૧ શ્વાસે, ૨ સ્ત્રી

૧ સૂખ મન્યાઃ, ૨ ધ્યાનરૂપ અગ્નિના પ્રબળ યોગથી, ૩ ...

ઉગમતે જિમ ભાણુ પંખીજન ચહચહ્યા,
તિમ તુમ દીઠે નૂર ભવિ સહુ સામહ્યા,
ભાગ્ય-ઉદયથી આજ ભલા પ્રભુ એ લહ્યા,
અંગ અડયો બહુ રંગ અમી-રસ પરિવહ
ઉપગારી જિનરાજ સમા જગ કુણ કહ્યા,
તપ-જપ હીણુ તે પણ તેં જન નિરવહ્યા
મુજ મન-કમલે નિત્ય હંસા પરે તુમ રહ્યા,
જસ પરિમલ તુજ સ્વામી સદા જગ મહમહ
તારક ! પાર ઉતાર મેં પાયક તુજ ગ્રહ્યા,
કરો સરસ રસ-રેલ કે મેઘ જ્યું ઉન્નહ

---

(૯૪૩) (૪૦-૧૦) શ્રી શીતલનાથ-જિન
(ધરમ જિનેસર ગાઉં રંગશું-એ દેશી)

શીતલ શીતલ ઉપશમ આદરે,
દશમો જિણંદ દયાલ-રૂ
ભવ-ભય-ભંજન રંજન જન તણો,
મુનિ-મન-કમલ-[1]મરાલ-જયંકર-
નંદા-નંદન દેવ જિનેસર ॥૧॥
જિમ જિમ કીજે દરિસણ જિન તણો,
તિમ તિમ તેજ પ્રસાર-શુભંકર ।
[2]એક-તારીશું જે પ્રભુ [3]ઓળગે,
અધિકો તસ અધિકાર-જયંકર-નંદા૦ ॥૨॥

---

૧ રાજહંસ. ૨ એક ધ્યાનથી. ૩ સેવે.

જે તુજ ચરણે શરણે આવીયા, તેહને કીધ પસાય-શુભ
આપસમો વડ દિલ દેઈ ઘણી,
થાપ્યા ત્રિભુવનરાય-જયંકર-નંદા૦
તુજ દરબારે રેખ ઈસી પડે, કીજે રંકને રાજ-શુભ
સાચું સાહિબ બિરૂદ વહે સહી,
નાથ ગરીબ-નિવાજ-જયંકર-નંદા૦
અંતર-દુશ્મન દૂર કરી સહુ,
આપો અરિહંત ! સિદ્ધિ-શુભંકર
મેઘ-મહોદધિ મોટા રાજવી,
તુઠા હુએ નવ નિધિ-જયંકર-નંદા૦



## (૯૪૪) (૪૦-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્ત

[સાહેબા હે કુંથુ જિનેસર દેવ-એ દેશી]

નાયકજી હો ! શ્રી શ્રેયાંસ-જિણંદ કે,
ભગતે હું તુમ ભોળીયોજી
નાયકજી હો ! સવિ સંસારી વાત,
વિસારી હુઓ [1]પોળીયોજી ॥
નાયકજી હો ! દેવ અવર સહુ છાંડી,
માયા ધરી તુમ ઉપરેજી
નાયકજી હો ! સુજસ સુણ્યો છે અખંડ,
અપરાધી પણ ઉદ્ધરેજી ॥

૧ દારપાલ=ખ્યારો ચોકીદાર=તુચ્છસેવક.

નાયકજી હો ! મુજ અવગુણ છે અનેક,
તો પણ તે મન મત ધરોજી ।
નાયકજી હો ! વહીએ રાજ વિવેક, ગતિ પડતાં ઉદ્ધરોજી ॥૩॥
નાયકજી હો ! દાખે નહિ જગ-દોષ,
રાખે લાજ રહ્યા તાણીજી ।
નાયકજી હો ! [2]આખે આપણો [3]તોષ.
મહેર કરે મોટા ધણીજી ॥૪॥
નાયકજી હો ! શું કહીએ બહુવેલ,
મેલ મિલાવો મન તણોજી ।
નાયકજી હો ! મેઘ મહા રસપૂર,
ઉપજે આનંદ અતિ ઘણોજી ॥૫॥



## ૧૯૪૫) (૪૦-૧૨) શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

(સંજય રંગ લાગ્યો-એ દેશી)

વાસુપૂજ્ય જિન વંદીએ,
ભાવ ધરી ભગવંત રે-જિનપતિ જશધારી ।
દીઠો દેવ દયાળ તે, નયણાં [1]હેજે હસંત રે-જિન૦ ॥૧॥
હરિ-હર [2]જેણે વશ કર્યા, ઇન્દ્રાદિક જસ દાસ રે-જિન૦ ।
તે મન્મથનો મદ હર્યો, તેં પ્રભુ ! કીધો ઉદાસ રે-જિન૦ ॥૨॥
[3]મયણ [4]મયણ-પરે ગાળીયો,
[5]ધ્યાન-અનળ-બળ દેખ રે-જિન૦ ।

---

૨ બતાવે. ૩ પ્રસન્નતા ૧ ઉનંગથી, ૨ જેણે-મન્મથ=કામદેવે,
૩ કામદેવ, ૪ મીણની જેમ. ૫ ધ્યાનરૂપઅગ્નિનું બળ,

કામિની-કોમળ-વચણ શું,

ચૂક્યો નહિ [1]રાઈ-રેખ રે-જિન

નાભુ-હરિસણ-ચરણ તણો, જે બંહાર જયવંત રે-

આપ તરી પર તારવા, તું અ-વિચળ બળવંત રે-જિન

મન મેરો તુમ [7]પાંખતી, રમીયો ફરે દિન-રાત રે,-

[8]સરસ-મેઘને [9]વરસવે રે, નાચે મોર વિખ્યાત રે-જિ

(૯૪૬) (૪૦-૧૩) શ્રી વિમલનાથ-જિન સ

(દુઃખ દોહગ દૂરે ટળ્યાં રે-એ દેશી)

વિમલ-જિનેસર વાંદવા રે, જાગે રાગ વિશેષ ।

જેહને નર-તિરિ સહુ નમે રે, વૈર-વિરોધ ઉવેખ-

-જગતગુરૂ ! કર અમને ઉપગ

તુમે [1]કરૂણા-રસ-ભૃંગાર-જગતગુરૂ૦

તુમે સિદ્ધિ-વધૂ-[2]શૃંગાર-જગત૦

નામ અનેક જિણંદનાં, રે પણ પરિણામે એક ।

[3]ધારાધર જળ [4]એક-સારે, [5]વૂઠે [6]ઠામ-[7]વિવેક-જગત૦

નામ-થાપના-દ્રવ્ય શું રે, તું તારે બહુ લોક ।

ભાવે ભગતિ સહુ કરે રે, જાણે લોકાલોક-જગત૦ ॥૩॥

---

૬ રાઈ જેટલી પણ રેખા=મર્યાદા. ૭ આસપાસ ૮ સારા, ૯ વરસતા

૧ કરૂણારૂપ રસના કળશસમા, ૨ શણગાર=શોભા વધારનાર, ૩

૪ એક સરખા, ૫ વરસ્યા પછી, ૬ જુદા જુદા સ્થાનના આધ

૭ ભેદવાળું,

કામધેનુ ચિંતામણિ રે, નાથ ન આવે જોડ ।
છીલ્લર-સર કહો કિમ કરે રે, ખીર-સમુદ્રની હોડ ?-જગત૦॥૪॥
મોટાના પગ [૮]તુસવે રે, લઘુ પણ મોટાં-નામ ।
મેઘ [૯]સમુદ્ર-રસ [૧૦]મેલ્યું રે, પામે [૧૧]ઈન્દ્રનું ઠામ-જગત૦॥૫॥



## (૯૪૭) (૪૦-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્તવન

(તુમે બહુ મૈત્રી રે સાહિબા-એ દેશી)

જ્ઞાન અનંત અનંતનું, દરિસન ચરણ અનંત ।
સ-રસ કુસુમ વરસે ઘણાં, સમવસરણ સુહંત-
અતિશય દીસે જિન-નાથના ॥૧॥
નવ-પલ્લવ દેવે રચ્યો, તરૂવર નામ અ-શોક ।
દેઈ પ્રદક્ષિણા દેવને, વાણી સુણે સવિ લોક-અતિ૦ ॥૨॥
વાણી જોજન-ગામિની, સુર નર ને તિરિયંચ ।
ધ્વનિ મધુરી પ્રતિબુઝવે, કહે સંસાર-પ્રપંચ-અતિ૦ ॥૩॥
ચિહું દિશિ વર ચામર ઢળે, સુરપતિ સારે છે સેવ ।
મણિમય કનક-સિંહાસને, બેઠા દેવાધિદેવ-અતિ૦ ॥૪॥
પૂંઠે ભામંડળ ઝગમગે, ગાજે દુંદુભિ ગાજ ।
છત્રત્રયી સિર ઉપરે, મેઘાડંબર સાજ-અતિ૦ ॥૫॥



૮ કારણથી, ૯ દરીયાનું જળ ખારૂં છતાં ૧૦ ઉન્નતની સેવાથી ૧૧ આખા સંસારને પેશ દેઈ મેઘરાજ કહેવાય છે.

## (૯૪૮) (૪૦-૧૫) શ્રી ધર્મનાથ-જિન

(ઋષભ-જિણંદા ઋષભ જિણંદા એ-દેશી

ધરમ-જિનેસર [1]કેસર-વરણા,

અલવેસરૂ [2]સરવાંગી-

એ ચિંતામણિ [3]વાંછિત-કરણા.

ભજ ! ભગવંત ભુવન -ઉદ્ધરણા-ધરમ

[4]નવલે નૂરે [5]ચઢતે શૂરે, જે જિન ભેટે ભાગ્ય-અં

પ્રગટ-પ્રભાવે પુણ્ય[6] પંડૂરે,

દારિદ્રય-દુઃખ તેહનાં પ્રભુ ચૂરે-ધરમ૦

જે સેવે જિન-ચરણ-હજુરે, તાસ ઘરે ભરે ધન ભ

ગાજે [7]અંબર [8]મંગળ-તૂરે,

અરિયણના ભય ભાંજે દૂરે-ધરમ૦

ગજ ગાજે શોભિત [9]સિંધુરે, જન સહુ ગાજે સુ-જસ સ

ગંજ્યો જાય ન [10]કિણહી કરૂ રે,

અરતિ થાય ન કાંઈ [11]અણુ રે-ધરમ૦

જિમ ભોજન હોય દાલને ફૂરે, છીપે તે રણ-તેજે

મેઘ તણાં જળ નદીય [12]હહુરે,

તિમ તેહને સુર લખમી-પૂરે-ધરમ૦



---

૧ કેસર જેવી કંચનવર્ણી કાયાવાળા, ૨ સર્વ રીતે કાર

૩ ઇચ્છવસ્તુની પૂર્તિ કરવામાં, ૪ નવા ઉમંગથી, ૫ ચડતા પરિ

૬ નિર્મળ, ૭ આકાશમાં ૮ મંગલવાજિંત્ર, ૯ સિંદૂરથી, ૧૦

ક્રી, ૧૧ જરાપણ, ૧૨ વધ કરી મુકે,

### (૯૪૯) (૪૦-૧૬) શ્રી શાંતિનાથ જિન સ્તવન

(સાહિબ! બાહુ-જિનેસર વિનવું-એ દેશી)

સજની! શાંત-મહારસ-સાગરૂ, સેવો શાંતિજિણંદ હો! ।
સ૦ આશ પૂરે સવિ દાસની,
વિચરે કાંઇ વિદેશ હો!-સ૦ શાંતિ૦ ॥૧॥
સ૦ સમતા શું મમતા ધરી, સંઘરી રાખી શાંતિ-હો!
સ૦ એ પ્રભુ-સેવાથી સહી,
ભાવઠ [1]ભાંજે ભ્રાંતિ-હો!-સ૦ શાંતિ૦ ॥૨॥
સ૦ ઈણે ઘરવાસે ભોગવી, ષટખંડ-ઋદ્ધિ નાથ! હો!
સ૦ તીર્થંકર--પદ-સંપદા,
ભોગવી શિવપુર-સાથ-હો!-સ૦ શાંતિ૦ ॥૩॥
સ૦ દેવ અવર જે આદરે, જે છંડી જિનરાય હો!
સ૦ તે સુરતરૂ-છાયા તજી,
બાઉલીયા હિચિ ધાય હો-સ૦ શાંતિ૦ ॥૪॥
સ૦ [2]પરિજન [3]અરિજન બેહુ સમા,સમવળી રંકને રાય હો!
સ૦ પ્રભુ સમતારસ-પૂરીયો,
મેઘ-સમો કહેવાય હો!-સ૦ શાંતિ૦ ॥૫॥



### (૯૫૦) (૪૦-૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવન

(સાંભળજો મુનિ સંજમ-રાગે-એ દેશી)

આવો રે મન-મહેલ હ
સેવકને અવસર પૂછો, તે

---

૧ ભવ ભ્રમણા, ૨ પોતા૦

અપરાધી ગુણહીણા ચાકર, ઠાકુર નેહ [3]નિવાજે રે
જો [4]તે અવર નરા દિશિ હેરે,
પ્રભુ ! કહિ વાતે લાજે રે,-આવો૦
કુંથુ-જિનેસર-સરખા સાંઇ, પર-ઉપગારી પૂરા રે
ચિત્તવંતા ચાકર નવિ તારે,
તો શ્યા અવર અધુરા ! રે-આવો૦
મુજ અનુચરની [5]મામ વધારો, તો પ્રભુ વ્હેલા પધારો
ઉંચી-નીચી મત અવધારો,
સેવક-જન્મ સુધારો રે-આવો૦ ॥
શ્રી નામે જનની ધન્ય જિનની, જિણે જન્મ્યો તું જ્ઞાતા
મેઘ તણી પરે મોટા નાયક,
દીજે શિવ-સુખ-શાતા રે-આવો૦ ॥



## (૯૫૧) (૪૦-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવ

(સંભવ જિન અવધારીયે,
મહેર કરી મહેરબાન સનેહી-એ દેશી

શ્રી-અર-જિનવર વિનતિ, કીજે લાગી પાય-પ્રભુજી !।
હું પરમેસર સાચલો, મેં પરખ્યો મહારાય-પ્રભુજી શ્રી૦ ॥૧
રાખે રમણી રાગીયા, લાગીયા [6]મનમથ-રંગ-પ્રભુજી !।
ઉતારે નહિ અંગથી, ભગત ભણે નિઃકલંક-પ્રભુજી શ્રી૦ ॥૨

૩ ઇષ્ટ વસ્તુ આપી પ્રસન્ન કરે, ૪ જો તે સેવકો બીજી દિશાએ હેરે,
૫ મહિમા, ૬ કામદેવના;

રીસ-ભરે આયુધ ધરે, કોઈ ક્રોધ વિરૂપ-પ્રભુજી ! ।
મોહ નટાવે નાચવ્યા, નાચે નટ્ટ-સ્વરૂપ-પ્રભુજી શ્રી૦ ॥૩॥
તું મન-માંહિ ધરે નહિ, મોહ કોહ ને રાગ-પ્રભુજી ! ।
મૂરતિ નિરંજન દેખતાં, જાગે જસ વૈરાગ-પ્રભુજી શ્રી૦ ॥૪॥
ઉપશમવંત હૈયા થકી, તું મત દૂરે થાય-પ્રભુજી ! ।
વૂઠયા મેઘ-પ્રસંગથી, વાયે શીતલ વાય-પ્રભુજી શ્રી૦ ॥૫॥



## (૯૫૨) (૪૦-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવન

(સહીયા ! શેત્રુંજાગઢ ભેટણ ચાલો હો-એ દેશી)

મલ્લિ-જિનેસર મહિમા-ધારી,
સોહે સુરતિ અતિશય સારી હે ! ।
મૂરતિ ભવિયણ મોહનગારી,
દૂર ન મુકી જાય લગારી હે-મલ્લિ૦ ॥૧॥
અરજ સુણીજે એક અમારી, એ મુજ તુજ પર વારી હે ! ।
જોગી પણ જગે આણ ચલાવે,
રાજરાણા તુજ ગુણ ગાવે હે-મલ્લિ૦ ॥૨॥
જે સહુ ઠામે સમતા રાખે, તેં પરમપદ તું તતદાખે હે ! ।
રાત-દિવસ હું તુજ જસ ગાઉં,
તો પણ મુજરો કાં ન પાઉં હે-મલ્લિ૦ ॥૩॥
તું પોતાનો પરનો ન જાણે, લોક વિવેકી સહુ વખાણે હે ! ।
એહ સહજ કિમ આવે ટાણે,
જમિયે તો જો ભોજન ભાણે હે-મલ્લિ૦ ॥૪॥

નિગુણો પણ નેહે નિરવહીએ,
સપતા સુગુણા કિહાંથી લહીયે
જલ-ધર મેઘ સમા સદ્દીઓ,
સાચો સાહિબ એજ ગુણ કહીએ રે-મહિ

(૯૫૩) (૪૦-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન

(શ્રી ચંદ્રપ્રભ જિન સાહિબારે૦)

મુનિ સુવ્રત-જિન-રાજીઓ રે,
ગાજીયો મહિમા અગાધ- ભવિજન
[1]સ-જલ જલદ પરે ચામલો રે, જોગીસર-શિરતાજ-
સેવો સેવો હો [2]સુજાણ-જન સેવો,
ભાવો ઉજ્જલ-ધરમનું ધ્યાન-ભવિ૦
લાખ-ચોરાશી-યોનિમાં રે, ભમતાં વાર અનંત-ભવિ૦
ચિંતામણિ-સમ પામીયો રે, નામી સ્વામી સંત-ભવિ૦
મોહ-તણું બળ ચૂરવારે, સબળો તું [3]બળ-શૂર-ભવિ
ચતુરાઇ શું ચિત્ત વશ્યો રે, પલક ન કીજે દૂર-ભવિ૦
આવ્યા જે તુજ-આગળે રે, [4]પાતકીયા પણ લોક-ભવિ
તે પણ સહુ સુખીયા કર્યા રે, પાયા જ્ઞાન-[5]આલોક ભવિ૦
ભવ-[6]ભ્રમ ટાળો માહરો રે, આણી કરુણા-[7]નેક-ભવિ
તુજ મુજ મેઘ મયૂરનો રે, સગપણ સમરથ [8]સક ભવિ૦ ॥

---

૧ પાણીવાળા મેઘની જેમ, ૨ સમજુ લોકો, ૩ પરાક્રમવાળો. ૪ પા
૫ પ્રકાશ, ૬ ભ્રમણ, ૭ સંપૂર્ણ. ૮ શ્રેષ્ઠ,

## (૯૫૪) (૪૦-૨૧) શ્રી નમિનાથ જિન સ્તવન

(આજ ભવિકજન જિન પૂજ લો-એ દેશી)

નમિનાથ આથ અનંત તાહરે, નાણ-દંસણ ચરણની !
ભગવંત ! ભક્તની વાત મનમેં,
ભાવો ભવ-જળ-તરણની-નમિ૦ ॥૧॥
ગુણવંત સંત જયંત જગમેં, પૂજ પામે દેવતા ।
મેં સુવં પાયા તેહ તુમથી, પાદ-પંકજ સેવતા-નમિ૦ ॥૨॥
છહ ઋતુ આપે ફૂલ નવ-નવા, ભવિક નવ-નવ ભાવના ।
નવ-નવા ઉપજે દ્રવ્ય-દેશે. કરણ પ્રભુની સેવના-નમિ૦ ॥૩॥
વિદ્યા-વિવેક-[2]વિબોધ વૈભવ, [3]ચતુર-[4]ચામીકર-મણિ ।
જિનરાજ-પૂજા-કાજ વિધિના,
કર્યા જય જય જગ-ધણી-નમિ૦ ॥૪॥
નવ-નવે ભાંતે ખ્યાતિ પામે, લોક તે ગુણ સેવતા !
જગ ઉપર ગરજે દુઃખ વરજે, મેઘ સેવક દેવતા-નમિ૦ ॥૫॥



## (૯૫૫) (૪૦-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(દીઠો સુવિધિ-જિણંદ, સમાધિ રસે ભર્યો હો લાલ. એ દેશી)

રાજી કરીએ આજ કે-યાદવ-રાજીયા
હો લાલ કે-યાદવ રાજીયા,
નાથ ! [1]નિવાજ અવાજના-વાજાં વાજીયા હો લાલ કે-વાજાં૦ ।
જળપરે જગ સુ-ધ્યાન કે-રાજે રાજીયા હો લાલ કે-રાજે૦,
દીજે મુજ થિર હાથ કે-છત્ર જયું છાજીયા હો લાલ કે-છત્ર૦॥૧॥

---

૧ સંપત્તિ, ૨ જ્ઞાન, ૩ સારા, ૪ સોનું. ૧ પ્રસન્નતાના સૂરના,

## (૯૫૭) (૪૦-૨૪) શ્રી મહાવીર-જિન સ્ત

(સુણ જિનવર શેત્રુંજા ધણીજી-એ દેશી)

[1]કોડી-ગમે ગુન્હા કર્યાજી, વિષય થયો લયલીન।
તે બગસીસ હવે કરોજી, અરિહંત વીર! [2]અમીન-
જિનેસર! શાસનનો શણગાર

[3]ઓળગીયા ઓળંભડેજી, મત આણો મન રીશ।
જે પુંઠે સરજ્યા સદાજી, જંપે ઇમ જગદીશ,-જિને૦
લળી-લળી લટકે પાયે પડુંજી, વળી વળી વિનવું એ
સમકિત ચિત્ત તુમ શું મિળ્યોજી, મત મુકાવો તેહ-જિને૦
કહો કેણી પરે રીઝીએજી? વ્હાલો! તું વીતરાગ।
ભગતે કાંઈ ન રંજીયેજી, લાલચનો શો લાગ?-જિને૦ ॥
ધ્યાતા દાતા મુજ તણોજી, ત્રાતા તું જિનરાય।
કેવળ-લક્ષ્મી-વર કરોજી મેઘવિજય-ઉવજ્ઝાય-જિ૦ ॥

કલશ

ઇમ શુણ્યા જિનવર સરસ-રાગે, ચોવીશે જગના ધણી,
થિર-રાજ આપે, જાસ જાપે, આપ આવે સુરમણિ।
સવિ સિદ્ધિ સાધો જિન આરાધો, સ્તવન માળા ગળે ધરી
બહુ પુણ્ય-જોગે સુખ-સંજોગે, પરમ-પદવી આદરી ॥૧
તપગચ્છ-રાજે તેજ તાજે, શ્રી વિજયપ્રભ-ગણધરૂ,
તસ પટ્ટધારી વિજયકારી, વિજયરત્ન-ધુરંધરૂ।
કવિરાજ રાજે સુગુણ ગાજે, કૃપાવિજય જયંકરૂ,
તસ શિષ્ય ગાવે ભગતિ ભાવે, મેઘ-વાચક જિનવરૂ ॥૨॥

O

1 ક્રોડ, ૨ મોટા અમલદાર, ૩ વિનવ્યા,

શ્રી વર્ધમાનસ્વામિને નમઃ

# શ્રી કેસરવિમલજી કૃત

# સ્તવન–ચોવીશી

## (૯૫૮) (૪૧–૧) શ્રી ઋષભદેવ–જિન સ્તવન

(લાડીલો લાખેણી લાડી વખાણો આયો–એ દેશી)

સહીયાં ઋષભ-જિણંદ શું મન લાગું
[1]ચોલ તણી પરે રંગ લાગે હે ।
મોરૂં મન [2]રાતું એ પ્રભુ-રાગે,
જેહવું [3]હીર [4]કીરમજી રાગે હે ।
રાત-દિવસ જે પ્રભુ-મુખ-આગે,
મીન જ્યું રમે નીર અથાગે હે,-સહી૦ ॥૧॥
મેહ મોરા ચંદ ચકોરા, જિમ કોયલ વલી સહકારા હે ।
તિમ પ્રગટે બહુ નેહા મેરી;
એહ મૂરતિશું અધિકેરા હે-સહી૦ ॥૨॥
શોભા દેખી પ્રભુ-મુખ-કેરી, આંખલડી ઉલ્લસે અધિકેરી હે ।
જાણું જે કીજે સેવા ભલેરી,
ટાળે દૂર ભવની ફેરી હે-સહી૦ ॥૩॥
મોહન મૂરતિ મોહનગારી, એ સમ નહિં જગ ઉપગારી હે ।
એહીજ સાચી કામણગારી,
જિણે વશ કરી મુગતિ ઠગારી હે-સહ૦

---

૧ વાટેલી મજીઠ, ૨ રાગવાળું, ૩ રેશમ, ૪ પાકો,

જિમ-જિમ દેખું નયણુ નિહારી,
તિમ મુજ મન લાગે પ્યારી હે !
એક મૂરતિ દેખી મનોહારી,
હરિસણુની જાઉં બલિહારી હે-સહી-
નાભિ-નરેસર-કુલ-અવતારી,
મરૂદેવી માતા જેણે તારી હે
સુનંદા-સુમંગલા વરી જેણે નારી,
યુગલા-ધર્મનિવારી હે- સહી૦ ।
રાજ્યની રીતિ જેણે વિસ્તારી, નિરમલ વર-કેવલધારી હે
શેત્રુંજા-ગિરિવર પ્રભુ પાઉં ધારી,
મહિમા અનંત વધારી હે-સહી૦ ॥
ઋષભ-જિનેસર-મૂરતિ સારી,
શેત્રુંજા-ગિરિવર શોભાકારી હે ! ।
કેશર-વિમલ કહે જે નરનારી,
પ્રણમે તે જગ જયકારી હે-સહી૦ ॥૮

(૬૫૯) (૪૦-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

(અનુમતિ દીધી રે માયે રોવતા એ-દેશી.)

મુજ અજિત-જિનેસર મન વસ્યો,
જિમ કમલિની મન [1]રવિરાય ! ।
હાંજી ! મુખ દીઠે મન ઉલ્લસે જાયે પાતિક દૂર પલાય
-મુજ વ્હાલોજી અજિત-જિનેસરૂ ! ॥૧॥

૧ સૂર્યરાજા,

હાંજી ! મોહન મહોયલે દીપતો, પ્રભુ નાણ અનંત-પ્રકાશ ।
હાંજી ! મોહ[2]-તિમિર-ભર-ભંજણો,
કરે ભવિયણ-કમલ-વિકાસ-મુજ૦ ॥૨॥
હાંજી ! અનુપમ અતિશય-[3]આગલો, પ્રભુ મહિમાવંત મહંત ।
હાંજી ! ગુણ ગાવે સુર જેહ તણા,
પ્રણમી પૂજી ભગવંત-મુજ૦ ॥૩॥
હાંજી ! ભવિ-જન-મન-સુખ કારણે,
તું ઉદયો જિન જગ-ભાણ [ ।
હાંજી ! તુજ દરિસણથી સંપજે,
મન-વંછિત ફળ મહીરાણ-મુજ૦ ॥૪॥
હાંજી ! વિજયાનંદ વાલહો જિતશત્રુ-નૃપ-સુખ કંદ ।
હાંજી ! કેશર કહે જિનરાજજી,
ઘો દરિસણ, મુજ સુખ કંદ મુજ૦ ॥૫॥

(૯૬૦) (૪૦-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

(ઋષભ જિણંદા ઋષભ જિણંદા-એ દેશી

સેવો સંભવ-જિન ! સુખકારી, એહીજ સાહિબ જગ
મૂરતિ જેહની મોહનગારી,
દેખત દુરગતિ દૂર નિવારી-સે
નિત આરાહે જે નર-નારી, સાચી ભક્તિ હૈયે ધ
તસ ઘર લચ્છી ત્રિભુવન-કેરી,
નિશદિન નિવસે આવી ઘણેરી-સે

૨ મોહરૂપી અંધકારના સમૂહને દૂર કરનાર, ૩ શ્રેષ્ઠ; ૪

સેના માતા તાત જિતારિ, [1]હય-લંછન સોહે મનોહ
નિરમલ-કેવલ-કમલા ધારી,
શિવ-રમણી દીયે ભવ[2] જળ તારી-સેવો૦
સુણ સાહિબ ! મનમાં અવધારી, મહેર કરો મુજ હેત વધ
કહે કેસર તુમશું એક તારી,
દિન-દિન દેજો સેવા સારી-સેવો૦ ।

★

(૯૬૧) (૪૦-૪) શ્રી અભિનંદન-જિન સ્તવ

(સુણ જિનવર શેત્રુંજા ધણીજી-એ દેશી)

નિરમલ-નાણુ ગુણે કરીજી, તું જાણે જગ-ભાવ ।
જગ-હિતકારી તું જયોજી, ભવ-જલ તારણ નાવ-
જિનેસર ! સુણ અભિનંદન જિણંદ,
તુજ દરિસણ સુખકંદ-જિને૦ ॥
તુજ દરિસણ મુજ વાલહુંજી, જિમ કુમુદિની-મન ચંદ
જિમ મોરલા-મન મેહલોજી, ભમરા-મન અરવિંદ-જિને૦ ।
તુજ વિણુ કુણ છે? જગતમાંજી, જ્ઞાની મહા ગુણ-જાણ
[1]તુજ-ધ્યાયક મુજ મહેરથીજી,
હિત કરી દ્યો બહુમાન-જિને૦ ॥૩
તુજ હેતથી મુજ સાહિબાજી ! સીઝે વાંછિત-કાજ ।
તિણ હેતે તુજ સેવીયેજી, મહેર કરો મહારાજ-જિને૦ ॥૪

---

૧ ઘોડો, ૨ સંસાર સમુદ્ર

૧ તમારું ધ્યાન કરનારા એવા મારું હિત મહેર=કૃપાથી કરી
ત્રીજી ગાથાના ઉત્તરાર્ધનો અર્થ.

સિદ્ધારથા-ઉર-હંસલોજી, સંવર-નૃપ-કુલ ભાણુ ।
કેસર કહે તુજ હેતથીજી,
દિન-દિન કોડિ-કલ્યાણ-જિને૦ ॥૫॥

(૯૬૨) (૪૦-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન
(શ્રી ચંદ્રપ્રભ જિન સાહિબા રે-એ દેશી)
સુમતિ-જિનેસર સાહિબા રે,
તું મન વસીયો આય-મનના માન્યા ।
જિમ ચાતક-મન મેહલો રે, કમલિની-મન રવિરાય-મનના૦
મન મોહ્યું રે જિણંદ! મન મોહ્યું,
મન મોહન તું મહીમાંહિ ॥ ૧ ॥
જિમ મન ઉલસે માહરૂં રે. તેમ ઉલસે તુજ હેજ-મન૦ ।
તો વાંછિત સઘલાં ફલેરે, જાણીજે તુમ તેજ-મન૦ ॥૨॥
મુજ મન-મંદિર તું વસે રે, જાણે જગત-સ્વભાવ-મન૦ ।
કિશું ય કહાવે મો ભણી રે, મુજ-હેડાના ભાવ-મન૦ ॥૩॥
હિતકર સુમતિ-જિણંદજી રે, કીજે સવિ સુખ-સંગ-મન૦ ।
સોવન વાન સદા જયો રે, કેશર-અરચિત અંગ-મન૦ ॥૪॥

(૯૬૩) (૪૦-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન
(પુષ્કલવઈ વિજયે જયોરે-એ દેશી)
પદ્મપ્રભ-જિન ભેટીયેરે, સાચો શ્રી જિનરાય ।
દુઃખ દોહગ દૂરે ટળે રે સીઝે વાંછિત-કાજ-
ભવિકજન! પૂજો શ્રી જિનરાય,
આણી મન અતિકાય-ભવિ૦ ॥૧॥

શિવ-[1]રામા વશ તાહરે રે રાતો તેણે તુમ અંગ
કમલ રહે નિજ પગ-તલે રે, તે પણ તિણહીજ રંગ-ભ
રંગે રાતા જે અછે રે, વિચે રહ્યા થિર થાય ।
તું રાતો પણ સાહિબા રે, જઈ બેઠો સિદ્ધિમાંય-ભવિ
અધિકાઈ એ તુમ તણી રે, દીઠી મેં જિનરાજ ।
ઠકુરાઈ ત્રણ-જગતણી રે, સેવ કરે સુરરાજ-ભવિ
દેવાધિદેવ ! એ તાહરું રે, નામ અછે જગદીશ ।
ઉદારપણું પણ અતિ-ઘણું રે, રંક કરો ક્ષણ ઈશ-ભવિ
એહવી કરણી તુમ-તણી રે, દેખી સેવું તુંજ ।
કેશર વિમલ કહે સાહિબા રે ! વાંછિત પૂરો મુજ-ભવિ

---

## (૯૬૪) (૪૧-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્ત

(સંભવ-જિનવર વિનતિ-એ દેશી)

સાંભળ સ્વામી સુપાસજી ! તુંહીજ જગત-આધારો રે
અવર ન કોઈ તુજ સમો, મહિમાવંત ઉદારો રે-સાંભળ૦
ઈણ જગે સમરથ તું અછે, પૂરણ મનની આશો રે ।
તુજ ચરણે મુજ મન રમે,
દિન-દિન અધિક ઉલ્લાસો રે-સાંભળ૦ ॥
તુમ સેવા મુજ મન વસી, જિમ [1]રેવા ગજ-વાસો રે
તુજ સેવાથી સહુ ફલે, પૂગે મનની આશો રે-સાંભળ૦ ॥
રયણાયરને સેવતાં, લહીયે રયણ-ભંડારો રે ।

---

1 લક્ષ્મી-સ્ત્રી ...

સંગતિ-સરખાં ફલ હુએ,
સયણા! એહ વિચારો રે-સાંભળ૦ ॥૪॥
સુગુણ-સંવાસો સેવતાં, ભવ-તણી ભાવઠ જાયે રે ।
સદ્દહણા એ હૃદયે ધરતાં કહે કેશર સુખ થાયે રે-સાંભળ૦ ॥૫॥

O

## (૯૬૫) (૪૧-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવન

(સહજ સલુણો હો! મિલીયો મારો સાહિબો-એ દેશી)

આજ મેં દીઠો મીઠો જિનજી આઠમો, ચંદ્રપ્રભ બહુ-પ્રેમ ।
મૂરતિ નિરખી હો! હરખી મોરી આંખડી,
ચંદ ચકોરી જેમ-આજ૦ ॥૧॥
ચંદો વારી હો! વારી નાખું વારિમાં, સાહિબ! તુજ મુખ દેખી ।
ચંદો છે સરિસો હો! જો પણ આઠમો,
તું સુખદાયી વિશેષ-આજ૦ ॥૨॥
ઉજલો ગુણશું હો! જોહી તોહી માહરું, તું મન રંજે રાય ।
એહ અચંભો હો! મુજ મન રાગે તું રમે,
તોહિ ન રંજ્યો જાય-આજ૦ ॥૩॥
તું નવિ રંજે હો! રંજે સુર-નર-ચિત્તડાં, તુંહી નિરંજન તેણ ।
અંતર-ગતની હો! તાહરી વાત કો લહે,
અ-કલ-સરૂપી જેણ-આજ૦ ॥૪॥
એકજ તુમચી હો! મૂરતિ મુજ હિયડે વસી
પુણ્યથી સહુ ઉલ્લાસ
સુપ્રસન્ન થઈ હો! સાહિબ! મુજ ભગતે મિલો,
પૂરો મનતણી આશ-આજ૦

અંક વિરાજે હો! શરદ્-પૂનમનો ચંદ્રમા, ચંદ્રપ્રભ જિનરાય।
કેશર જપે હો! સેવક જાણી આપણો,
મહેર કરો મહારાય-આજ૦ ॥૬॥



## (૯૬૬) (૪૧-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(બંધ સમય ચિત્ત ચેતીએ-એ દેશી)

સુવિધિ-જિનેસર! સાંભળો,
તું પ્રભુ નવનિધિ દાય-સાહિબજી।
તુજ સુ-પસાયે સાહિબા,
મન-વાંછિત ફળ થાય-સાહિબજી! સુવિધિ૦ ॥૧॥

તું સાહિબ સમરથ લહી, બીજાશું કેહી પ્રેમ?-સાહિબજી।
છોડી સરોવર હંસલો,
છીલ્લર રીઝે કેમ?-સાહિબજી! સુવિધિ૦ ॥૨॥

રયણ-ચિંતામણિ પામીને, કુણ કાચે લોભાય-સાહિબજી।
કલ્પતરૂ-છાયા લહી,
કુણ બાવલ કને જાય?-સાહિબજી! સુવિધિ૦ ॥૩॥

...ડી હી અધિકી ગણું, સેવા તુમચી દેવ-સાહિબજી!।
...ર ગંગાજલ-બિંદુઓ,
નિરમલ સર નિતમેવ-સાહિબજી! સુવિધિ૦ ॥૪॥

...મરથ દેવ! સિર-તિલો, ગુણનિધિ ગરીબ-નિવાજ-સાહિબજી!।
...દે નિવાજો મયા કરી,
...ાહિબ! સુવિધિ-જિનરાજ-સાહિબજી! સુવિધિ૦ ॥૫॥

તુજ ચરણે મુજ મન રમે, જેમ ભ્રમર અરવિંદ-સાહિબજી! ।
કેશર કહે સુવિધિ-જિના,
તુમ દરિસણ સુખ-કંદ-સાહિબજી! સુવિધિ૦ ॥૬॥

## (૯૬૭) (૪૧-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

(વિહરમાન ભગવાન સુણો મુજ વિનતિ-એ દેશી)

દશમો દેવ દયાલ [1]મયાલ મનોહરૂ,
નયણાનંદ જિણંદ [2]અ-મંદ [3]સુહંકરૂ ।
સેવીજે સુખદાય સુરાસુર-શિર-તિલો,
શીતલ શીતલ વાણી ગંભીર ગુણે નીલો ॥ ૧ ॥
શીતલ ચંદન ચંદ જ્યું દરિસણ તુમ તણો,
નિરખી નિરખી જિન-નાહ હૈયે આનંદ ઘણો ।
ધન-ધન દિન મુજ આજ! દીઠો મુખ તુજ તણો,
સુરતરૂ-સુરમણિ જેમ મનોરથ-પૂરણો ॥૨॥
તું પ્રભુ! રયણનિધાન પ્રધાન-ગુણે કરી,
દ્યો એક સમકિત રયણ! વયણ મુજ મન ધરી ।
ભવ-ભવ-ભાવઠ દૂર સાંઈ કરૂણા કરે,
રવિ-મંડલ જ્યું [4]તિમિર-નિકર દૂરે હરે ॥૩॥
મુજ મન નિવસી [5]આપ ભગતિ પ્રભુ! તુમ તણી,
તુજ દરિસણકી ચાહ તેણે મુજ મન ઘણી ।
દ્યો દરિસણ સુપ્રસન્ન મનોરથ પૂરવો,
[6]ગુણ-ઘાતક જે પાપ તે મુજ ચૂરવો ॥૪॥

૧ કરૂણા ભરપૂર. ૨ અત્યંત, ૩ સુખ કરનાર, ૪ અંધકાર સમૂહ, ૫ પોતાની મેળે, ૬ આત્મ ગુણનો ઘાત કરનાર જે પાપ=મોહાદિ દૂષણ

સુણ શીતલ! જિનભાણ! સુજાણ! સુખંકર!
દઢરથ-રાય-કુલચંદ! નંદા-નંદન! વરૂ
કહે કેશર જિનનાહ! કહું એક તુજ ભણી,
આપજો જાણી જિણંદ! મયા કરજો ઘણી ॥૫

*

## (૯૬૮) (૪૧-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(અરિહંત પદ ધ્યાતો થકો-એ દેશી)

શ્રી શ્રેયાંસ -જિન સાંભળો, સિંહપુર નગર-નિવાસી રે
તુમ સેવા મુજ મન વસી, ગજ મન [1]રેવા જેસી રે-શ્રી૦ ॥૧
જો આપો તુમ સેવના, તો મન હરખ ન માય રે।
કસ્તુરી-અંબર સહી, જિમ અધિકી મહમાય રે-શ્રી૦ ॥૨॥
[2]ગિરૂઆ-જનની સેવના, કદીય ન નિષ્ફલ થાય રે।
[3]હરિ [4]રયણાયર સેવતાં, લચ્છી લહી સુખ-દાય રે-શ્રી૦ ॥૩॥
રિસહેસર-સેવા થકી, નમિ-વિનમિ નૃપ થાય રે।
[6]હર સેવત ગંગા લહ્યા, હરશિર ઉત્તમ ઠાય રે-શ્રી૦ ॥૪॥
તિમ પ્રભુ! તુજ સેવા થકી, સીઝે વાંછિત આશો રે।
તુજ સુ-પસાયે સાહિબા! [5]લહીયે લીલ-વિલાસો રે-શ્રી૦ ॥૫॥
લોહ-ચમક જ્યું માહરો, મન લાગ્યો તુમ સાથે રે।
તિમ જો માગ્યું તુમે મિલો, તો મુગતિ મુજ હાથે રે-શ્રી૦ ॥૬॥

---

૧ નર્મદા નદી, ૨ મોટા, ૩ વિષ્ણુ, ૪ સમુદ્ર, ૫ લક્ષ્મીજી, ૬ ગંગાજીએ હર=મહાદેવની સેવા કરતાં મહાદેવના મસ્તક રૂપ ઉત્તમ સ્થાન મેળવ્યું (ચોથી ગાથાના ઉત્તરાર્ધનો અર્થ).

મનમોહન! સુજ વિનતિ, શ્રી શ્રેયાંસ-જિન! સ્વામી રે
દો પ્રભુ! તુમ પય સેવના, કેશર કહે શિર નામી રે-શ્રી૦ ॥૭

★

## (૯૬૯) (૪૧-૧૨) શ્રી વાસુપૂજ્ય-જિન સ્તવ૦

(આચારજ ત્રીજે પદે-એ દેશી)

વસુપૂજ્ય-નૃપ-કુલ-ચંદલો, શ્રી વાસુપૂજ્ય-જિનરાય રે ।
શાણી-જયા-ઉર-હંસલો, મહિષ-લંછન જસ પાય રે-
શ્રી વાસુપૂજ્ય-જિન! વિનતી, સુણ ત્રિભુવન-જયકારી રે ।
મનહ મનોરથ પૂરવો, અંતર દૂર નિવારી રે-શ્રી વાસુ૦ ॥૨
મહિયલ તું મહિમા-નીલો, નહિ કોઈ તાહરી જોડી રે ।
જિમ સૂરજ સમ કો નહિં! તારા-ગણની કોડી રે-શ્રી વાસુ૦ ॥૩
જે તુમ જાણપણું અછે, બીજામાં નહિ તેહોરે ।
તિમિર નવિ તારા હરે, ચંદ હરે છે જેહો રે-શ્રી વાસુ૦ ॥૪
મોહ્યો મુજ મન-હંસલો, તુજ ગુણ-ગંગ-તરંગે રે ।
[1]અવર-સુરા-છિલ્લર-જલે,
તે કિમ રાચે? રંગે રે-શ્રી વાસુ૦ ॥૫॥
ભાવ-ભગતે પ્રભુ! વિનવું, સુણ સ્વામી! અરદાસ રે ·
કેશર-વિમલ કહે સાહિબા!
પૂરો મુજ મન આશ રે-શ્રી વા

O

---

૧ બીજા દેવરૂપ ખાબોચીયાના પાણીમાં, (પાંચમી ગા
થાનો અર્થ)

## (૯૭૦) (૪૧-૧૩) શ્રી વિમલનાથ-જિન સ્તવન

(સંભવ દેવ તે ધૂર સેવો સવેરે-એ દેશી)

સાંભળ વિમલ-જિનેસર! વિનતી રે, તુમ્હશું સહજ-સનેહ।
ચંદન સહજ-સ્વભાવે શીતલો રે,
જગ-સુખદાયી મેહ-સાંભળ૦ ॥ ૧ ॥
વાંછિત-દાયક સુરતરૂ-સુરમણિ રે, રવિ કરે તેજ-પ્રકાશ।
છાયા શીતલ શીતલ ચંદલો રે, સુરગવી પૂરે આશ-સાં૦ ॥૨॥
સહજ-સ્વભાવે જિમ એ સુખ દીયે રે, તું જગ-તારક તેમ।
તો હવે તારક-બિરૂદને સાહિબા રે!
હેજ ન કીજે કેમ?-સાંભળ૦ ॥ ૩ ॥
એકને તારો ન તારો એકને રે, એકને નિજ-પદ દેહ।
એક અધિકો એક આછો પાંતિમાં રે,
કરવો ન ઘટે એહ! સાંભળ૦ ॥૪॥
સહુશું સરીખા-હેજે હુએ રે, ગિરૂઆ! તે ગુણવંત!।
અંતર ન કરે મોટા-નાનડા રે, મોટા તેહ મહંત-સાં૦ ॥૫॥
નિગુણ-સુગુણ પણ સેવક આપણા રે, નિરૂઆ નિવહે જાણ।
શશી દોષી પણ ઈશ-શિરે ધરી રે,
જિમ નિવહ્યો નિરવાણ-સાંભળ૦ ॥૬॥
તો હવે જાણી સેવક આપણો રે, પરમ કૃપાપર! દેવ!
કેશર-વિમલ જિનેસર! વિનવે રે,
હેત ધરજો નિતમેવ-સાંભળ૦ ॥૭॥

## (૪૧-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્તવન

(સાહિબ બાહુ જિનેસર વિનવું-એ દેશી)

! અનંત-જિણંદ! મયા કરો,
આપણો જાણી જિણંદ-હો ।
સહજ-સનેહ હૈયે ધરી,
દો દરિસણ સુખ-કંદ હો-સાહિબ! અનંત૦ ॥૧॥
વિણ-કહેવે જ્ઞાને કરી, તું જાણે જગ-ભાવ હો ।
તુજ દીઠે મન ઉલ્લસે,
મિલણ તણો ધરી દાવ હો-સાહિબ! અનંત૦ ॥૨॥
થોડો હી પણ તુમ તણો, મિલણ મહા સુખદાય હો ।
એકજ બિંદુ અમીતણો,
તાપ-નિવારક થાય હો-સાહિબ! અનંત૦ ॥૩॥
જ્યું મન માહરે તું રમે, તિમ તુમ મન મુજ વાસ હો ।
જો પ્રભુ! મન શું મન મિલે,
તો પુગે મન આશ હો-સાહિબ! અનંત૦ ॥૪॥
! મુજ ભગતે સુપ્રસન્ન થઈ તારો અનંત-જિણંદ હો ।
! કેશર-વિમલ ઈમ વિનવે,
તુજ દરિસણ સુખ-કંદ હો-સાહિબ! અનંત૦ ॥૫॥



## ૨) (૪૧-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન

(વીર જિણંદ જગત ઉપકારી-એ દેશી)

-જિનેસર! સુણ! પરમેશ્વર!, તુજ ગુણ કેતા કહાયજી ।
વચને તુજ રૂપ જણાયે,
... અવર ન કોઈ ઉ

તાહરે મિત્ર અને શત્રુ સમ, અરિહંત તુંહી-ગવાયજી ।
રૂપ-સ્વરૂપ અનુપમ તું જિન !,
તોહી અ-રૂપી કહાયજી-ધર્મ૦ ॥૨॥
લોભ નહિ તુજમાંહિ તો પણ, સઘલા ગુણ તેં લીધજી ।
તું નિ-રાગી પણ તેં રાગી,
ભગત તણાં મન કીધજી ધર્મ૦ ॥૩॥
નહિં માયા તુજમાં જિનરાયા ! પણ તુજ વશ જગ થાયજી ।
તુંહી સ-કલ તુજ અ-કલ કલે કુણ ?,
જ્ઞાન વિના જિનરાયજી ! ધર્મ૦ ॥૪॥
સુગુણ-સનેહી મહેર કરો, મુજ સુપસન્ન હોઈ જિણંદજી ।
પભણે કેશર ધર્મ જિનેસર !,
તુજ નામે આણંદજી-ધર્મ૦ ॥૫॥

## (૯૭૩) (૪૧-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ ! તુજ-એ દેશી)

સાંભળ હો ! પ્રભુ ! સાંભળ શાંતિ-જિણંદ !,
વિનતિ હો ! પ્રભુ ! વિનતી માહરા મનતણીજી ।
પૂરણ હો ! પ્રભુ ! પૂરણ મનની આશ,
પામ્યો હો પ્રભુ ! પામ્યો મેં તું સુરમણિજી ॥૧॥
તુજશું હો ! પ્રભુ ! તુજશું લાગ્યું મન,
નેહી હો ! પ્રભુ ! નેહી મેહા મોર જ્યુંજી ।
લોચન હો ! પ્રભુ ! લોચન તુજ મુખ દેખી,
હરખે હો ! પ્રભુ ! હરખે ચંદ ચકોર જ્યુંજી ॥૨॥

તુજશું હો ! પ્રભુ ! તુજશું સાચો પ્રેમ,
પંકજ હો ! પ્રભુ ! પંકજ રવિ જ્યું ઉલ્લસ્યોજી;
તું પણ હો ! પ્રભુ ! તું પણ સુપસન્ન થાય,
સુખકર હો ! પ્રભુ ! સુખકર જો મુજ મન વસ્યોજી ॥૩॥
કીજે હો ! પ્રભુ ! કીજે મુજશું હેત,
સાચી હો ! પ્રભુ ! સાચી પ્રીત મનમાં ધરીજી ।
સેવા હો ! પ્રભુ ! સેવા તો પરમાણુ,
જાણું હો ! પ્રભુ ! જાણું તેં જાણી ખરીજી ॥૪॥
હેજે હો ! પ્રભુ ! હેજે હૈયે ધરી આપ,
દીજે હો ! પ્રભુ ! દીજે વાંછિત-સુખ ઘણુંજી ।
દરસણ હો ! પ્રભુ ! દરસણ દેઈ દેવ,
પૂરો હો ! પ્રભુ ! પૂરો ! મનોરથ મન તણાજી ॥૫॥
અચિરા હો ! પ્રભુ ! અચિરા-નંદન દેવ,
જાણી હો ! પ્રભુ ! જાણી વિનતિ જગધણીજી ।
કેશર હો ! પ્રભુ ! કેશર કહે જિનરાય ।
દીજે હો ! પ્રભુ ! દીજે દરિસણ મુજ ભણીજી ॥૬॥



## (૯૭૪) (૪૧-૧૭) શ્રી કુંથુનાથ-જિન સ્તવન

(રાગ મલ્હાર ઢાલ વીંછીયાની)

કુંથુ-જિનેસર ! સાંભળો, એક અરજ કરૂં કરજોડ રે-લાલા ।
મહેર કરી મુજ સાહિબા !
ભવ-ભવ-તણી આવટ છોડ રે-લાલા-કુંથુ૦ ॥૧॥

અંતરજામી માહરા! હિયડાના જાણે ભાવ રે-લાલા।
ભકત-વચ્છલપણું તુમ-તણું,
જગુાવો! ભવ-જલ-નાવ રે-લાલા-કુંથુ૦
ભવ-દુઃખ વારો! ભવિતણાં, કેઇ કેઇ હરિસણ-નૂર રે લા
નિશ-દિન નિ-વસો! મુજ મને,
તો કાં! ન કરો! દુઃખ દૂર રે લાલા-કુંથુ૦
તું નિવસત મુજ હિયડલે,
કહો! કિમ રહે! દુરિત દુરંત રે-લાલ
તિમિર-પટલ તિહાં કિમ રહે?
જિહાં દિણયર-તેજ દીપંત રે લાલા-કુંથુ૦।
કુંથુ-જિણંદ! મયા કરો,
મન-વલ્લભ! જિન! જગદીશ રે!-લાલા।
કેશર-વિમલ ઈમ વિનવે,
બુધ કનક-વિમલગુરૂ-સીસ રે-લાલા-કુંથુ૦

★

## (૯૭૫) (૪૧-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવ

(પ્રુફખલવઈ-વિજય જપોરે-એ દેશી)

કવિ-કુમુદ-વન-[1]કૌમુદી રે, સમરી શારદ-માય।
અરજ કરું અર-જિનભણી રે, ભાવ ધરી મનમાંય-
જિણંદરાય! અવધારો! અરદાસ,
તું પ્રભુ પૂરણ આશ-જિણંદ૦ ॥૧
તું સમરથ ત્રિહું લોકમાંરે ગિરૂઓ ગરીબ-નિવાજ।
તુજ સેવાથી સાહિબા રે, સીઝે વાંછિત કાજ-જિણંદ૦ ॥

[1] ચંદ્રની ચાંદની,

શિવ-સુખ-દાયક તું જયોરે, ભવ-ભય-ભંજનહાર ।
તુજશું મુજ મન-નેહલો રે,ચાતક જિમ જલ-ધાર-જિણંદ૦ ॥૩
તુજ પદ-પંકજ-ફરસથી રે, નિરમલ આતમ હોય ।
લોહ સોવનતા જિમ લહેરે, [૨]વેધક-રસથી જોય-જિણંદ૦ ॥૪
તુજ પ્રણમીજે પૂજીએ રે. તે દિન સફલ [૩]વિહાણુ ।
તુજ હિતથી પ્રભુ મુજતણું રે,
જીવિત-જન્મ પ્રમાણુ-જિણંદ૦ ॥૫॥
અંતરજામી માહરા રે, અરજ કરૂં કરજોડ ।
ભગતે તુમ પદ-સેવનારે,
ઘો ! મુજ એહીજ કોડ-જિણંદ૦ ॥૬॥
સુખ-દાયક ત્રિભુવન-ધણી રે, ભવ-જલ-તારણ નાવ ।
કેશરવિમલ ઈમ વિનવે રે,
અરજિન-ભકિત-પ્રભાવ-જિણંદ૦ ॥૭॥

## (૯૭૬) (૪૧-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવ૦

(તુજ શાસન અમૃત મીઠું-એ દેશી)

સેવો ભવિયણ ! મલ્લિ-જિનેસર, ભાવ-ભગતિ મન આણી રે
-મારો જિનજી સુહાવે ।
ગંગોદક જલ કુંભ ભરી ભરી, સ્નાત્ર કરો ભવિ પ્રાણી રે
મારો જિન મનોહારી-મારો૦ ॥૧॥
કેશર ચંદન ભરીય કચોળી, આણી ફૂલ ચંગેરી રે-મારો૦ ।

દેવાધિદેવતણી જે પૂજા, કીજે આઠ-પ્રકારી રે-મારો૦ ।
તે તો આઠ મહા-સિદ્ધિ આપે, આઠે કરમ નિવારી રે-મારો૦
ધન તે દીહા ! ઘડી તે ધન ! જેણે પ્રભુ-ગુણ ગાઈજે રે-મારો
જિણે પ્રભુ દેખી હરખ લહીજે,
સો નયણાં ફલ લીજે રે-મારો૦ ॥૪
જિણ નયણે દીઠા એ જિનવર,
તેહીજ જિન હૈયે વહીયે રે-મારો૦
ધન તે હૈડું નયન થકી પણ,
અધિક કૃતારથ કહીયે રે-મારો૦ ॥૫
તે ધન હાથ ! જેણે પ્રભુ પૂજે,
તે ધન શિર ! જેણે નમીયે રે-મારો૦
જિન-ગુણ ગાતાં ભકિત કરતાં,
શિવ-રમણીશું રમીયે રે-મારો૦ ॥૬
શિવ-સુખકારી ભવ-ભય-હારી,
મૂરતિ મોહનગારી રે-મારો૦
કહે કેશર નિત સેવા કીજે,
મલ્લિ-જિનેસર કેરી રે-મારો૦ ॥ ૭ ॥

★

## (૯૭૭) (૪૧-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

(પંથીડા ! સંદેશો પૂજ્યજીને વિનવે રે-એ દેશી)

સાંભળ સુવ્રત-સ્વામી ! શામળા રે,
શ્રી હરિ-વંશ-વિભૂષણ રયણ રે ।

## (૯૭૮) (૪૧-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવ

(પંડતીયા હો! તું જોયને જોશ કે
અમ ગુરૂ કઈએ આવશેજી-એ દે

જગ-નાયક! હો! સુણ નમિ-જિનરાય કે,
તુજ દરિસણ મુજ વાલહું
જિમ વારહો હો! મોરા મન મેહ કે,
હંસા-સરોવર વાલહું જી ॥ ૧
તુજ મુખડું હો! નિરખી શશી જેમ કે,
હિયડું કુમુદ જ્યું ઉલસેજી
મુજ મીઠડું હો! લાગે તુજ વયણ કે,
સરસ અમીરસ જિહાં વસેજી ॥ ૨
અતિ-સુંદર હો! નિરખી તુજ નયણ કે,
પંકજ જળમાં તપ કરેજી
વલી ખંજન હો! ગયા ગગન મોઝાર કે,
હાર્યા મૃગ વન-વન ફરેજી ॥ ૩
એહે નયણે હો! પ્રભુ તું મુજ જોય કે,
હેજ હિયામાં દાખવોજી
દેઈ દર્શન હો! ભવ-જલ નિધિ તાર કે,
સુ-પ્રસન્ન મુજ સાહિબ હુવોજી ॥૪॥
તુજ ચરણે હો! નમતાં નિત્યમેવ કે,
મનહ મનોરથ સવિ ફલેજી
સમરંતા હો! તુજ નામ-સુમંત્ર કે,
સંકટ સવિ દૂરે ટળેજી ॥૫॥

સુખ-દાયક હો ! સુણ નમિ-જિનરાય ! કે,
　　　　મહેર કરે જો મો ભણીજી ।
ભલી ભગતે હો ! કહે કેશર એમ કે,
　　　　આશા પૂરો પ્રભુ ! મુજ ઘણીજી ॥૬॥



## (૯૭૯) (૬૧-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(વર્ધમાન જિનવર વરદાયી-એ દેશી)

સાંભળ સ્વામી ! ચિત્ત-સુખકારી !
　　　　નવ-ભવ-કેરી હું તુજ નારી ।
પ્રીતિ વિસારી કાં ! પ્રભુ ! મોરી.
　　　　કયું રથ ફેરી જાઓ ? છોરી ॥૧॥
તોરણ આવી શું મન જાણી ?, પરિહરી ! માહરી પુરાણી ।
કિમ વન [1]સાધે ? વ્રત લીયે [2]આધે,
　　　　વિણ-અપરાધે ! રચે [3]પ્રતિબંધ ! ॥૨॥
પ્રીતિ કરી જે ! કિમ તોડીજે,
　　　　જેણે જસ લીજે ! તે પ્રભુ ! કીજે ।
[4]જાણ-સુ-જાણ જ તે જાણીજે,
　　　　વાત જે કીજે તે [5]નિવહીજે ॥૩॥
ઉત્તમહી જો આદરી છંડે, મેરૂ-મહીધર તો કિમ [6]મંડે ? ।
જો તુમ-સરીખા સયણ જ ચૂકે,
　　　　કિમ (નવિ) જલધર (નિધિ-માઝા) ધારા મૂકે. ॥૪॥

---

૧ જાઓ છો ! ૨ અર્ધે-અધ વચ્ચેથી, ૩ કારણે ! ૪ જાણકારોમાં પ્રધાન શ્રેષ્ઠ ૫ નભાવે-પરી કરે. ૬ સ્થિર રહે !

સ-જલ સરોવર છંડી તે મન,
[4]મૃગ-જલશું સુખ માગે રે-સુણ૦ ॥૩

દર્શન-ભેદે તું બહુ રૂપી, પરમારથ એક-રૂપ રે ।
સ્ફટિક-મણિ જ્યું [5]વરણ-ઉપાધિ,
આભાસે બહુ-રૂપ રે-સુણ૦ ॥૪

ભવ-દુઃખ-ભંજન તું જગ-રંજન, તુંહી નિરંજન દેવ રે
કહે કેશર પ્રભુ! પાસ-જિનેસર!,
દીજે તુમ પદ-સેવ રે-સુણ૦ ॥૫



## (૯૮૧) (૪૧-૨૪) શ્રી મહાવીર-જિન સ્તવન

(સાંભળજો મુનિ સંજમ રાગે-એ દેશી)

વીર-જિનેસર! સુણ મુજ સ્વામી,
વિનવીયે શિર નામી રે
તું પ્રભુ! પૂરણ મન-હિત-કામી,
તું મુજ અંતરજામી રે-વીર૦ ॥૧॥

એક જ તું શિર સાહિબ કીજે, તુમ સમ કેણુ કહીજે રે ।
ભગતિ કરતાં જો તું રીઝે,
તો મન-વાંછિત સીઝે રે-વીર૦ ॥૨॥

તુજ હિતથી સુખ-સંપદ આવે, દાલિદ્ર દૂર ગમાવે રે ।
જગ-બંધવ જિન તુંહી કહાવે,
સુર-નર તુજ ગુણ ગાવે રે-વીર૦

૪ ઝાંઝવાના પાણી સાથે, ૫ રંગના કારણે

તું પ્રભુ! પ્રીતિ ન હેત જણાવે,
પણ સેવક સુખ પાવે રે
ગિરૂઆ-સેવા-ફલ નવિ જાવે,
સેવીજે ઈણુ ભાવે રે-વીર૦ ॥૪
ત્રિશલા-નંદન ! વીર-જિનેશ્વર ! વિનતડી અવધારી રે
કેશર જંપે હરિસણુ દીજે,
દુરગતિ દૂર નિવારી રે-વીર૦ ॥૫॥



## (૬૮૧) (૪૧-૨૫) ચોવિશી-મંગલગીત સ્તવ૦

(આજ માહરે આંગણે કાંઇ જાણું સુરતરૂ ફલીયો રે-એ દેશી)
(રાગ ધનાશ્રી)

સેવોને રે ભવિ ! સેવોને, ચોવીશે જિનરાયા એ ।
ભવ-ભય-વારક, શિવ-સુખ-દાયક,
ત્રિભુવનમાંહી સુહાયા એ-સેવો૦ ॥૧॥
પૂરવ-પુણ્ય લઈ અવતરીયા, ચૌદ સુપન કરી જાયા એ ।
ચોસઠ ઈન્દ્ર મિલી બહુ ભગતે,
મેરૂ-શિખર નવરાયા એ-સેવો૦ ॥૨॥
અનુક્રમે પૂરવ-પુણ્ય-વશે [1]વરી, રાજ-લીલા [2]વર-નારી એ।
ભોગ ભોગવી વર-દાને વરસી,
વ્રત-લીલા અવધારી એ-સેવો૦ ॥૩॥
તપ કરી ઘન-ઘાતી-મલ ટાળી,
ઉજ્જવલ કેવલ પાયા એ ।

સમવસરણે બેઠા પ્રભુ શોભે,
ચોવીશે જિનરાયા એ-સેવો૦ ॥૪॥
ચોત્રીશ અતિશય જે પ્રભુ રાજે, પાંત્રીશ વચન વિરાજે એ।
મધુર-ધ્વનિ પ્રભુ-દેશના ગાજે,
પ્રભુતા અધિકી છાજે એ-સેવો૦ ॥૫॥
પૂજે પ્રણમે જે પ્રભુ સમરે, ધ્યાને ધ્યાવે જુગતે એ।
દુઃખ-દોહગ તસ દૂર પલાસે,
જે સેવે જિન ભગતે એ-સેવો૦ ॥૬॥
ઇણિ પરે ચોવીશે જિન ગાયા, ભાવ ભગતિ પરસંગે એ।
સત્તર પચાશે (૧૭૫૦) રહી ચોમાસે,
માંગલોર મનરંગે એ-સેવો૦ ॥૭॥
તપગચ્છ-[3]સિંધુ-[4]સુધાકર-સરીસા,
શ્રી વિજયપ્રભ-સૂરિંદા એ।
તસ-પટ્ટ-ગયણ-[5]પ્રભાકર-ઉદયા,
શ્રી વિજયરત્ન-મુણિંદા એ-સેવો૦ ॥૮॥
તેહ તણે રાજ્યે પંડિતવર, શાંતિવિમલ ગુરુરાયા એ।
તસ બાંધવ બુધ કનકવિમલ-ગુરૂ,
સુરગુરૂ-બુદ્ધિ-સવાયા એ-સેવો૦ ॥૯॥
તાસ ચરણ-પંકજ-સુપસાયે, કેશર-વિમલ ગુણ ગાયે એ।
ભણે ગુણે જે જિનવરના ગુણ,
જનમ સફલ તસ થાયે એ-સેવો૦ ॥૧૦॥



૩ સમુદ્ર, ૪ ચંદ્ર, ૫ સૂર્ય,

## કલશ

ઈમ વિશ્વ-નાયક મુગતિ-દાયક, સુણ્યા ચોવીસ જિનવરા।
[1]જિત-રૂપ-રતિવર સયલ યતિવર,
શ્રી વિજયરત્ન-સૂરીશ્વરા।
તસ તણે રાજે કવિ વિરાજે, શાંતિ-વિમલ બુધ-સિંધુરા।
તસ સીસ કેશર-વિમલ કહે જિના,
સર્વ-સંઘ-મંગલ કરા. ॥૧॥

**પરમાત્માની વંદના**

"જય ! જિનેંદ્ર !
જ્યોતિ સ્વરૂપી !
ભવ-ભય-વારણ !
ભવદુઃખ-વારણ !
શિવસુખકારણ !
જય જય શ્રી જિનેંદ્રાય નમઃ!"

श्री वर्धमानस्वामिने नमः

# શ્રી કનકવિજયજી-કૃત
# સ્તવન-ચોવીશી
# (૪૨)

॥ સકલ-ભટ્ટારક-ચક્ર-ચક્રવર્તી ભટ્ટારક શ્રી ૧૯ શ્રી વિજયસેન સૂરીશ્વર શિષ્ય । પંડિત શ્રીપ શ્રી ધીરવિજય ગણી શિષ્ય । પંડિત શ્રીપશ્રી લાભવિજય ગણી શિષ્ય । પંડિત શ્રીપ શ્રી વૃદ્ધિવિજય ગણી ગુરૂભ્યો નમઃ ॥

## (૯૮૫) (૪૨-૧) શ્રી ઋષભદેવ-જિન સ્તવન
(કુંઅરજીની દેશી)

અરજ સુણો મુઝ સાહિબા !, [૧]અલવેસર અરિહંત-રિખભજી ।
મુઝ મનડું મોહી રહ્યું, [૨]દરસણ તુમ્હ દેખત-રિખભજી-
અરજ સુણો મુઝ સાહિબા. ॥૧॥

ખિણ પણ રાખ્યું નવિ રહઈ, ખેંચ્યું નવિ ખેંચાય-રિખભજી ।
કમલઈ [૩]મધુકરની પરઈ, અધિક રહ્યું લલચાય-રિખભજી-
અરજ સુણો૦ ॥૨॥

[૪]સુખહેલી પામી કરી, નહિ [૫]કારેલી ચાહ-રિખભજી ।
સુરતરૂ છાયા છાંડી નઈ,
કિમ હુંઈઆ [૬]કિં [૭]ઉમાહ-રિખભજી-અરજ સુણો૦ ॥૩॥

૧ સર્વશ્રેષ્ઠ, ૨ નેત્ર=આંખ, ૩ ભમરો, ૪ સુખની ભરપૂર સ્થિતિ
૫ અશુભ સ્થિતિ, ૬ કર્યાં, ૭ ઉમંગવાળા,

દેવ અવર દીસઇ ઘણા, નહિ કોઈ આવઈ દાય-રિખભ
[8]જાચો હીરો કર ચઢઈ, કાંકર કેમ લેવાઈ !-રિખભજી-
અરજ સુણો૦ ।
ઇમ જાણી સેવક તણો, ભાવ ભગતિ ભરપૂર-રિખભ
કનકવિજય વ્હાલેસર, રાખો ચરણ હજુર-રિખભજી-
અરજ સુણો૦ ।

❖

## ૯૮૬) (૪૨-૨) શ્રી અજિતનાથ-જિન સ્ત

(ઈડર આંબા આંબલી રે, ઈડર દાડિમ દ્રાખ-એ દેશી)
અજિત-જિણેસર ભેટીયો રે, મન-મોહન મહારાજ ।
સલવેસર અરિહંતજી રે, ગિરુઓ ગરીબ-નિવાજ-
સફલ મુઝ આજ થયો અવતાર ॥૧
કરુણાકર ઠાકુર મિલ્યો રે, [2]અડવડીયાં આધાર ।
મન-વંછિત સુરતરુ ફલ્યો રે, જે પામ્યો પ્રભુ દીદાર-
-સફલ મુઝ૦ ॥ ૨ ॥
આજ પૂરવ-પુણ્યઇ કરી રે, મિલિયો મનનો મિત્ત ।
ચિત્ત ચરણે લાગી રહ્યું રે, અવર ન આવઈ ચિત્ત-
-સફલ મુઝ૦ ॥ ૩ ॥
મનુષ-જનમ ફલ પામીઓ રે, જે નામિઓ પ્રભુ-પય સીસ ।
એ સાહિબ સુપ્રસન હુયઈ રે
તો કરયઈ [3]મન્ની [4]બગસીસ-સફલ મુઝ૦ ॥ ૪ ॥

---

...ાયો.
...રણાનો અ દ.૨, ૨ રખડેલ-નિરાધારના, ૩ ખરેખર, ૪ બક્ષિસ-ભેટ

ઈમ ઇકતારી આદરી રે, ધરતાં પ્રભુનું ધ્યાન ।
કનકવિજય કહઇ પામીઈ રે,
અવિચલ પદ સુખધામ-સફલ મુઝ૦ ॥ ૫ ॥



## (૯૮૭) (૪૨-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

(મારી સહી રે સમાણી-એ દેશી)

સંભવજિન! તુમ્હસ્યું લય લાગી,
ચિત્ત [1]પ્રભુ-પય-અનુરાગી રે-જિનજી સુખકારી ।
પ્રેમઇ પ્રીતિ અખંડિત જાગી,
ભવ ભાવઠિ સબ ભાગી રે-જિનજી સુખકારી ।
હું જાનુ તુમ્હ બલિહારી રે જિનજી સુખકારી ॥૧॥
મુઝ મન મોહ્યું તુઝ મુખ-મટકઈ,
લાગી [2]લાલ ત્રિલોચન લટકઈ રે-જિનજી સુખકારી
અનોપમ ત્રિભુવન મોહઈ, સુંદર સૂરતિ સોહઇ રે
-જિનજી સુખકારી ॥ ૨ ॥
લાગ્યો રંગ [3]અભંગ [4]કરારી,
હું તન ધન મન જાએ વારી રે-જિનજી સુખકારી ।
આંણી મન માંહઈ [5]એક-તારી,
કીજઇ સેવા સારી રે-જિનજી સુખકારી ॥૩॥
દરસન દીઠઇ હુઇ આનંદ,
પ્રભુ મોહન વલ્લી કંદ રે-જિનજી સુખકારી ।

૧ પ્રભુજીના ચરણોનો, ૨ લાલચ, ૩ ટૂટે નહી તેવો, ૪ દઢ,
૫ એકાગ્રતા,

અલવેસર આતમ-આધાર,
ગિરુઓ ગુણ-ભંડાર રે-જિનજી સુખકારી ॥ ૪
વૃદ્ધિવિજય કવિરાજનો સીસ,
માંગઈ એ બગસીસ રે-જિનજી સુખકારી
કનકવિજય કહઈ કરુણા આણી,
દીજઈ અવિચલ-પદ ગુણ ખાણી રે-જિનજી સુખકારી ॥૫



## (૬૮૮) (૪૨-૪) શ્રી અભિનંદન-જિન સ્તવન

(હીયલો પરવત ધૂંધલો રે લો એ દેશી)

કર જોડી કરું વિનતી રે લો, છાંડી મન અભિમાન રે-વાલ્હેસર
મહેર કરો મુજ ઉપરઇ રે લો,
ગિરુઆ ન ધરઇ [1]ગુમાન રે રે-વાલ્હેસર
-અભિનંદન અવધારિઈ રે લો ॥ ૧ ।
હું અપરાધી [2]સો પરઇ રે લો, તુઝ સેવાથી દૂર રે-વાલ્હેસર
જનમ સકલ [3]એલે ગમ્યો રે લો,
નાવ્યો ચરણ હજૂર રે-વાલ્હેસર-અભિનંદન૦ ॥ ૨ ॥
ચાહ ઘણી ચિત્તમાં હુંતી રે લો,
આવવા તુમ્હ પય પાસ રે-વાલ્હેસર ।
પણિ અંતરાય તણઇ વશઇ રે લો,
નવિ પૂગી મન આશ રે-વાલ્હેસર-અભિનંદન૦ ॥ ૩ ॥
તુઝ કીરતિ જગી ઉજલી રે લો,
તઈ સાર્યા કેઈનાં કાજ રે-વાલ્હેસર ।

અભિમાન, ૨ ખરેખર, ૩ વ્યર્થ-નકામો,

तोओ सेवक पखि तारिई रे लो,
तुम्हे छो गरीब-निवाज रे-वाल्हेसर-अभिनंदन० ॥४॥
परम-सनेही साहिबा रे लो, शरणागत-आधार रे-वाल्हेसर
सुख संगति नित पूरिई रे लो,
कनकविजय जयकार रे-वाल्हेसर-अभिनंदन० ॥५॥

★

## (९८९) (४२-५) श्री सुमतिनाथ-जिन स्तवन

(देशी हलूरनी)

प्रभु सुमति-जिनंदाजी, सुख पुनिम चंदाजी ।
लोचन अरविंदाजी, साहिब सुख चंदाजी ॥ १ ॥
मन-मोहनगाराजी, आतम आधाराजी ।
बलिहारी करी जईजी, तन-मन वारी जईजी ॥ २ ॥
विनति अवधारोजी, नवि अवर विचारोजी ।
मिलिइ [1]विण भेदईजी, सेवुं ओणी उमेदजी ॥ ३ ॥
[2]रचिति करुणा आणीजी, निज सेवक जाणीजी ।
करो ओ सुपसायजी, गिरुआ जिनरायाजी ॥ ४ ॥
महीमां हुई जे मोटाजी, ते नवि हुई खोटाजी
कीधी सेवा जाणईजी, बहु हठ नवि ताणईजी
हुई पर-उपगारीजी, सेवक सुखकारीजी ।
इम जाणी भगतिंजी, सेवा करिई जुगतिंजी
साहिब अंतरजामीजी, कहई कनक शिर नामीजी
महिमा मत वालाजी, करो महिर मयाला

★

---

१ भेद-आंतराविना, २ मनमां

## (૯૯૦) (૪૨-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(થાલો સખી મિલિ દેહરેઈ-એ દેશી)

પદ્મ-પ્રભ-જિનરાયજી, તુમ્હ સેવા કિમ કીજઇ રે!।
દૂર રહ્યાંથી શી પરઇ? ભાવ ભગતિ કૃત લીજઇ રે-
-પદ્મપ્રભ જિનરાય જી ॥ ૧ ॥
અહનિશિ સાહિબ! તું વસઈ, અ-ગમ અ-ગોચર ઠામઇ રે
ભારી કરમી જીવ જે, તે કિમ દરસણ પામઇ રે? પદ્મ પ્રભ૦ ॥૨॥
આવી ન શકું તુમ્હ કનઈં, આપ-બલઈં અરિહંત રે।
પણિ બાંહ્ય ગ્રહીનઇ તારવા,
સાહિબ છો બલવંત રે-પદ્મ પ્રભ૦ ॥ ૩ ॥
જાણી સમરથ સવિ પરઇ, સેવા કીજઇ સાર રે।
[1]બેડિ-પૂંછિ ભાલુવ નદી,
કેણ ગ્રહી ઉતરયો પાર રે-પદ્મ પ્રભ૦ ॥ ૪ ॥
અવસર આણી ચિત્તમાં, એ સેવક અરદાસ રે।
પરગટ દરસન આપીઇ,
કનક વિજય એ આસ રે-પદ્મ પ્રભ૦ ॥ ૫ ॥

●

## (૯૯૧) (૪૨-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(વારી હો ભમરલાલ કુંકુંપા-એ દેશી)

અલવેસર અરિહંતજી હો! લાલ! વાલ્હા!,
મોહન મહિમાગાર હો લાલ।

---

૧ બેડ=પેડું તેના પૂંછને પકડી ભાદરમોડી નદી કોણ પાર ઉતરી શકે? (ચોથી ગાથાના ઉત્તરાર્ધનો અર્થ)

સાહિબ સુપાસજિન ! [1]બારિ જઈઈ,
તુમ્હ દરસન સુખ ઉપજઈ હો લાલ-વાલહા ।
જિમ મોર દેખઈ જલધાર હો લાલ,
સાહિબ સુપાસ જિન બારી જઈઈ
માહરા મનડાના માન્યા-લાલ,
ચિતડાના ચાહ્યા-લાલ,
આંખડીના [2]ડોયા-લાલ,
પ્રાણિયાના પ્યારા-લાલ,
આતમાના પ્યારા લાલ,
મિત્ત હો લાલ–
–સાહિબ સુપાસ૦ ॥ ૧ ॥

ચંદ–ચકોર તણી પરઈ હો લાલ-વાલહા,
જિમ મધુકર-અરવિંદ હો લાલ-સા૦ ।
માનસ દેખી હંસનઈ હો લાલ-વાલહા,
જિમ ગોપી-ગોવિંદ હો લાલ-સાહિબ સુપાસ૦ ॥૨॥

સુંદર સૂરતિ તાહરી હો લાલ-વાલહા,
તેજ અધિક દીપંત-હો લાલ સા૦ ।
લોચન અમિય કચોલડાં હો લાલ વાલહા,
અતિઘણા [3]હો જિહસંત હો લાલ-સાહિબ સુપાસ૦ ॥૩॥

પ્રભુ ! તુમ્હ કોડિ કરઈ ઘણા હો લાલ-વાલહા !,
દેવ અવર લખ કોડિ હો લાલ-સાહિબ સુપાસ૦ ।

---

૧ બારી=ઓવારણાં-જઈએ, ૨ ઠાકી, ૩ ખૂબ વધારે,

ત્રિકરણ-શુદ્ધિ ઇણિ પરિ સેવતાં,
પ્રભુ! પૂરિઈ કામિત કોડ-કૃપાનિધિ ।
નિજ-પય-પંકજ-સેવા આપીઇ,
કહઈ કનક વિજય કરજોડ-જયંકર ભાવઈ વંદું૦ ॥૫॥



## (૯૯૩) (૪૨-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(નીંદલડી વઇરિણી હુઇ રહી-એ દેશી)

સુવિધિ જિણંદ તુજ્ઝ ચાકરી,
કિમ કીજઈ? હો! ત્રિભુવનના નાથ! કઇ
તું નિરાગી હું રાગીઓ,
[1]કિમ વાજઇ હો! તાલી એકણિ હાથ! કઇ—
-ગુણ ગિરૂઆ હો, આતમ આધાર,
અરજ સુણો મહારાજજી ॥૧॥

ઘોડા દોડી દોડી મરઇ, નવિ આણુઈ હો! મનમાં અસવાર કઈ।
પ્રેમઈ પતંગ પડઇ સહી, નવિ જાણુઈ હો!
દીવો નિરધાર કઈ-અરજ સુણો૦ ॥૨॥

નિરખઇ ન તું [2]નેહઇં કરી, વલી ન ધરઇ હો!
ચિત્તમાં હઇ પ્રેમ કઈ।
એક-પખી પ્રભુ! પ્રીતડી, કિમ નિરવહઈ? હો!
જિનજી અવધારિ કઈ-અરજ સુણો૦ ॥૩॥

---

૧ એક હાથે તાલી કેમ વાગે! (પ્રથમ ગાથાની ચોથી લીટીનો અર્થ) ૨ સ્નેહથી.

૩અંતર-ગત તો તાહરો, સહુ સાથઈ હો !
સરિખો છ...
તે જાણી નઈ કીજઈ, તુમ્હ સેવા હો !
સાહિબ ગુણ-ગેહ કઈ-અરજ સુણો...
અધિક ન માંગું તુમ્હ કનઈ, સેવક જાણી હો !
રાખો ૪નિજ-પય પાસ...
કનકવિજય નિત આપીઇ, સુખ સંપતિ હો !
બહુ લીલ-વિલાસ કઈ-અરજ સુણો॰ ...

●

## (૯૯૪) (૪૨-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવ...

("દેશી મન ભમરા રે")

શીતલ-જિન-મુખ-પંકજઈં-મન ભમરા રે,
લીનો દેખી સરૂપ લાલ-મન ભમરા રે
પરમાનંદ પદ ૧રુઅડું-મન॰,
પરિમલ જાસ અનૂપ લાલ-મન ભમરા રે ॥૧॥
૨જેહ પ્રકાશ રહઈ સદા-મન॰,
નવિ હુઈ કહિઈ મલિન-લાલ-મન॰
અવર પંકજ એ સમ નહી,
જે ચંદ-કિરણ કરી દીન-લાલ-મન॰ ॥૨॥

૩ આધ્યાત્મિક રાગ, ૪ પોતાના...
૧ ફરસ. ૨ જે ...

રંગઈ રાત્યો સૂઅડઈ-મન૦,
　　　　રસ વશ રસિઓ એમ-લાલ-મન૦ ।
અવર ન કો દુઝનઈ ગમઈ-મન૦
　　　　પ્રગટ્યો પૂરણ પ્રેમ-લાલ-મન૦ ॥૩॥
અહનિશિ હોશામણો રહઇ-મન૦
　　　　આલસ અલગો નિષેધી-લાલ-મન૦ ।
સુમન સકલ દૂરઈ તજી-મન૦,
　　　　વેધાણો ઇણિ વેધી-લાલ-મન૦ ॥૪॥
જ્ઞાતા-જ્ઞેય બેહુ મિલ્યઈ-મન૦,
　　　　સીઝઈ વંછિત કામ-લાલ-મન૦ ।
કનકવિજય સુખ પામીઈ-મન૦,
　　　　પામીઇ અવિચલ-ઠામ-લાલ-મન૦ ॥૫॥



## (૯૯૫) (૪૨-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવમ

(રાજાજી આયા દેશમાં રાણી મહિલ તમારો હો”–એદેશી)

શ્રી શ્રેયાંસ જિણંદજી! મુજ મુજરો માનો હો,
　　સાહિબ! તુમ્હ પય સેવવા ચિત લાગો જે તાનો હો!
અંતરજામી આતમા તે શ્યું તુમ્હથી છાનો હો!,
　　પાર નહીં તુમ્હ જ્ઞાનનો તિમ વલી મહિમાનો હો!–
　　　　　　　　–શ્રી શ્રેયાંસ૦ ॥૧॥
તુમ્હ વિણ પ્રભુ! હવઇ [1]અવરનઇ નવિ નામું સીસ હો!,
　　મન-વચ-કાયા થિર કરી સેવું [2]વિસવાવીસ હો!।

---

૧ બીજાને, ૨ સંપૂર્ણપણે.

તન-ધન-મન માહરે તુંહી જ જગદીશ હો !,
  સૂતા-જાગતાં સાંભરઈ ઈક તું નિસિ-દીસ હો-
    શ્રી શ્રેયાંસ૦

મુઝ ચિત્ત તુમ્હ ચરણે વસ્યું, ઉલસ્યું મહારાજ હો !,
  મહિર કરો મુજ ઉપરઈં, ગિરૂઆ જિનરાજ હો !।
આપો ચરણની ચાકરી, તુમ્હે ગરીબ-નિવાજ હો !,
  [3]મામ વધારો માહરી સારો વંછિત કાજ હો—
    શ્રી શ્રેયાંસ૦ ।

તુમ્હ સરિખો દાતા પ્રભુ ! ત્રિભુવનિ નવિ દીસઈ હો !,
  [4]ઇક-રંગઈં આદર કરી સેવું સુ-જગીશઈં હો !।
પર-ઉપગારી સાહિબો દેખઈ દિલ હીંસઈ હો !,
  સેવક કહીઈ [5]શ્રી-મુખિં મનની બગસીસઈં હો !—
    —શ્રી શ્રેયાંસ૦ ।

[6]મીનતિ કરઈ બહુ પરઈ, વિનતિ અવધારો હો !,
  અલવેસર અરિહંતજી ! મનથી ન વિસારો હો !।
કહઈ કનક-વિજય કરૂણા કરી, ભવ-પાર ઉતારો હો !,
  પતિત-પાવન નિજ-નામનું પ્રભુ ! બિરુદ સંભારો હો !
    —શ્રી શ્રેયાંસ૦ ॥



3 શોભા, 4 એકતાનથી, 5 આપના મુખથી, 6 આજીજી.

## (૯૯૬) (૪૨-૧૨) શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

(યોગીસર ચેલ-એ દેશી)

વાસુપૂજ્ય-જિનરાજજી રે, સેવક તુમ્હ દરબાર રે—
વાલ્હેસર જિનજી ।
લાખ ગમે સેવા કરઈ હો ! લાલ !
ઠકુરાઈ તાહરી ઘણી રે કહંતા ન લહું પાર રે-વાલ્હેસર !
[1]હસિત વદન શોભા ધરઈ હો લાલ,
તું [2]મહીમાં મહિમા નીલો રે
સોભાગી-સિરદાર-રે, વાલ્હેસર !,
દેવ સહુમાંહઈ દીપતો હો ! લાલ !,
મનમોહન તું સાહિબો રે; તું વંછિત-દાતાર રે વાલ્હેસર !
તેજઈ ત્રિભુવન જીપતો-હો લાલ૦ ॥૧॥

તુમ્હ સુર-નર-અસુર પૂજા કરઈ રે,
ખિણ નવિ છાંડઈ પાસ રે-વાલ્હેસર !,
અણહુંતઈ કોડિ ગમે હો લાલ,
તુમ્હ આણા સહુ અણુસરઈ રે—
ધરતા બહુ પરિ આશ રે-વાલ્હેસર ।
લળી લળી તુઝ પાયે નમઈ હો ૯

તુમ્હ જશ જગમાં ગાજીઓ રે—
અલવેસર અરિહંત રે,—વાલ્હેસર।
તુમ્હ ચરણે ચિત્ત લાગું રહઈ-હો લાલ ॥૨॥
જિમ હું ચાહું તુમ્હનઈ પ્રભુ રે.
તિમ તું નવિ ચાહઈ મુઝ રે—વાલ્હેસર।
તું સહુનઈ સરિખા ગણુઈ હો લાલ,
અંતરગત તુમ્હ વાતડી રે—
કિમ કરિ જાંણુઈ [4]અ-બુઝ રે !—વાલ્હેસર !,
જે કંચન—કાંકર સમ ગિણુઈ હો લાલ !,
વિનતડી અવધારિઇ રે.
ઠારીઈ તન-મન પ્રાણુ રે—વાલ્હેસર ।
બલિહારી તુમ્હ કીજીઈ હો ! લાલ.
સેવક કાજ સુધારિઇ રે,
તુમ્હે છો ચતુર-સુજાણુ રે-વાલ્હેસર।
દિલ ખોલી દરસણુ દીજીઇ-હો લાલ ॥૩॥
[5]નેહ-નિજરિ કરી નિરખિઈ રે,
પરખિઈ ખિજમતિ ખાસ રે—વાલ્હેસર ।
દેઈ દરિસણુ દિલઠારી રહો-લાલ,
સેવક જાણી આપણો રે—
રાખીઈ નિજ પય પાસિ રે—વાલ્હેસર ।
અંતર દૂર નિવારિઈ હો લાલ !
છાંડી અવરની ચાકરી રે,

[4] અજ્ઞાની, [5] રાગવાળી નજરથી

માંડી તુમ્હસ્યું પ્રીતિ રે—વાલ્હેસર,
રંગ મજીઠ તણી પરઈં હો લાલ !
લાગો રંગ ન [6] પાલટઈ રે,
જીવ જિહાં લગિ દેહ રે, વાલ્હેસર।
હું વારી જાઉં તુમ્હ ઉપરઈ હો ! લાલ ! ॥૪॥
ગુણ-નિધિ ! તુમ્હ ગુણ સાંભરઈ રે;
પલ-પલમાં સો વાર રે—વાલ્હેસર ।
તુમ્હ દીઠઈ દિલ ઉલ્લસઇ હો ! લાલ !,
તુમ્હ વાણી સરસ સુધા સમી રે,
સુખદાયક નિરધાર રે-વાલ્હેસર ।
ચિત્તથી નવિ દૂરઈં વસઈ હો ! લાલ !,
તું તન ધન મન માહરો રે,
તું આતમ આધાર રે-વાલ્હેસર ।
[7]મહિર કરીનઇ નિવાજીઇ હો ! લાલ !,
કેનકવિજય પ્રભુ તાહરો રે,
જપિઇ જાપ ઉદાર રે—વાલ્હેસર ।
પરમાનંદ પદ દીજીઈ હો લાલ ! ॥૫॥

O

(૯૯૭) (૪૨-૧૩) શ્રી વિમલનાથ-જિન સ્તવન

( દેશી ફાગની )

વિમલ વિમલ-જિન મધુરી વાણી, આણી હૃદય-મઝારિ।
ભાવ ધરી તુમ્હે ભવિજન પ્રાણી, આરાઈ કરીય [1]કરાર-

---

૬ દૂર થાય નહીં, ૭ મહેરબાની-કૃપા ૧ નિર્ણય.

[2]રંગઈ પ્રભુ મુખ દેખી રાચીઈ હો !
અહો ! મેરે સાહિબ
[3]માચીઈ મનિ ધરી ધ્યાન,
રંગ પ્રભુ મુખ દેખી રાચી રહો ॥ ૧
નિરમલ બ્રહ્મ થકી જે પ્રગટી, પરમહંસ જસ વાડ ।
સકલ વિબુધ-જન-મનમાં માની,
છાની નહી જે જગમાંહિ-રંગઈ૦ ॥ ૨
[4]મોહ-અ-ખોહ મહાતમ રવિસમ, સરસ સુધા-રસ સા
નૈગમ પ્રભુ-મુખ અ-ગમ નય જેહવી,
પામીય પ્રગટ ઉદાર-રંગઈ૦ ॥ ૩
[5]ઘન-ગંભીર ધીર [6]ધુનિ જેહની, [7]કલિ-કશ્મલ-હર-નીર
ભવ-ભય—તાપ—સંતાપ—નિવારણ,
શીતલ જેહ પટીર-[8]રંગઈ૦ ॥ ૪
ગુણ અનંતમય વચન પ્રભુજી, ભાખી દીજઈ હિલાસ ।
કનકવિજય કહઈ કરજોડી નઈ,
આપીઈ સુજશ વિલાસ-રંગઈ૦ ॥ ૫



## (૯૯૮) (૪૨-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્તવ

(થારા મહેલા ઉપરિ મેહ ઝરોખઈ વીજલી હો લાલ-એ દેશી)

અનંતનાથ-જિનરાજ કરું હું વિનતી
હો ! લાલ ! કરું હું વિનતી

૨ ઉમંગ પૂર્વક, ૩ મસ્ત થવું, ૪ મોહથી મોક્ષ ન પામે તે

મનમોહન મહારાજ જે મુઝ મનમાં,

હુંતી હો ! લાલ ! મુઝ મનમાં હુંતી ।

મોહ લગાડી [1]મોહિ કઈ [2]છેહ ન દીજીઈ,

હો લાલ ! છેહ ન દીજીઈ,

પ્રેમ ધરી ચિત્તમાંહિ કઈ કરુણા કીજઈ,

હો લાલ ! કઈ કરુણા કીજઈ ॥ ૧ ॥

અવર [3]દેવ-ઘર દ્વાર તજી ઇક તાહરી

હો ! લાલ ! તજી ઇક તાહરી,

કરઈ અહનિશિ સેવ કઈ મનિ આસ્થા ધરી

હો ! લાલ ! કઈ મનિ આસ્થા ધરી ।

આપીઈ નિજપય-સેવ કઇ દેવ ! વિનતિ કરી

હો ! લાલ ! કઈ દેવ વિનતિ કરી,

માંગીઇએ નિતમેવ કઈ કર જોડી કરી

હો ! લાલ ! કઈ કર જોડી કરી ॥ ૨ ॥

ઉત્તમ નર હુંઈ જેહ તે સેવાફલ દિઈ

હો ! લાલ ! તે સેવા ફલ દિઈ,

ખાલી ખિજમતી ખોય કઈ અપજશ નવિ લિઇ

હો ! લાલ ! કઈ અપજશ નવિ લિઈ ।

આપઈ અવસરઇ સાર કરઈ, સેવક તણી

હો ! લાલ ! કઈ સેવક તણી.

ભુવન-ધણી

[ જે ત્રિભુવન ધણું

---

| મારણાં

જેહસ્યું જેહની પ્રીતિ તે ચાહઈ તેહનઈ
હો ! લાલ ! તે ચાહઈ તેહનઈ,
છાંડી અવર [4]જલ-ઠામ ચકોર જિમ મેહનઈ હો !
લાલ ! ચકોર જિમ મેહ નઈ।
કમલ [5]મુદિત રવિ દેખિ, કુમુદ જિમ ચંદનઈ હો !
લાલ ! કુમુદ જિમ ચંદનઈ,
ભાસુર સુર-ગણ જેમ કઇ વિલસઈ [6]નંદનઈ હો !
લાલ ! કઉ વિલસઈ નંદનઈ ॥ ૪ ॥
તિમ લાગું તુમ્હ પયઇ ચિત્ત કઇ ટાલું નવિ ટલઈ હો !
લાલ । કઇ ટાલું નવિ ટલઈ,
સુપન માંહઇ સો વાર કઈ, તુમ્હસ્યું જઈ મિલઇ હો !
લાલ ! કઇ તુમ્હસ્યું જઇ મિલઇ ।
કનકવિજય કહઇ દેવ અરજ અવધારિઇ હો !
લાલ ! અરજ અવધારિઇ,
પરગટ આપી ભેટિ કઇ તન-મન ઠારિઈ હો !
લાલ ! કઇ તન મન ઠારિઈ ॥ ૫ ॥



## (૯૯૯) (૪૨-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન

(બેડલઈ ભાર ઘણો છઈ રાજિ વાતાં કેમ કરો છો-એ દેશી)
ધરમ-જિણેસર સાહિબ, મનમાં ધરઈ, ઇક તુમ્હ ધ્યાન।
અલવેસર ! વાલ્હેસર ! જિનજી ! કરિઈ તુમ્હ ગુણ-ગાન-
પ્રભુજી ! અરજ કરી જઇ રાજ ! મુઝ પર મહિર કરી જઇ !

૪. સરોવરો ૫. ખીલેલ ૬. નંદનવનમાં.

–સેવક દિલ સંભારો રાજ ! ચિત્તમાં ચાહ ધરી જઈ
પ્રેમ નિજર કરી હારો રાજ, હિયડઈ હેજ ધરી. જઈ ॥૧॥
અમ્હ મન-મંદિરમાં હુઈ વસતાં, સ્યું મન વાત ન જાણો ! ।
કૃપા કરીનઈ દરસણ દીજઈ,
અતિઘણો હઠ નવિ તાણો-પ્રભુજી૦ ॥ ૨ ॥
તુમ્હ મુખ-પંકજ જોવા કાજઈ, જે અમ્હ લાગો તાનો ।
મહિમા-નિધિ મનમોહન જિનજી !,
તે સ્યું તુમ્હથી છાનો ?-પ્રભુજી૦ ॥ ૩ ॥
નેક નજર કરી નેહઈ નિરખો, સેવક-જન સંભારી ।
સહજ-સલૂણા અંતરજામી,
કીજઈ તુમ્હ બલિહારી-પ્રભુજી૦ ॥ ૪ ॥
તું તન ધન મન તું દિલયાની, તું આતમ-આધાર ।
જગજીવન જિનજી ! તુમ્હ નામઈ,
કનકવિજય જયકાર-પ્રભુજી૦ ॥ ૫ ॥



(૧૦૦૦) (૪૨-૧૬) શ્રી શાંતિનાથ જિન સ્તવન
(પીછોલારી પાલિ આંબા દોઈ રાવલા મ્હારા રાજ એ દેશી)
અચિરા-સુત સુખકાર પ્રભુ ! તું માહરો-મહારાજ !,
ભગત-વછલ ભગવંત હું સેવક તાહરો-મહારાજ ! ।
તુઝ વિણ અવર ન કોય કઈ મુઝ મનડું હરઈ-મહારાજ !,
તુમ્હ દીઠઈ જિનરાજ લોચન દોય મુઝ ઠરઈ-મહારાજ ! ॥૧॥
લાગી તુમ્હસ્યું પ્રીતિ તે ટાલી નવિ ટલઈ-મહારાજ !,
નેહ-વિલુધું ચિત્ત તે અવરસ્યું નવિ મિલઇ-મહારાજ ! ।

સૂતાં-જાગતાં એક તું અહનિશિ સાંભરઈ-મહારાજ !,
તુમ્હ દીઠઈ મુઝ હોય, હરખ-ભર બહુ પરઈ-મહારાજ ! ॥૨॥
તુમ્હ લોચન [1]જલ-જ સમાન, વદન [2]શારદશશી-મહારાજ !,
તુઝ સોહઈ રૂપ અનૂપ, બીજું એહવું નહી-મહારાજ ! ।
તુઝ અભિનવ-ગુણ-સમુદાય, કહ્યો જાઇ નહી-મહારાજ ! ॥૩॥
તુજ તેજ઼ ઝિગમઝ જોતી [3]તરણિ જિમ ઝલહલઇ-મહારાજ !,
પરગટ તુમ્હ [4]પરતાપ દુરિત જેહથી ટલઇ-મહારાજ ! ।
તુમ્હ નામઈ નવનિધિ હોય સંકટ સવિ ઉપશમઇ-મહારાજ !,
સુર-નર-કિંનર કોડિ આવી પાએ નમઈ-મહારાજ ! ॥૪॥
ચાહ ધરી ચિત્ત એહ માંગું ત્રિભુવન-ધણી !-મહારાજ !,
આપો કરી સુ-પસાય સેવા નિજ પય તણી-મહારાજ ! ।
કનકવિજય કર જોડી કહ઼ ઇમ ભાવઇ કહઈ-મહારાજ !
જે સેવઈ પ્રભુ-પાય તે સુખ સંપત્તિ લહઇ-મહારાજ ! ॥ ૫ ॥



## (૧૦૦૧) (૪૨-૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવ

(દેશી વિછીઆરાની)

જિનરાયાજી કુંથુ-જિણંદ દયાલ, [1]મહિર કરોજી મુઝ ઉપરઈ,
-જિનરાયાજી જિનરાયાજી ।
તું પ્રભુ ! પરમ-કૃપાલ !
તું સેવક-જન સુખ કરઈ-જિન૦ જિન૦ ॥૧॥
તુમ્હ ચરણે મુઝ વાસ, દાસ અછું હું તાહરો-જિન૦જિન૦ !

1. કમલ, 2. આસો સુદ પૂનમના, 3. સૂર્ય, 4. પ્રભાવથી
1. મહેરબાની

પલક ન છોડું પાસ[૨],
જિમ જાણો તિમ ઉદ્ધરો-જિન૦જિન૦ ॥ ૨ ॥
ચઉરાશી-લખયોનિ,ચઉ-ગતિમાં ભમતાં લહ્યો-જિન૦જિન૦ ।
નિરુપમ તુમ્હ[૩] દીદાર,
મુઝ મનમાં થિર થઈ રહ્યો-જિન૦જિન૦ ॥ ૩ ॥
અવસરઇ લહી સંયોગ,
જે મૂરખ અ[૪]-ફલો ગમઈ-જિન૦જિન૦ ।
ફિરી પછિતાવઇ તેહ,
નરક-નિગોદમાંહઇ ભમઇ-જિન૦જિન૦ ॥ ૪ ॥
અ[૫]-વિહડ જિમ [૬]કરે-રેખ,
તિમ લાગો નેહ તે નવિ ટલઇ-જિન૦જિન૦ ।
પણિ પ્રભુ જો હુઇ તુમ્હ નેહ,
તો કનકવિજય વંછિત ફલઈ-જિન૦જિન૦ ॥ ૫ ॥

## (૧૦૦૨) (૪૨-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(દેશી વીંછિયાની)

અર-જિન મુઝ મનમાં વસ્યો, વિહસ્યો અતિ આતમરામ રે ।
હરખ ઘણો હિય ઉલસ્યો,
શ્રવણે સુણતાં પ્રભુ નામ રે-અર૦ ॥૧॥
જુગ જો જાઇ કેઇ વહી, તોહઈ ન મિટઇ જે લાગો રંગ રે ।
વેધક વિણુ જાણઈ નહી, પ્રીતિ રીતિ તણો પરસંગ રે-અર૦ ॥૨॥
પામી સુગુણની ગોઠડી, કહો કિમ કરિ મૂકી જાય રે ।

૨. પડખું, ૩. ચેહરો, ૪. નિષ્ફળ, ૫. ન ફરે તેવી, ૬. હાથની રેખા.

સુગુણ-સાયઈ અણુમિલ્યાં,
ખિણ ઈક વરસાં સો થાય રે-અર૦ ॥૩॥
સાસ-ઉસાસઈ સાંભરઈ, પલ-પલ માંહઈ સો વાર રે ।
વીસાર્યા નવિ વીસરઈ, જે હુઇ આતમ આધાર રે-અર૦ ॥૪॥
સુગુણ સનેહી વાલહો, હિયડઈ ધરતાં જસ ધ્યાન રે ।
કનકવિજય કહઇ પામીઈ,
પરમોદય-પદ સુખ થાન રે-અર૦ ॥૫॥



## (૧૦૦૩) (૪૨-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવન

(થાંરી આંખડી થાંરો ફંદો પાણી લાગણો મારૂજી-એ દેશી)

પ્રભુ મલ્લિ-જિણેસર ભુવન-[1]દિણેસર દેવ રે-સોભાગી,
સુર-નર-વિદ્યાધર કિંનર સારઈ સેવ રે-સોભાગી ।
નીલ-રયણ-વરણ તનું [2]છબિ અતિરાજઇ બહુપરઈ-સોભાગી,
જસ સુંદર [3]સૂરતિ મોહન મૂરતિ મનહરઈ-સોભાગી ।
સોભાગી રે....
ગુણરાગી રે
વૈરાગી રે
વડભાગી રે
સોભાગી. ॥૧॥

જે રૂપ-[4]પુરંદર ગુણ-મણિ-મંદિર દીપતો-સોભાગી,
છાંડી સહુ છલનઈ [5]રતિપતિ ...

મિથ્યામતિ ભેદી આગમ વેદી–અભિનવો–સોભાગી,
ભવિ ભાવ ધરીનઈ એ સાહિબના ગુણ થવો–સોભાગી૦ ॥૨॥
દુઃખ–દોહગ વારણ ભવ–જલ–તારણ એ સમો–સોભાગી,
નવિ બીજા કોઈ જુગતઈ જોઈ એહુનઈ નમો–સોભાગી ।
બહુ પુણ્યઈ [6]ફાગ્યો નરભવ પામ્યો [7]ઢાંગડો–સોભાગી,
ભોલાજન ભમતા જણ–જણ નમતાં કાં ભમો–સોભાગી૦ ॥૩॥
છાંડી અવરની સેવા દેવના દેવની કીજઇ–સોભાગી,
મન ધરિય [8]ઉમાહો અવસરઈ લાહો લીજઈ–સોભાગી ।
નિત જે ચિત માંહઇ મનહ મનોરથ કીજઈ–સોભાગી,
જસ [9]પય–કજ સેવ્યાં [10]નિહુચઇ કરિ તે પામીઈ–સોભાગી૦ ॥૪॥
ઈમ જાણી આણી હિયડઈ અધિક વિસવાસ રે–સોભાગી,
ચિત ચાહ ધરી પ્રભુ–સેવા કીધી ખાસ રે–સોભાગી ।
કહઈ કરજોડી વૃદ્ધિ વિજય–કવિ સીસ રે–સોભાગી,
સ–સનેહા સાહિબ પૂરીઇ અમ્હ સુ–જગીશ રે–સોભાગી૦ ॥૫॥

## (૧૦૦૪) (૪૨-૨૦) શ્રી મુનિસુવ્રત–જિન સ્તવન

(આજ હજારી ઢોલો પાહુણો એ–દેશી)

મુનિસુવ્રત–જિન ભેટતાં,
ઉપજ્યો હરખ અપાર–સહિયર મોરી હે ।
દેખ્યું હિયડું ઉલસ્યું, મિલિઓ પ્રાણાધાર–સહિયર મોરી હે–
આજ અધિક આનંદ હુઓ ॥ ૧ ॥
ઘર–અંગણિ સુરતરુ ફળ્યો, જનમ સફલ થયો આજ–સહિ૦

૬ પ્રગટેલ, ૭ ઢેષ, ૮ ઉમંગ, ૯ ચરણકમળ, ૧૦ નિશ્ચે કરી

મનહ મનોરથ સવિ ફલ્યા,
પામ્યું ત્રિભુવન-રાજ-સહિ૦ આજ૦ ॥૨॥
રતન ચિંતામણિ કર ચઢ્યું, વૂઠો અમૃત-મેહ-સહિ૦ ।
અષ્ટ-સિદ્ધિ નવ-નિધિ સંપજી,
જે નિરખ્યો ગુણ-નિધિ એહ-સહિ૦ આજ૦ ॥૩॥
અંતરાય અલગ ટલ્યા, પ્રગટ્યો પુણ્ય-અંકુર-સહિ૦ ।
ભવ-ભાવઠિ સવિ ઉપશમી,
વાધ્યું અધિકું નૂર-સહિ૦ આજ૦ ॥૪॥
એ સાહિબની સેવના, નવિ મુકું નિરધાર-સહિ૦ ।
જેહથી શિવ-સુખ પામીઇ,
કનકવિજય જયકાર-સહિ૦ આજ૦ ॥૫॥

## ૦૦૫) (૪૨-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવન

(સાસૂ પૂછઇ હે વહૂ એ-દેશી)

-જિન-રૂપ અજબ બન્યો,
અતિ સુંદર સુખ-છબિ બરણી ન જા
-મનડું મોહ્યું પ્રભુ આહરૂ
ન જોતાઈ એહવું,
નહીં દીસઇ જે, દીઠઈ નયણ ઠરાય-મનડું રે૦ ॥૧॥
ગતમાં વિસ્તરી,
જોતિ અવર તે રેહી

સર્વારથ-વાસી થકી, જે અહુનિશિ સોહઈ, ભેદઇ અનંત-મન૦ ।
જે દીઠઈ લોચન ઠરઈ.
વલી હેજઈ અધિકઈ હિય-ઉલસંત-મનડું૦ ॥૩॥
જોતાં તૃપતિ ન પામીઇ, આણંદ આત ઘણુ પરગટ હોય-મન૦ ।
નિત વૃત્તિ મુઝ ઘટમાં વસો,
નિરમલ રુપી સાહિબ સોય-મનડું રે૦ ॥૪॥
મન-વચ-કાયા થિર કરી,ધરતાં અ-વિહડ જે જિન-ધ્યાન-મન૦
કનકવિજય સુખ સંપદા પામીઇ.
પરમ પ્રમોદ નિદાન-મનડું રે૦ ॥ ૫ ॥



## ૧૦૦૬) (૪૨-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(સહિયર પૂછઈ વાત હાં હું વારી લાલ એ-દેશી)

રાજુલ પૂછઈ વાત, હાં હું વારી લાલ!
નાહ નિઠુર છોડી કયું ગયો ? ।
વેષુ-અવગુણ ઉવેખી, હાં હું વારી લાલ!
નેમિ વઈરાગી કહો કયું થયો ? ॥ ૧ ॥
પ્રહિયર કહઈ સુણિ વાત, હાંહું વારી લાલ!
દોસ ન કોઈણુરો ન તાહરો ।
॥ દુશમનઈ ઘાલી ઘાત, હાં હું વારી લાલ!
રાજુલ કહઈ, કુણ દુશ્મન માહરો૦ ? ॥૨॥
મખિ કહઈ પરગટ દેખિ, હાં હું૦
તઈ નયણુ હરાયો, હિરણ તે વયરી તાહરો ।
તોણ એ દીધો દાવ, હાં હું૦ ટાંણ્યો લહિયો વિવાહ રે. ॥૩॥

બીજી સખી કહઈ વાત, હાં હું,૦
દોસ નહીં કોઈ, ઈણિ હરખુરો
પહિલો મતો ન પોંસાય,
હાં હું૦ ઈણ રઈજી કન્યા પરણુરો ॥૪॥
મન માન્યા વિણુ વ્યાહ, હાં હું૦,
પરણુવા આવ્યો 'માન્યો માન્યો' કહી ।
[1]જોરઈ ન જુડઈ પ્રીતિ, હાં હું૦,
[2]બાંધ્યે કલંબીએ, ગામ વસઈ નહીં૦ ॥ ૫ ॥
તિણસ્યું કિસ્યો રે સનેહ, હાં હું૦,
હેજ હિયડારો જિણિ મઈ ન દેખિઈ ।
છાંની જિણુરી વાત, હાં હું૦
તિણિરો ભરુંસો, કહો કયું લેખિઈ? ॥૬॥
ઈમ નિસુણિ રાજુલ-નારી, હાં હું-, પિઉનઈ મનાવણ કારણઈ
પહુતી ગઢ ગિરનારિ, હાં હું૦,
કહઈ કેનક વિજય, જાઉં હું બારણઈ૦ ॥૭॥



(૧૦૦૭) (૪૨-૨૩) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવન

(રામચંદ કે બાગ ચાંપો મોરિ રહ્યોરી એ-દેશી)

ત્રિભુવન-નાયક પાસ, અતિ સુખ હેજ ધરીરી ।
હું આવ્યો પ્રભુ પય પાસ, નિરખો નેહઈં કરીરી ॥ ૧ ॥

---

૧ પરાણે પ્રીતિ ન જોડાય, ૨ બાંધિયા=પરાણે વસાવેલા કણબીએ ગામ ન વસે

તું સાહિબ હું દાસ, અવર ન કોઈ ગમઇરી ।
તુમ્હ દેખ્યાં હુઈ ઉલ્લાસ, મોહન મુઝ મન-મઇરી. ॥૨॥
મુઝ ઇક તાહરું ધ્યાન, તુમ્હ ગુણ-તપ જપુંરી ।
પામીસ સાહિબ સેવ, કોડ ઉપાય ખપુંરી. ॥૩॥
જો હુઈ પ્રભુનો પ્યાર, તો વંછિત-કાજ સરઇજી ।
સફલ હુઇ અવતાર, તન-મન અધિક ઠરઇરી. ॥૪॥
કરિઈ મુઝ ઉપગાર, અ-વિચલ સુખ દીજઈરી ।
કેનક વિજય જય જયકાર, પરમોદય દીજઈરી. ॥૫॥

(૧૦૦૮) (૪૨-૨૪) શ્રી મહાવીર-જિન સ્તવન

(કપૂર હુઈ અતિ ઉજલું રે એ-દેશી)

ગોયમ કહઈ સુણો વીરજી રે, વાલ્હેસર! ગુણ-ગેહ ! ।
વીસવાસી મુઝનઈ ઘણું રે, ઈમ કિમ તોડયો નેહરે-
વીરજી ! શ્યું કીધું તઈએહ
છટકી દીધો છેહરે-વીરજી૦ ॥૧॥
કામ ભલાવી તઇ પ્રભુ રે, મૂક્યો મુઝનઇ દૂર ।
અંત-સમયઇ રાખ્યો નહી રે, સેવક ચરણ-નૂર રે-વીરજી૦ ॥૨॥
કેડિ લાગી શ્યું તુમ્હ કનઈ રે, માંગતો કેવલ ભાગ ।
ઇમ [2]ટાલો કેઇ મૂંકી ગયા રે,
તે શ્યું ન હુતી મુગતિ મેં જાગ રે વીરજી૦ ॥૩॥
મોહ તોડી મૂંકી જાસ્યઈ રે, પહિલાં જો જાણત એહ ।
તો તુમ્હ સાથઈ એવડો રે,
[4]શ્યાનઈં કરત સનેહ રે-વીરજી૦ ॥ ૪ ॥

૧ વિશ્વાસમાં લઇ, ૨ ભદાવું, ૩ જગ્યા, ૪ શા માટે

ોયમા ગોયમા ઇમ કહીરે, બોલાવતા કેઈ વાર ।
ણિ વેલાઇ તે કિહાં ગયો રે, તમ્હ મન કેરો પ્યાર-વીરજી૦ ॥૫॥
પતઇ પણિ છલ જે ઇમ કર્યું રે, તો શી અવરની વાત ? ।
ઇમ છલ કરતાં પ્રુઝનઇ રે,
નાવી શરમ તિલ માત રે-વીરજી૦ ॥ ૬ ॥

ઇમ ઓલંભા કેઈ કરી રે, જીતી મોહ-વિકાર ।
ગોયમ કેવલસિરિ વરઈ રે,
કનકવિજય જયકાર-વીરજી૦ ॥ ૭ ॥



કલશ

(આપ કનઈ હું આવી ન શકું-એ દેશી)

ઇણિ પરિ ભાવધરી જિન થુણિયા, ચઉવીસઈ સુખકારી જી।
ગુણ-મણિ-રયણાયર જે પ્રગટ્યા,
ત્રિભુવન-જન-ઉપગારી જી-॥ ૧ ॥

સંવત સત્યોત્તરા વરસઇ,
હરખઈ આસો પૂનિમ બુધવાર જી।
રહી ઓરંગાબાદ ચઉમાસઇ,
રચીયાં સ્તવન ઉદારજી ॥ ૨ ॥

સકલ-ભટ્ટારક-ભાલતિલક સમ,શ્રી વિજયસેન સૂરિરાયા
તસ પય સેવક હીરવિજય બુધ,સાધુ-સમહ સુહાયા

૫ તમેં

તસ વિનેયવર લાભવિજય બુધ, આગમ અરથઈ ભરિયાજી।
શિષ્ય મુખ્ય તસ વૃદ્ધિવિજય બુધ,
જ્ઞાન તણા જે દરિયાજી ॥ ૪ ॥

તસ–પય પંકજ વિનયઈ, કનકવિજય કરજોડી જી।
એ ચઉવીસી ભાવઈ ભણતાં પામજ્યો વંછિત કોડિજી ॥૫॥

॥ ઈતિ શ્રી ચતુર્વિંશતિ જિનગીતાનિ ॥

॥ લિખિતાનિ પંડિત કનકવિજય ગણિના ॥

॥ સુશ્રાવિકા સુલસા–રેવતી સમાન– ॥

॥ શ્રાવિકા હીરાબાઈ પઠનાર્થમિતિ શ્રી ॥



श्री वर्धमानस्वामिने नमः

# શ્રી રુચિરવિમલજી-કૃત
# જિનસ્તવન-ચોવીશી
(૪૩)

## (૧૦૦૯) (૪૩-૧) શ્રી ઋષભદેવ-જિન સ્તવ

(આબુના ગઢ ઉપરે એ-દેશી)

મરૂદેવી-સુત સુંદરુ,
હાં રે! કાયા કંચન-વાન રે-આદેસર વાલ્હો વંદિઈ।
વંછિત-પૂરણ સુરતરૂ,
હાં રે! પ્રભુજી પરમ-નિધાન રે-આદે૦ ॥ ૧
જે ગિરુઆ [1]ગુણ-આગલા,
હાં રે! મોટા મહીયલ માંહિં રે-આદે૦
ભવ-સાયર ભમતાં થકાં,
હાં રે! ઉતારે ધરી બાંહ રે-આદે૦ ॥૨
અંતરયામી તું માહરો, હાં રે! અંતર રાખો કાંય રે-આદે૦
પ્રભુજી! તુમ્હ દીઠા વિનાં,
હાં રે! [2]વાસર વરસ વિહાય રે-આદે૦ ॥ ૩
કોમલ ચિત્ત કરી પૂછીઇ,
હાં રે! [3]આસંગાયત આશ રે-આદે૦

---
૧ ગુણથી શ્રેષ્ઠ, ૨ દિવસ, ૩ સ્નેહવાળો,

અવગુણ ગુણ કરી લેખવો,
　　હાં રે! આપો ચરણે વાસ રે-આદિ૦ ॥ ૪ ॥
કામણ કીધું તેં કીસું
　　હાં રે! અહ-નિશિ દિલ તુઝ પાસ રે-આદિ૦ ।
રુચિર પ્રભુજી પય સેવતાં,
　　હાં રે! સફલ ફલી મુઝ આશ રે-આદિ૦ ॥૫॥



## (૧૦૧૦) (૪૩-૧ आ) શ્રી ઋષભદેવ-જિન સ્તવન

(વિનય કરીજે બાઈ વિનય કરીજે એ-દેશી)

આદિજિણેસર કેસર ચરચિત કાયા,
　　મરુદેવી જાયા-પ્રભુજી! [1]મો મન ભાયા ।
પ્રભુજી! દરસન દીજે, નેહ ધરીને સેવક [2]સાર કરીજે પ્રભુજી૦
　-બાંહ ગ્રહ્યાંની આખર લાજ વહીજે-પ્રભુજી૦ ॥ ૧ ॥
કંચન કાયા, જન-મન મોહન માયા ।
　પ્રભુ-પય-પંકજ, મો મન ભમર લોભાયા-પ્રભુજી૦ ॥૨॥
અવર ન સેવું આ ભવમાં એહી કાયા,
　　પ્રભુજી પરમેસર પૂરે પુણ્યે મેં પાયા-પ્રભુજી૦
સમરથ સાહિબ સાચા [3]સેંણુ સવાયા,
　　આશ પૂરજ્યો માહરી શ્રી જિનરાયા પ્રભુજી૦ ॥૩॥
છપ્પન્ન કુંમરી, ભમરી દે હુલરાયા ।
　સકલ સુરાસુર, કિંન્નર જિન-ગુણ ગાયા-પ્રભુજી૦ ॥૪॥

---

[illegible]

નાભિ-નરેસર, નંદન શું તય લાયા ।
રુચિરવિમલ, પ્રભુજી, શિવ-સુખદાયા-પ્રભુજી૦ ॥૫॥



## (૧૦૧૧) (૪૩-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

(વીરજીશું મ્હારું મન વસ્યું એ-દેશી)

સાહિબ અજિત-જિનેસર મન વસ્યો,
ઓર ન આવે [1]દાય હે !-સાહિબ૦
સુંદર મૂરતિ ચિત્ત ચઢી,
કહો કિમ છોડી જાય ! હે !-સાહિબ૦ ॥૧॥
[2]વિજયા-ઉર-વર- હંસલો,
મુઝ મન-માનસ-વાસ હે !-સાહિબ૦
કરુણા-દિલ પ્રભુજી ! કરો,
પૂરો અ-વિહડ આશ રે-સાહિબ૦ ॥ ૨ ॥
પર-ઉપગારે હો [3]આગલા, જે ગિરૂઆ ગુણવંત રે-સાહિબ૦ ।
પર-દુઃખ ભાંજે ભાવશું, તે સુ-સનેહી સંત હે-સાહિબ૦ ॥૩॥
સુર-નર રાણા રાજિયા, સેવે બે કર જોડી હે-સાહિબ૦ ।
પ્રભુ-ચરણે ચાકર કરી, રાખો અંતર છોડી હે-સાહિબ૦ ।॥૪॥
સાહિબ ! ભય-ભંજન ભગવંત છો,
ગુણ-નિધિ ગરીબ-નિવાજ હે-સાહિબ૦ ।
રુચિર પ્રભુજીસું વિનતિ, પૂરો વંછિત-કાજ હે-સાહિબ૦ ॥૫॥

● 

૧ અનુકૂળ, ૨ પ્રભુજીની માતાનું નામ, ૩ હોશિયાર,

## (૧૦૧૨) (૪૩–૩) શ્રી સંભવનાથ–જિન સ્તવન

(ગુણવંતાને ગુણ ચઢે)

સંભવ-સાહિબ માહરો, હું તાહરો હો! સેવક સિરદાર કિ ।
મહેર કરી મુજ ઉપરે,
ઉતારો હો! ભવ-સાયર-પાર કિ-સં૦ ॥ ૧ ॥
[1]આનન અદ્ભુત [2]ચંદલો,
તેં મોહ્યોં હો! મુજ નયણ-ચકોર કિ ।
મનડું મિલવા તુમહેં,
પ્રભુજીસ્યું હો! જિમ મેહાં મોર કિ-સં૦ ॥ ૨ ॥
હું નિ-ગુણો પણ તારીએ,
ગુણ-અવગુણ હો! મત આણો ચિત્ત કિ ।
બાંહ ગહ્યાં નિરવાહીએ,
સુ-સનેહી હો! સયણાંની રીત કિ-સં૦ ॥ ૩ ॥
સાર સંસારે તાહરી, પ્રભુ-સેવા હો! સુખદાયક દેવ કિ ।
દિલ ધરી દરસણ દીજીએ,
તુમ ઓલગ હો! કીજીયેં નિત્યમેવ કિ-સં૦ ॥૪॥
ચોત્રીસ અતિશય સુંદરુ, [3]પુરંદર હો! સેવે ચિત લાય કિ ।
રુચિર પ્રભુજી પય સેવતા,
સુખ-સંપત્તિ હો! અતિ આણંદ થાય કિ સં૦ ॥૫॥

---

૧ મુખ. ૨ ચંદ્ર ઉપર. ૩ ઈંદ્ર.

## (૧૦૧૩) (૪૩-૪) શ્રી અભિનંદન-જિન સ્ત

(ઢાલ-મારુની)

મેરા પ્રભુ ! હો ! મેરા પ્રાણ-આધાર,
સાર કરજો હો ! પ્રભુજી માહરી જી
સાહિબ મેરા હો સાહિબ મેરા જગત-આધાર,
ચાકર ચાહું હો ! સેવા તાહરીજી ॥ ૧ ॥
મોટા મહીમાં મહારાજ, મોટા મહીમાં મહારાજ,
કાજ સુધારો હો ! સેવકનાં સહીજી ।
દયા કર હો ! મયા કર ગરીબ-નિવાજ !
લાજ નિવાજો હો ! નિજ બાંહે ગહીજી ॥૨॥
મોહન ! જિનજી મોહન મહી તું જલધાર,
યાચક ચાતક થઈ સેવું સદાજી ।
ચૂરણ દુઃખ હો ! પૂરણ સુખ-ભંડાર,
પામે અભિનંદન નામે સંપદાજી ॥ ૩ ॥
સોભાગી જિન હો ! શોભા-ગુણના ભંડાર,
અમૃત-વાણી હો ! પ્રભુજી ! મન વસીજી ।
આણી હિત હો ! આણી પ્રભુ ! પર-ઉપગાર,
જાણી સેવકશું હો ! બોલીજે હસીજી ॥ ૪ ॥
સનેહી જિન હો ! ભવિક-જન સુખ-દાતાર,
સાર સંસારે હો ! સાહિબ સેવ સેવનાજી ।
સંવર-સુત હો ! સંવર-સુત રુચિર-આધાર,
દેવ ન સેવું હો ! અવર, પ્રભુ વિનાજી ॥ ૫ ॥

## (૧૦૧૪) (૪૩-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

(મેસ મગરાથી ઉતરી એ-દેશી)

પ્રભુ ! સુણજ્યો રે, સુમતિ સુમતિદાઇ સદા,
સુણજ્યો રે, સેવકની [1]અરદાસ કિ
મુઝરો રે મ્હારો માનજ્યો,

પ્રભુ ! સુણજ્યો રે, દાસ નિરાશ ન મુંકીએ;
પ્રભુ ! પૂરોરે માહરી અવિચલ આશ કિ-મુજરો૦ ॥૧॥
પ્રભુ૦ જે સુર-નર મુનિ-રાજીયા, ગુણવંતા રે,
સેવે પ્રભુના પાયકિ-મુજરો૦ ।

તો નિગુણો હું તાહરે, પ્રભુ હીયડે રે,
કહો કિમ આવું [2]દાય કિ-મુજરો૦ પ્રભુ૦ ॥૨॥
પ્રભુ૦ તોહે પણ છોડું નહિ, [3]ગહી ગાઢિ[4] રે,
મ્હેં પ્રભુજીની બાંહ કિ, મુજરો૦ ।

જિમ જાણો તિમ નિરવહો, સેવકને રે,
આણી પ્રભુ મનમાંહિ કિ-મુજરો૦ પ્રભુ૦ ॥૩॥
પ્રભુ૦ તુમ્હ સંગતિ સમકિત લહ્યું, બહુ હીયડે રે,
નિશ-દિન પ્રભુજીનું ધ્યાન કિ-મુજરો૦ ।

જિમ પામે રે, ચંદન સુરભિ સુગંધથી,
વનરાઈ રે, સહુ-એ ચદ સમાન કિ-મુજરો પ્રભુ૦ ॥૪॥
પ્રભુજી૦ રુચિર પ્રભુજી ! ચિત્ત ચાહશું, પુણ્યે પાયો રે,
ગુણ-મણિ-દરિયો સ્વામિ કિ-મુજરો૦

તન-ધન જીવન માહરો તુમ નામે રે,
પામું બહુ વિસરામ કિ-મુજરો૦ પ્રભુ૦ ॥૫॥

## (૧૦૧૫) (૪૩-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(વારી હો પ્રભુ વારી હો એ-દેશી)

તુમ મૂરત મન [1]માની હો, પ્રભુ! તુમ સુરતિ મન માની!
તું મેરા સાહિબ, મેં તેરા [2]બંદા,
ઓર નહિં મેં [3]હિય-ઠાની હો-પ્રભુ૦ ॥૧॥
ધર રાજા-સુત સુંદર સોહૈં,
સુસીમા રાની હો -પ્રભુ૦
પ્રભુ [4]શારદ-ચંદ દેખન હો,
અખીયાં અતિ [5]ઉમહાંની હો-પ્રભુ૦ ॥૨॥
[6]અધર [7]વિદ્રુમ દંત દાડિમ ઉપમા,
મુઝ મન અધિક સુહાની હો,- પ્રભુ૦।
પ્રભુજી વિના કોઈ મિત્ર ન,
તિનસું કહીએ [8]અ-કહ કહાની હો-પ્રભુ૦ ॥૩॥
અંતરયામી સ્વામી હમારો, પેં તુમ અધિક ગુમાની હો-પ્રભુ૦।
પ્રભુજી! સાર કરો અબ [9]વેગે,
સેવક ચિત્ત હિત આની હો-પ્રભુ૦ ॥૪॥
પદ્મપ્રભુજીશું પુણ્ય પસાઈ,
અ-વિચલ પ્રીત બંધાની હો-પ્રભુ૦।
રુચિર પ્રભુ! પય સેવા દીજીયે,
તુમ સમ અવર ન દાની હો-પ્રભુ૦ ॥૫॥

☆

૧ માની, ૨ સેવક ૩ હૃદયમાં રાખ્યા ૪ આસો સુદ પુનમના, ૫ ઉમંગવાળી ૬ હોઠ, ૭ પરવાળાં, ૮ ન કહેવાય તેવી, ૯ જલ્દિ

# (૧૦૧૬) (૪૩-૭ઞ) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(ધમાલની દેશી.)

સુ-સનેહી સાહિબ મન વશ્યો હો, !
અહો ! મેરે ! લલના ! પ્રભુજી પરમ દયાલ; સુ૦
સેવો સુપાસ સાહિબકો નિશ દિન, મન ધરી રંગ રસાલ,
સુ૦ અ૦ પૂજો પૂજો પ્રભુજીકો બાલ.-સુસનેહી૦ ॥૧॥

પ્રભુજીકો મુખ-પંકજ નિરખત, મન-મધુકર હરખંત-લલના
નયન રસીલે માનું ઈંદ્રી વર,
વશ કીને સુર-નર સંત-સુસનેહી૦ ॥૨॥

સુંદર સૂરત મૂરત નિરખત, [1]નૈન રહે લોભાય-લલના ।
ચિત્ત પ્રભુ-ચરન [2]ચુભ્યો નાં [3]નીકસત,
કરો કોઈ કોડી ઉપાય-સુસનેહી૦ ॥૩॥

રયણ ચિંતામણિ [4]સો પ્રભુ પાયો,
કયોં કરી છોડયો જાય-લલના ।
નવ-નિધિ-દાયક નાયક મેરો,
તુંમ બિન ઓર ન સુહાય-સુસનેહી૦ ॥૪॥

દેવ દયાનિધિ દરસન દીજ્યે, કીજો નેહ-[5]નિવાહે-લલના ।
રુચિર-વિમલ પ્રભુ કે ગુણ ગાવત,
પાવત પરમ ઉચ્છાહ-સુસનેહી૦ ॥૫॥

*

૧ આંખો. ૨ પેઠેલાં ૩ નીકળે, ૪ જેવા; ૫ નભાવ.

## (૧૦૧૭) (૪૩–૭આ) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્ત

(રાજા રુડા રે લસના એ-દેશી)

સહજ [1]સલૂણા સાહિબા-જિનજી-હસારે,
સેવો સુપીસ-જિણંદ, આણંદશું ધણો
જિનજી પાય પ્રણમે પ્રભુજી તણા-જિ૦ હ૦,
નરવર-સુર નાગેંદ જાઉં [2]વારણો-જિ૦ ॥૧॥
સુંદર સુરતિ તાહરી-જિ૦ હ૦,
માતા પૃથ્વી કે નંદ-હું બલિહારી રે-જિ૦ ।
મુજરો હમારો માની એ-જિ૦ હ૦,
ધો દરશન સુખ કંદ-સૂરતિ પ્યારી રે-જિ૦ ॥૨॥
તુમ દરબારેં ઓલગુ-જિ૦ હ૦,
ઓર ન જાચું દેવ, કાચું મન કરી, જિ૦ ।
ચિંતામણિ સુરતરુ સમો-જિ૦ હ૦,
પુણ્યે પામી-સેવ સેવ્યાં શિવપુરી-જિ૦ ॥૩॥
ઉત્તમ સાથેં નેહલો-જિ૦ હ૦,
નિત-નિત [3]નયણે [4]વાન-મનમાં આણીએ-જિ૦ ।
કામ પડ્યાં નિરવાહીએ-જિ૦ હ૦,
આંક નહી પરમાણુ-તો પ્રભુ જાણીએ-જિ૦ ॥૪॥
મન મિલવા [5]ફુમાવડો-જિ૦ હ૦,
જિમ આતપ જલધાર-તો તુમ જાણી જિ૦ ।
શ્રી કપૂર મંડણ ગુણો-જિ૦ હ૦,
રુચિર વિમલ સુખ-સાર-સંપત્તિ દો ઘણી-જિ૦ ॥૫॥

*

૧ [illegible], ૨ [illegible], ૩ નયને ૪ [illegible], ૫ ફિકર.

## (૧૦૧૮) (૪૩-૮) શ્રી ચંદ્રપ્રભ—જિન સ્તવન

("ઈડર આંબા આંબલી રે" એ દેશી)

શ્રી ચંદ્રપ્રભ વંદીએ રે, આણી અતિ ઉલ્લાસ–
–પ્રભુજી ! હે ! પૂરો માહરી આશ ।
હું તુમ ચરણે દાસ-પ્રભુ૦ આણી૦,
સુરતરુ ચિંતામણી સમો રે, પૂરણ લીલ વિલાસ-પ્રભુ૦ ॥૧॥
તું ત્રિભુવન-જન-રાજીયો, રે ગુણ-નિધિ [1]ગહર-ગંભીર ।
કર્મ અરિ-દલ જીતવા રે, તુમ સમ અવર ન વીર-પ્રભુ૦ ॥૨॥
હું અપરાધી તાહરો હો, તું સાહિબ ! સિરદાર ।
મુઝ અવગુણ જાણી કરી રે, મત મુકો વિસાર-પ્રભુ૦ ॥૩॥
અરજ કિશી તુઝ આગલે રે, તું જાણે મન વાત ।
અવસર [2]પહલે ન ચૂકીએ હો !
પ્રભુજી ! પરમ-વિખ્યાત-પ્રભુ૦ ॥૪॥
તુમ દરશણ દીઠા વિનાં રે, [3]ખિણ યુગ ચ્યાર પ્રમાણ ।
રુચિર પ્રભુજીના નામથી હો,
નવ નિધિ કોડિ કલ્યાણ-પ્રભુ૦ ॥૫॥



## (૧૦૧૯) (૪૩-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(ગઢ બુંદીના હાઠા વાલા વાસા ચલન ન દેસ્યું એ-દેશી)

ભવ-ભય-ભંજન છો ભગવંતા;
અષ્ટ-કર્મ અરિહંતા હો–સાહિબ સુવિધિ-જિનેસર

---

૧ ખૂબ, ૨ પ્રથમ, ૩ એક ક્ષણ પણ ચાર યુગ જેવડી લાગે । (પાંચમી ગાથાની બીજી લીટીનો અર્થ)

સુર-નર [1]ચરચિત કેસર, [2]દોહગ-તિમિર-દિનેસર,-
-પ્યારો ! પરમેસર-પ્રભુજી ! પરસન્ન હોજ્યો. ॥૧॥

એહવા નિઠુર ન હોજ્યો હો,
રાણી રામાના જાયા, સુર-નર નારી ગુણ ગાયા।
તારણ ત્રિભુવન રાયા, મૂરતિ મોહન માયા-પ્રભુજી॰ ॥૨॥

હું તુમ રાગી સાહિબ નિપટ [3]નિરાગી,
તો પણ મુઝ લય લાગી હો!!
હું નવિ છોડું તું સ્વામી તું, મુઝ અંતરયામી,
તુમ-સમ અવર ન [4]નામી જેહને સેવું સિર નામી-પ્રભુજી॰॥૩॥

[5]છેહ ન દીજ્યે, સેવક સાર કરીજ્યેં,
[6]નિપટ નિરાશ ન કીજ્યે હો।
સાહિબ સમરથ જાણી, પૂરણ પ્રીત બંધાણી,
પાલો નેહ-નિશાની, સેવકશું હિત આણી-પ્રભુજી॰ ॥૪॥

નેહ નિવાહો નેહી આશ પુરીજે,
દુરગતિ ચિંતા ચૂરીજે હો ! મુરતિ મોહનગારી।
કિમહી ન જાએ વિસારી, પ્રાણ થકી પણ પ્યારી,
રુચિર સદા સુખકારી-પ્રભુ॰ ॥૫॥

o

## (૧૦૨૦) (૪૩-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

(ઢાલ-યાદવજીના ગીતની)

ત્રિભુવન જન સ્વામી તું શિવ ગઈ ગામી દેવ રે-શીતલજી !,
પ્રભુ અંતરયામી પુણ્યેં કરી પામી સેવરે-શીતલજી ।
દાયક શિવ-કામી, સેવું સિર નામી નિત્ત રે-શીતલજી,
સુખ-સંપત્તિ ધામી, તુમ સમ નહી નામી મીત્તરે-શીતલજી-
શીતલજી રે, સુસનેહીરે, ગુણ ગેહીરે, શીતલજી० ॥૧॥

મુઝ માનસ નેહ, જ્યો લેહારે, હારિતસુ. શીતલજી,
ધરતી જિમ ત્રેહા, પાય-પાણી જિહાં હિતસુ-શીતલજી० ।
કોમલ દલ દેહા, સુણ સુગુણ-સનેહા સંતજી-શીતલ०,
રાખો રંગ રેહા, મતિ દાખો છેહા મિત્તજી-શીતલ० ॥૨॥

સાહિબ છો સાચા, મત! થાઉ કાચા વાચથી-શીતળ०,
સહુઈ જગ જાચેહી રે, પ્રભુ રાચે સાચથી-શીતળ० ।
પાંચેં મન માચ્ચે, કાચેં નવિ રાચે નેહથી-શીતળ०,
પ્રભુ દરસણ વાંછે મોરા જિમ નાચેં મેહથી-શીતળજી० ॥૩॥

પ્રભુશું લય લાગી, સુમતિ મતિ જાગી ભાગથી-શીતળ०,
હું છું તુમ રાગી, તું નિપટ નિરાગી રાગથી,-શીતલ० ।
સેવક અનુરાગી, પ્રેમ રસસું પાગી પ્રીતડી-શીતલ० ।
દુરગતિ દુઃખ ત્યાગી, સાહિબ સોભાગી હીતડી.-શીતલ० ॥૪॥

પ્રભુ તો પર વારી. જાઉં બલિહારી તાહરી-શીતલ०,
ન કરૂં ખિણુ ન્યારી, જીવનથી પ્યારી માહરી-શીતળ० ।
કહે રુચિર સંભારી, ચરણે ચિત્ત ધારી રાખીએ-શીતલ०,
સુખ-સંપત્તિ સારી, દિન દિન વિસ્તારી આપીએ-શીતલ० ॥૫॥



## (૧૦૨૧) (૪૩-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(અબ રાખી આયો હૈ સાજણ એ-દેશી)

શ્રી શ્રેયાંસ-જિણંદા, પાય પ્રણમેં સુરનર વૃંદા હો ।
મુઝ ચિત્ત ગયણ-દિણંદા, પ્રભુ-નામે અતિ-આણંદા હો. ॥૧॥
પ્રભુજી ! દીન-દયાલ, કીજે સેવક પ્રતિપાલ હો ।
દીજે રંગ રસાલા, અવસર કિમ દીજે ટાલા હો !-પ્રભુ૦ ॥૨॥
ચિત્ત ધરી કરુણા કીજ્યે, સેવકની સાર કરીજે હો ! ।
છણુ પરે છેહ ન દીજ્યો; નિત નવલો નેહ ધરીજે હો-પ્રભુ૦ ॥૩॥
મૂરતિ મોહન વેલી, મુખ ચંદ છબિ અલબેલી હો ।
પૂરણુ પ્રીત પહેલી, મુઝ તન ધન જીવ સહેલી હો-પ્રભુ૦ ॥૪॥
સુંદર મૂરતિ તોરી, મોહી મુઝ નયન ચકોર હો ।
લાગી પ્રીત ઠગોરી, તેં લીધું ચિત્તડું ચોરી હો-પ્રભુ ॥૫॥
શિવ સુખ દાયક સ્વામી. પ્રભુ-સેવા પુણ્યે પામી ।
પ્રભુજી અંતરયામી,. કહે રૂચિર સુખકામી હો-પ્રભુ૦ ॥૬॥



## (૧૦૨૨)(૪૩-૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી-જિન સ્તવન

(લોચન લટકડલે એ દેશી)

આજ અમીએ મેહ વુઠોજી-મુઝ ઘર આંગણડે,
પ્રભુ રાણી જયા સુત દીઠોજી-પ્રભુ મુખ ભામણડે,
સમરથ સાહિબ તુઠોજી-પ્રભુ૦
મુજ લોચન અમીય પઈઠોજી-પ્રભુ૦ ॥ ૧ ॥
કોમળ વયણુ ઉચ્ચારીજી-પ્રભુ૦

કયો અવગુણ ચિત્ત ધારીજી-પ્રભુ૦
મેલો કાંય વિસારી !-પ્રભુ૦ ॥ ૨ ॥
નેહ-નયણસું પેખોજી-પ્રભુ૦
અવગુણ વિણ કાંય ઉવેખોજી ! પ્રભુ૦ ।
સેવક સાહિબ લેખોજી-પ્રભુ૦
કીજ્યેં પ્રેમ પરેખોજી-પ્રભુ૦ ॥૩॥
પ્રીત પરમ રસ ઠરીયોજી-પ્રભુ૦
નિજ ચરણ-કરણ અનુસરીયોજી-પ્રભુ૦ ।
તું સાહિબ ચિત ધરીયોજી-પ્રભુ૦
બહુ સુખ સંપત્તિ શું વરીયોજી-પ્રભુ૦ ॥૪॥
ચંદ ચકોર જ્યો ચંગીજી-પ્રભુ૦
મુઝ લાગી પ્રીત સુરંગીજી-પ્રભુ૦ ।
પાવન ગંગ તરંગીજી-પ્રભુ૦
કહે રુચિર પ્રભુશું ઉમંગીજી-પ્રભુ૦ ॥ ૫ ॥



## (૧૦૨૩) (૪૮-૧૩) શ્રી વિમલનાથ-જિનસ્તવન

(અરજ કરું તસ લીમજી જીભાઈ એ-દેશી)

અરજ કરું કર જોડી-પ્રભુજી હો ! પાલો પૂરવ પ્રીતડીજી ।
પુરો મનની કોડી ! પ્રભુજી-ઉત્તમ જનમન રીત તડીજી ॥૧॥
સાહિબ છો ગુણ જાણ-પ્રભુ૦, રુપ ગુણેં નાણેં ભર્યો જી ।
તું ધન જીવન પ્રાણ પ્રભુ૦, જાણે ચરણે અનુસર્યાજી ॥૨॥
તું નિઃસનેહી મિત્ત પ્રભુ૦, સુસનેહી સેવક અછેજી ।
એક પખી કરી પ્રીત-પ્રભુ૦, કિમ નિરવાહ હોસ્યેં પછેજી. ॥૩॥
નીર વિનાં મરેં મીન-પ્રભુ૦ નિરવેદ જાણેં નહીજી ।
જે પૂરા પરવીણ-પ્રભુ૦, આય પૂરે અવસર લહીજી. ॥ ૪ ॥

રૂપે હો! પ્રભુ! નિર્જિત કામકુમાર,
આતાં હો! પ્રભુ! રુચિર-જનમ સફલો થયોજી ॥૫॥

(૧૦૨૫) (૪૩-૧૫) શ્રી ધર્મનાથ-જિન-સ્તવન

(ઉંચા ગઢ ગ્વાલેરનો એ-દેશી)

ધર્મ જિનેસર વંદીઇ, હેજ હીએ હરષત-પ્રભુજી ।
સમરથ નૂર ન આ જગે,
ઉપગારી અરિહંત-પ્રભુજી-ધર્મ૦ ॥ ૧ ॥
ગુણ-ગિરૂઆણું ગોઠડી, કરતાં અતિ ઉછાહ-પ્રભુજી ।
નીચ નિવાહી સકે નહિ,
પગ પગ હોઈ દાહ-પ્રભુજી-ધર્મ૦ ॥૨॥
રાય ભાનુ સુત પેખતાં, પામે મન આરામ-પ્રભુજી!
જિમ ગજરેવા પ્રીતડી,
જિમ સીતા મન રામ-પ્રભુજી-ધર્મ૦ ।
તિમ મોરે મન તું વસ્યો, ઓર ન સેવું દેવ-પ્રભુજી ।
તુંમ ચરણે ચિત રંજીયું,
કરશું અહનિશિ સેવ-પ્રભુજી-ધર્મ૦ ।
સાહિબ વિસારો રખે! એતા દિનની પ્રીત-પ્રભુજી ।
અવસર પામી આપણો,
સેવક ધરજ્યો ચિત-પ્રભુજી-ધર્મ૦ ।
અપણાયત જાણી કરી. મૂકો કાંય નિરાશ?-પ્રભુજી!
રૂચિર, પ્રભુ પય સેવતાં,
પામે અતિ ઉલ્લાસ-પ્રભુજી-ધર્મ૦

## (૧૦૨૬) (૪૩-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(ઢાલ-ભટીયાણી રાણી)

સહજ સલૂણે હો ! સુ-સનેહી શાંતિ જિનેસરુ,
પ્રભુ કેસર ચરચિત કાય ।
દેવ ! દિલ-રંજન ! હો ! જુહારું તારક આતમા
પ્રભુ દીઠાંથી સુખ થાય-સહજ૦ ॥૧॥
સાર સંસાર હો ! અવતારે સાહિબ સેવના, દેવાધિપ પૂજે પાય।
સુર-નર નારી હો ! મુખ વારી વારી ઈમ કહે,
તુમ્હે તારો ત્રિભુવન રાય-સહજ૦ ॥૨॥
તન-ધન-જોવન હો ! ચંચલ અંજલિ જલ સમો,
જિમ સંધ્યા રાગ સુહાય ।
વાર ન લાગે હો ! જમવારો જાગી જોયતાં,
ખિણમાંહિ ખેરુ થાય-સહજ૦ ॥૩॥
અવસર પામી હો !શિવગામી નામી થાયસ્યો,
જો તપ જપ દાન સ્થાય ।
સમરથ સાહિબ હો ! નિરખી પરખીને આપણો,
પ્રભુ ! કીજે નેહ લગાય-સહજ૦ ॥૪॥
છેહ ન દેસ્યે હો ! કહસ્યે જે વાતડી,
પ્રભુ ! વાલા વિરચી ન જાય ।
રુચિર સોહાગી જિનરાગી લાગી પ્રીતડી,
પ્રભુ-ચરણાંશું ચિત લાય-સહજ૦ ॥૫॥

## (૧૦૨૭) (૪૩-૧૬આ) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(રાજાજી આયા દેસમાં, રાણી મહલ સમારે એ-દેશી)

શાંતિ જિણેસર સાહિબા, મુજરો માનીજે રે ।
જોજે દરસણ દાસને, નેહેં નીરખીજે-શાંતિ૦ ॥૧॥
ચિતડું ચરણે તાહરે માહરે તું સ્વામી રે ।
પામી પુણ્યે સેવના, દેવ શિવગઈગામી૦ ॥૨॥
સેવક જાણી આપણો, સ્યું કારજ કીધું રે ।
લીધું ચિત્ત ચોરી કરી, નેહેં ચિત્ત બીધું-શાંતિ૦ ॥૩॥
જો જગમાં જાચા અછો, સાહિબજી સાચા રે ।
તો નિજ વાચા પાલસ્યો, મત થાઉ કાચા-શાંતિ૦ ॥૪॥
તેં તાર્યા બહુ પાપીયા, મોંને કાંય વિસારો રે ? ।
રુચિર પ્રભુજી અવસરે, સંભારી તારો-શાંતિ૦ ॥૫॥



## (૧૦૨૮) (૪૩-૧૭) શ્રી કુંથુનાથ-જિન સ્તવન

(રાજાજી ચાલે પરદેશ, નણદીરો વીરો મ્હારે પાહુણોજી એ-દેશી)

કુંથુ-જિણેસર ! સાહિબ-સેવ, સુરનર કિન્નર કર જોડી કરેજી ।
દીન દયાકર ઠાકુર દેવ,
પૂજી પ્રભુમૌને સુખ સંપત્તિ વરેજી-કુંથુ૦ ॥ ૧ ॥
તારણ-તારણ જિહાજ, રાજ સમોવડ સમરથ કો નહીંજી ।
ગુણ-નિધિ ગરીબ-નિવાજ,
કાજ સુધારો ! મનમાં ગહગહીજી-કુંથુ૦ ॥ ૨ ॥

આઠ કરમ ભડ ભીમ, વીર તે જીત્યો ઉપશમ-રસ ભરેંજી
મદન મહા વડવીર,
પીર હરાવ્યો સંજમ વ્રત-[1]શરેંજી-કુંથુ૦ ॥૩
મદીયલ માંહિ મહિમાવંત, સંત સલૂણો સાહિબ સેવીએજી
આશા પૂરજ્યો અરિહંત,
નામ તુમ્હારે પ્રભુજી ! જવીએજી-કુંથુ૦ ॥ ૪ ॥
અંતરયામી આધાર, તન ધન જીવન પ્રભુજી ! માહરોજી !
સાહિબ છો જી સિરદાર,
રુચિર પ્રભુજી સેવક તાહરોજી-કુંથુ૦ ॥ ૫ ॥



## (૧૦૨૯) (૪૩-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(દેશી હાડાની)

સાહિબ અરજિન દેવ રે,
મન મોહન મ્હારા, સુણ પ્રભુજી પ્યારા
હરસણ દીજ્યે [1]હિલધરી હાસને રે,
સુરનર [2]સારે સેવ રે, મન૦ સુણ૦,
આતુર ચરણ તુમ્હારે વાસને રે. ॥ ૧ ॥
જો સેવક કરી જાણસ્યો-મન૦ સુણ૦
અવસર જાણી આસ્યાં પૂરસ્યો રે !
[3]હેજ [4]હીઈ જો આણસ્યો-મન૦ સુણ૦,
તો સેવક દુઃખ ચૂરસ્યો રે. ॥ ૨ ॥

---

૧ બાણથી ૧ ખરેખર, ૨ કરે છે, ૩ પ્રેમ, ૪ હૈયામાં

ચોખે ચિત્ત કરી ચાહીએ-મન૰ સુણ૰,
સેવક સાથે નેહ [૫]નિવાહીએ રે ।
અવગુણ ગુણ અવગાહીએ-મન૰ સુણ૰,
નિગુણો [૬]તોહે [૭]બાંહે [૮]સાંહીઇ રે. ॥ ૩ ॥
જો શિવ અણ-માંગ્યા દીઓ-મન૰ સુણ૰,
તો સમરથ પ્રભુજી માહરો રે ।
જે તપ-જપથી પામીએ-મન૰ સુણ૰
શ્યોરે [૯]ભલપ્પણ ? પ્રભુજી ! તાહરો રે ॥૪॥
ભવ-સાયરથી તારીઇ-મન૰ સુણ૰,
શિવસુખ દીજ્યૈ સેવક જાણીને રે ।
વિનતડી અવધારીઇ-મન૰ સુણ૰,
રુચિર પ્રભુજી ચિત્તમાં આણીયે રે ॥૫॥



## (૧૦૩૦) (૪૩-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવન

(પીછાલારી પાલ આંબા દોઈ રાવલા મ્હારા લાલ એ-દેશી)

મલ્લી જિનેસર દેવ, સેવું ત્રિભુવન ધણી-જિનજી !,
પ્રભુજી પ્રાણ આધાર, આરયા પ્રભુજી તણી-જિનજી !।
આવે દેખણ [૧]દીદાર,
કે સુર રમણી ઘણી, જિનજી,
મોહ્યાં સુરનર [૨]રાણ-વાણી પ્રભુની સુણી જિનજી ! મલ્લિ૰ ॥૧॥

૫ નભાવીએ, ૬ દોષણ ૭ હાથથી ૮ પકડીએ, ૯ આરાપણું.

અરજ કરું [3]એકધ્યાન, ન માનો વિનતી-જિનજી !
રખે અપરાધ અ-ગાધ ! ન જાણો [4]મીનતી જિનજી
જાગી પ્રભુજીસ્યું પ્રીત જે પૂરવતી હતી-જિનજી !
કરસ્યે ઓર ન હોય, અરજ માહરી વતી-જિનજી ! મલ્લિ૦ ॥
મનમેં અધિક વિચાર, કરું હું સ્યા ભણી-જિનજી !,
[5]આસંગાયત આય પૂર યો [6]આપણી
લાજ વહો જિનરાજ કે બાંહ ગહ્યાં તણી-જિનજી !,
તુમ ચરણે ચિત આણ ઉછાહ વધામણી-જિનજી૦ મલ્લિ૦ ॥
માહરે તુંહીજ સ્વામી નહીં સંદેહરો-જિનજી !,
સાહિબ પણ મનમાંહિ સેવક કરી [7]તેવડો-જિનજી !
સમરથ સાહિબ જાણી ચરણ આવી અડ્યો-જિનજી !,
જાગ્યું ભાગ્ય [8]પંડુર પ્રભુ ચિત્તમેં ચડ્યો-જિનજી ! મલ્લિ૦
રાજ ! નિવાજો આજ સેવક ચિતમાં ધરી-જિનજી ! ,
શું કહીએ [9]અવદાત જાણો માહરાં ચરી-જિનજી ! ।
એહ માહરો ઈમ જાંણી તારો બાંહે કરી-જિનજી ,
રૂચિર પ્રભુજી પાય સેવા સંપત્તિ વરી-જિનજી ! મલ્લિ૦ ।



૩ એકચિત્તથી. ૪ પ્રાર્થના. ૫ વધ પ્રેમવાળા. ૬ પોતાની

## (૧૦૩૧) (૪૩-૨૦૪) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

મુનિસુવ્રત [1]સુમન જિમ મન વસ્યો,
જિમ [2]મોરાં મન મેહ-સુદંકર ।
ગુણગુણા સરસી સરસી પ્રીતડી,
કિમ હો ન આપે રે છેહ-સુદંકર-મુનિ૦ ॥૧॥

જે સાચા વાચા નાતે સદી,સેવક માર્યે રે નેહ ।
[3]નિવાહે રંગ [4]પતંગ-સુરંગી રીતડી,
તે સાહિબને રે કહો ચાહે-મુનિ૦ ॥૨॥

જે ચાહે ચરણાંરી ચાકરી,
અંતર તેહ શું રે કહો કિમ કીજીયે ? ।
નયણ-સલૂણે વયણ-રસેં હરી,
તેહ શું નિશ્ચલ રંગ રમીજે-મુનિ૦ ॥૩॥

સુંદર સૂરતિ સહેજે સોહતી, મોહન ગારી રે મુઝ મન માની ।
ઓર ન[5]જાચું કાચું મન કરી,
નિરખ્યો નયણે ઓર ન હાની-મુનિ૦ ॥૪॥

ફાગુણ વદી બારસ દિન કેવલી થઈ, પ્રતિબોધ્યાં રે સુર-નરનાઃ
રૂચિરવિમલપ્રભુ સુર-તરૂ સારિખો,
પ્રભુજી પણમ્યાં રે સંપત્તિ સારી-મુનિ૦ ॥૫॥

—

## (૧૦૩૨)(૪૩-૨૦આ) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

(રાગ સિંધુડા)

મુનિસુવ્રત આગે રે, સેવક સુખ માંગે રે ।
લય લાગી પ્રભુ! તારો, ભવ-સાયર થકી રે ॥૧॥
સાહિબ બલવંતા રે, પ્રભુ-નામ જપંતા રે ।
તુમ ચરણ નમંતાં, ઉભા ઓલગે[1] રે ॥૨॥
[2]પૂરા પ્રભુ જાણી રે, મુઝ પ્રીત બંધાણી રે,
પ્રભુ આણી ચિત્ત, સેવક રાજ નિવાજીએ રે૦ ॥૩॥
વાતા [3]વિલમાવેરે, કિણે કામ ન આવે રે ॥
સુહાવે તે સાહિબ, કહો કિમ કેહને રે! ॥૪॥
દુઃખ દેખીને નાસે રે, સુખ આવ્યા [4]વાસે રે ।
તે દાસની આશ, કહો કિમ પૂરશ્યો રે ॥૫॥
દો દરશણ દેવા રે! આપો શિવ-મેવા રે ।
કહે રૂચિર પ્રભુ-સેવા, લેવા લળી લળી રે ॥૬॥

*

## (૧૦૩૩) (૪૩-૨૧અ) શ્રી નમિનાથ-જિન સ્તવન

(રાગ મલ્હાર-મેરુયા ઉપરમેહ ઝબુકે વીજલી હો લાલ એ-દેશી)

નમિ-જિનચંદનરિંદ સુરિંદ નમે સદા હો લાલ-સુરિં૦,
વિજયરાય-સુત નામે કિં પામે સંપદા-હો લાલ-કિં પામે૦।
તું ત્રિભુવન-જન જન દેવા કિ સેવ સુધારીએ-
હો લાલ-કિ સેવ૦।
મહેર કરો મહારાજ, ભવોદધિ તારીએ-હો લાલ-ભવો૦ ॥૧॥

૧ સેવા કરે છે. ૨ ...

જે મોહ્યા નર નારી, [1]મોહ-મદ ધારમાં-હો લાલ-કિ-મોહ૦;
તે તાર્યા તેં નેહ ધરી એક તારમાં-હો લાલ-ધરી૦ ।
જો નવિ પૂરો આશ આપણી વારમાં-હો લાલ-આપણી૦,
તો ફોકટ અભિમાન વહો છો ભારમાં-હો લાલ-વહો૦ ॥૨॥
હરિ-હર બ્રહ્મા દેવ સહૂ જગ કારમા-હો લાલ-સહુ૦ ,
ઓર ન સેવુ દેવ કિ આ અવતારમાં-હો લાલ-કિં આ૦ ,
જ્યોં [2]કુતવારી-ચિત્ત વસે છે તારમાં હો લાલ-વસે છે૦,
ત્યોં ચાહે મુઝ ચિત્ત પ્રભુ મનોહારમાં હો લાલ-પ્ર૦ ॥૩॥
દીજ્યે દરિસણ દેવ! દયા કરી [3]મો પરે-હો લાલ-દયા૦,
ચિત્ત રહ્યો લલચાય પ્રભુજી! [4]તો પરે હો લાલ-પ્રભુ૦ ।
પૂરો સેવક આશ નિરાશ ન મૂકીએ-હો લાલ-નિરાશ૦,
રાજ! નિવાજો આજ કિં વાચ ન ચૂકીએ-હો લાલ-વાચ૦॥૪॥
સુરતરુ ચિત્રાવેલિ ચિંતામણિ તું જયો-હો લાલ-ચિંતા૦,
ગાતાં શ્રી જિનરાજ! જનમ સફળો થયો-હો લાલ-જનમ૦ ।
રુચિર પ્રભુ અવધાર આધાર તું માહરો-હો લાલ-આધાર૦;
તું સાહિબ-સિરદાર હું સેવક તાહરો-હો લાલ-સેવક૦ ॥૫॥

※

## (૧૦૩૪) (૪૩-૨૧આ) શ્રી નમિનાથ-જિન સ્તવન

(ઢાલ બાગ છું જાજ્યે રે ભમરા એ-દેશી)

વપ્રા-નંદન હો! જિનજી!, સુર-નર વંદન-હો જિનજી ।
કાયા [1]કુંદન હો! જિનજી!, રંચિત ચંદન હો જિનજી! ॥૧॥

---

૧ મોહ-મદના પ્રવાહમાં, ૨ કાંતનાર-રેંટિયાવાળી બાઈનું મન તારના જેની જાતમાં હોય, ૩ મારો પર, ૪ તારા પર, ૫ વચન,
૧ સોના જેવી.

ભવ-ભય-વારક હો ! જિનજી !, શિવ-સુખકારક-હો જિનજી !
તું મુજ તારક હો ! જિનજી !,
શુભ-મતિ-ધારક-હો જિનજી ! ॥૨॥
પ્રાણ-આધાર હો ! જિનજી, ! પ્રભુજી પ્યારા-હો જિનજી !
નાણ-આગારા હો ! [૨]જિનજી !,
મોહનગારા-હો જિનજી ! ॥૩॥
તપ-મણિ [૩]આગર હો ! જિનજી ! તું સુખ સાગર-હો જિનજી !
તેજે [૪]દિવાકર હો જિનજી,
ભવિ-જન ઠાકુર-હો જિનજી ॥ ૪ ॥
વિજય-રાયા-જાયા હો જિનજી,
નમિ-જિન મન ભાયા-હો જિનજી !
સુખ-સંપત્તિ દાયા-જિનજી !,
રુચિર-વિમલ' ગાયા-જિનજી ! ॥ ૫ ॥



## (૧૦૩૫) (૪૩-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(ઢાલ-ચંદ્રાયણાની)

યાદવ જાન લેઈ કરી રે, આયા મંડપ [૧]બારે,
પશુય પુકારે રથ વાલીને, વલીયા નેમિ કુમાર ।
(ચાલ)
વલીયા નેમિ કુમર ઈમ જાણી, રાજીમતી રાણી [૨]મુરઝાણી !
માત-પિતા સહીયર વિલખાણી,
મોહે આંસુ ભરાણી વાણી-જી નેમીસરજી રે ॥૧॥

૨ સ્થાન-ઘર

અબલા-અવગુણ [૩]વાહરી રે, [૪]મુંકો કાંય વિસારી !।
આઠ ભવાંતર પ્રીતડી રે, આવો [૫]વેગે સંભારી ॥

(ચાલ)

આવો વેગ સંભારી, મુકો કાંય વિસારી ? બાલા ।
યોવન જુગતિ વેષ રસાલા, નિઠુર નાહ ! નવિ દીજ્યે [૬]ટાલા-
-[૭]રઢિ છાંડી આવો [૮]રઢીયાલાજી, નેમી૦ ॥૨॥

ના પીયુડા પાપી લવે રે, [૯]અમહસ લાવે [૧૦]મોર ।
પીઉ વિણુ ખીણુ એક દોહિલો રે, કંત છે નિપટ કઠોર ॥

(ચાલ)

કંતજી ! નિઠુર ન કીજે હાંસી, હું તુઝ પૂરવ-ભવની દાસી ।
અબલા અવસર કાં ગયો નાસી,
કંત ન છોડો નારી, નિરાસી-જી નેમી૦ ॥૩॥

રૂપ-ગુણે રંગે ભરી રે, છોડી રાજકુમારી ।
બહુ મૈત્રી લાલચ ભરી રે દીધી શિવ તેં પ્યારી ॥

(ચાલ)

શિવ ધૂતારી નામ કહાવે, રાગ વિના સહૂ જગ ભરમાવે ।
પરનારી શું ચિત્ત લલચાવે,
વલી બ્રહ્મચારી નામ ધરાવે-જી નેમી૦ ॥૪॥

[illegible] નેહલો રે, કાં કીધો કરતાર ! ।
રે, પહુંતી ગઢ ગિરનાર ॥

[illegible] જલ્દી, ૬ વિયોગ, ૭ આગ્રહ, ૮ સુંદર,

(ચાલ)
ગિરનારે સંજમ-વ્રત ધરી, પીઉ પહેલી શિવ-પંથ સીધારી।
ધન ધન નેમિજી રાજુલ નારી,
રૂચિરવિમલ પ્રભુ જય-જયકારી-જી નેમી૦ ॥૫॥



(૧૦૩૬) (૪૩-૨૨આ) શ્રી નેમિનાથ જિન સ્તવન
(રાગ-સોરઠ-કાગુવા તુમસો લાગી મોરી પ્રીત એ-દેશી)
શામલીયા તુમશું લાગો મોરો નેહ,
લાગો મોરો નેહરે શામળીયા।
સિવાદેવી સુત સુંદર સોહે, નેમીસર ગુણ ગેહ રે-શામ૦।
વિનુ-અપરાધે, છોકરવાદેં, [1]છયલ! ન દીજ્યે છેહરે-શામ૦ ॥૧॥
રયણી અંધારી બિજ ચમકે, ઝરમર વરસે મેહ રે-શામ૦।
[2]પાવસ ઋતુ પદમનીશું પીઉડા,
રાખીજ્યે રંગ રેહ રે-શામ૦ ॥૨॥
મોતનવરણી લાલ સુરંગી, કામિની કોમલ દેહ રે-શામ૦।
ચિત્ત ધૂતારીને વિસારી, આવો મારે ગેહ રે-શામ૦ ॥૩॥
બાંહ ગહ્યાની લાજ ન જેહને, નિગુણ નિઠુર નર તેહ રે-શામ૦।
પારસ-સંગે લોહ કંચન થાયે,
હોયે સંપત્તિ એહ રે-શામ૦ ॥૪॥
પ્રભુજી સાર કરો અબ મેરી, હું તુમ ચરણની [3]ખેહ રે શામ૦।
રૂચિર નેમિ-રાજુલ ગુણ ગાવે,
પાવે સુખ અ-છેહ રે શામ૦ ॥૫॥



૧ રંગીલા. ૨ ચોમાસું. ૩ ધૂળ.

## (૧૯૩૭) (૪૨-૨૨૬) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(ફૂલડાની દેશી)

આજ શિવાદેવી જાયા-રાજ ! સુર નર નારી ગુણ ગાયા-રાજ ! ।
ઘર આવો રે હઠીલા હઠ છોડી,
કહું તો અરજ કરાં કર જોડી રાજ ! ઘર૦
જીવ દયા મન આણી-રાજ !,
હાંય છોડો છો ! રાજુલ રાણી-રાજ ! ઘર૦ ॥૧॥
થેં તો યાદવ-કુલરા હીરા-રાજ !,
રથ ફેરો રે નણદીરા વીરા-રાજ !, ઘર૦ ।
છેહ છયલ ! નવિ દીજે-રાજ !,
ધણ-યૌવન લાહો લીજે-રાજ !-ઘર૦ ॥૨॥
ઘર છોડયાં જગ હાંસો-રાજ !,
ઘર આવી કરો ઘરવાસો-રાજ !-ઘર૦ ।
સખી ! કટક કીડી કાજઈ-રાજ !,
કરતાં કિમ કંત ! ન લાજે-રાજ !-ઘર૦ ॥૩॥
થેં તો મ્હાંસુંજી પ્રીત ઠગોરી-રાજ !,
કરી ચિત્તડું લીધું ચોરી-રાજ !-ઘર૦ ।
થેં તો મ્હાંસુંજી પ્રીત ઉતારી-રાજ !,
થાંને અવર મિલી ધૂતારી-રાજ !-ઘર૦ ॥૪॥
પીઉ થેં છોજી કામણગારા-રાજ !,
અબલારા પ્રાણ-આધારા-રાજ !-ઘર૦ ।
નયણાં નિંદ ન આવે-રાજ !,
શામલીયો સેંણ સુહાવે-રાજ !-ઘર૦ ॥૫॥

ઇમ પીઉને ઓલંભા દેતી–રાજ !,
પીઉ પાસે સંજમ લેતી-રાજ !-ઘર૦ ।
રુચિરવિમલ સુખદાયા–રાજ !
નેમિ-રાજૂલ શિવ-સુખ પાયા-રાજ !-ઘર૦ ॥૬॥

(૧૦૩૮) (૪૩-૨૨૬) શ્રી નેમિનાથ–જિન સ્તવન

(ઢાલ-"લાલુડાની")

મ્હારા નેમિ પિયારા લો નેમજી !,
ચામલીયે ચામલીયે કરતી સાદ કરું રે લો–
–મ્હારા નેમ પીયારા લો–નેમિજી૦ ॥
ખિણ-ખિણ ઉણી નેમિ વિહુણી કેમ કરું રે લો–મ્હા૦–નેમિ૦॥
ગોખે બેઠી પીઉ દુખ પૈઠી વાટ જોઉં રે લો–મ્હા૦–નેમિ૦॥
પિઉ વિણ સાસો દિન વરસ સામો કેમ ખોઉં રે? લો–
મ્હારા૦-નેમિ૦ ॥૧॥
ચામલીયે [1]વરસાલે સાલે સાલ સમો રે-મ્હારા૦ નેમિ૦
રાજમહેલમાં રાજા-રાણી સંગ રમો રે લો–મ્હારા૦ નેમિ૦ ।
પરિહરિ તરુણી ઘરણી પર ઘર કાંય ભમો રે લો–
મ્હારા૦ નેમિ૦ ।
જોબન-વય પામીને ફોકટ કાંય ગમો રે લો–
મ્હારા૦ નેમિ૦ ॥૨॥
પશુઅ પુકાર સુણીને, દુણી રીસ ચઢી રે લો-મ્હારા૦ નેમિ૦,
સોકડલીને કાજે મારને માર પડી રે લો–મ્હારા૦ નેમિ૦ ।
અન્ન ન ભાવે નાખે નયણાં નીંદડી રે લો–મ્હારા૦ નેમિ૦,

[1] ચોમાસામાં,

કામ સતાવે આવે તુમરી પ્રીતડી રે લો-
મ્હારા૦ નેમિ૦ ॥૩॥

આભૂષણ અંગારા અંજના રે લો-
કોઈક ભોગ કુ-ભોગ ન સાલ્યા રંગના રે લો-મ્હારા૦નેમિ૦ ।
ફીટી ઉપર કટકી ઘટકી કાંય કરો રે લો-મ્હારા૦ નેમિ૦,
વિણ અપરાધે ક્રોધ હીયામાં કાંય ધરો રે લો-મ્હારા૦નેમિ૦ ।
ચોલી ચરણા ચીરને કાજે કાંય ડરો રે લો-
મ્હારા૦ નેમિ૦ ॥૪॥

નિઠુર-હીયાના નાહ ન આપો ઉદલો રે લો, મ્હારા૦ નેમિ૦,
અબલા સાથે જોડી અવિહડ નેહલો રે લો-મ્હારા૦ નેમિ૦ ।
મૂંછાલા મૂપાલા કેહાલા કાંયા હીઓ રે લો-મ્હારા૦ નેમિ૦,
ખિણ ઘરમાં ખિણ આંગણ કાંમણ સ્યો કીઓ રે લો-
મ્હારા૦ નેમિ૦ ॥૫॥

ઇમ વિલવંતી પદ્મિની પ્રેમે પરવડી રે લો-મ્હારા નેમિ૦,
રહનેમિ પડિબોહી ઉજ્જલ શૃંગ ચડી રે લો-મ્હારા૦ નેમિ૦ ।
નેમ સમીપે સંયમ લેઇ મોક્ષ ગઇ રે લો-મ્હારા૦ નેમિ૦,
રૂચિરવિમલ પ્રભુ ગાતાં આશા સફલ થઈ રે લો-
મ્હારા૦ નેમિ૦ ॥૬॥

☆

(૧૦૩૯) (૪૩-૨૭અ) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવન

(રાગ-સોરઠ "રંગ બુટી હો! સાહિબા! રંગરી બુટી એ-દેશી

અશ્વસેન-સુત સુંદર સોહે, પાસ પરમ હિતકારી-
વાલ્હેસર માનો વીનતડી; અરે કીજઈ છે [૧]મીનતડી, વા

૧ આજીજી,

સાહિબ સાચા હો ! વાચા મુજશું પાલજ્યો,
પ્રભુજી પ્રાણ-આધાર ।
સાર કરજ્યો હો ! દેજ્યો ચરણાં ચાકરી,
મત મૂકો વિસાર-સૂરતિ૦ ॥૩॥
ચાતક ચાહે ! [3]ઉમાહો જિમ મેહનો,
જિમ મધુકર-અરવિંદ ।
નયણ-ચિકોરી હો ! [4]ડોરી [5]જોરી નેહસું,
ચાહે દ્રુમ મુખ ચંદ-સૂરતિ૦ ॥૪॥
સહજ-સુરંગા હો ! ચંગા સેઅલ-ફૂલ જ્યોં,
કામ પડયાં કુમલાય ।
ભીડ ન ભાંગે હો ! ભીડ પડયાં થકાં,
તે પ્રભુ નાવે [6]દાય-સૂરતિ૦ ॥૫॥
નેહ ન તોડો હો ! જોડો પૂરવ પ્રીતડી, સુગુણાં સરસ સનેહ ।
બાંહ ગ્રહ્યાની હો ! લાજ નિવાહીએ,
ઈમ કિમ દીજે છેહ-સૂરતિ૦ ॥૬॥
ખિજમતગારાં હો ! મ્હારાં અવગુણ [7]છાવરે,
તે મહી મોટા મિત્ત ।
અવગુણ જાણી હો ! તાણી તોડે પ્રીતડી,
એ નિગુણાંની રીત-સૂરતિ૦ ॥૭॥
નેહ સંભાલો હો ! ટાલો મનનો આમલો, પ્રભુજી દીન-દયાલ ।
નયણ રસાલે હો ! વયણ વિનોદસ્યું,
દીજ્યે રંગ રસાલ-સૂરતિ૦ ॥૮॥

---

ઉત્સુક, ૪ દોરી, ૫ જો

ચરણ ન છોડું હો પ્રભુજી! હું તાહરા,
[૮]જાં લગિ ઘટમાં સાસ ।
રૂચિર ગોડીચા હો! સાચા સાહિબ સેવતાં,
સફલ ફલી મુઝ આશ–સૂરતિ૰ ॥૯॥



## (૧૦૪૨) (૪૩–૨૪) શ્રી મહાવીર–જિન સ્તવન

(રાગ–મલ્હાર "હીંડોરનાની" દેશી)

સિદ્ધારથ-કુલ કમલ–[૧]દિણયર, સાયર પેરે ગંભીર,
નમિત વર-સુર-અસુર-કિન્નર, વર વિદ્યાધર વીર ।
કુમતિ–[૨]રંગંજન ભવિક-રંજન, કંચન જેમ શરીર,
કર્મ[૩]-રિપુદલ–બલ-વિનાશન, શાસન-ભાસન ધીર–
–અહો! મેરે સાંહિબ! ઝૂલત શ્રીવર્ધમાન ॥
કંચન-ખંભ સુરભ હૈતુ [૪]પાચ–[૫]પટલી ચંગ,
હીડોર જોર જરા વધુંજરી, હીરા લાલ સુરંગ ।
[૬]હેલિહરે પ્રભુકો ઝૂલાવતી, ગાવતી ગીત સુરંગ,
છપ્પન કુમરી દેલ ભમરી,
અમરી અતિ-ઉછરંગ–અહો! મેરે૰ ॥૨॥
એક છત્ર ધારે ચમર ઢારે, કરે રાગ મલ્હાર,
એક [૭]વીન [૮]વાઓ સુજશ ગાઓ, [૯]વાએ [૧૦]વંશ ઉદાર ।

---

૮ જ્યાં સુધી.

૧ સૂર્ય ૨ દૂર કરનાર, ૩ કર્મ શત્રુના સૈન્યના બળને નાશ કરનાર, ૪ પાયા ૫ ઉપરની પાટલી. ૬ હિંડોળામાં ૭ વીણા. ૮ વગાડે

એક નાટક કરતી રંગ ધરતી, નેહ નિરખતી નાર,
ચિરંજીવ સામી મુગતિગામી નામથી નિસ્તાર-અહો મેરે૦ ॥૩॥
ઈમ ભાવ ભાવી માય મનાવી, સુરી ગઈ નિજધામ,
ચોસઠ સુરવર મેરુ ગિરિવર, વીર જનમ વિધાન ।
વિધિ કરી શુભમતિ સુરપતિ, કરત જિન ગુણ ગાન,
નિરખીઈ નિત નવલ-નેહે અમલ વાધે વાન-અહો મેરે૦ ॥૪॥
આદર કરી ધરી હેજ હીયસું, દીજઇ સન્માન,
તારીએ સેવ સુધારીએ વારીએ દુરિત-નિદાન ।
શું હું તન-ધન-ધન જીવન મેરો, તુંહી પરમ નિધાન,
રુચિરવિમલ પ્રભુજી ચરણસું,
લાગો મો મન ધ્યાન-અહો મેરે૦ ॥૫॥

●

કળશ

સકલ સુહંકર જિનવર, પાય નમ્યાં હો !
અતિ આણંદ થાય કિ ।
ઋષભ અજિત સંભવ પ્રભુ,
અભિનંદન હો ! સુમતિ જિનરાય કિ-અકળ૦ ॥૧॥
ચંદ્રપ્રભ સુવિધિ પ્રતિ,
શીતલ શ્રેયાંસ નમું નિશિ દિન કિ-અકળ૦ ॥૨॥
વાસુપૂજ્ય વિમલ અનંત ધર્મ શાંતિ,
કુંથુ અર હો ! મલ્લિ મુનિ સુવ્રત કિ ।
નમિ નેમિ પાસ ત્રિશલાસુત હો !
મહાવીર ...

ચોવીસ જિણંદ સુ-ચોવીશી હો!
પ્રભુજીની ગાઈએ ચંગ કિ ।
જે ભણશે ભવિ ભાવશું,
તે લહશે હો ! નવ નિધિ રિદ્ધિ રંગ કિ-અકળ૦ ॥૪॥
સંવત સતર એકસઠે,
ફાગુણ સુદિ હો ! દશમી ગુરુવાર કિ
ભોજવિમલ કવિરાજનો, સીસ પભણે હો !
રુચિર જયકાર કિ-અકળ૦ ॥

॥ ઇતિ શ્રીચોવીસ જિન સ્તવન સંપૂર્ણ. ॥
॥ પં. શ્રી નિત્ય વિજય ગણી લિખિતં ॥
॥ સુ-શ્રાવિકા તેજ કુંઅર પઠનાર્થં. ॥
॥ સંવત ૧૭૮૨ વર્ષે ॥ છ ॥



શ્રી વર્ધમાનસ્વામિને નમઃ

## શ્રી ભાવપ્રભ સૂરિ કૃત

## સ્તવન-ચોવીસી

શ્રી મહિમાપ્રભ-સૂરિ ગુરુભ્યો નમઃ

### (૧૦૪૩) (૪૪-૧) શ્રી ઋષભનાથ જિન સ્તવન

(પંથીડા સંદેશો પૂજ્યજી નઈ વિનવે રે એ દેશી)

આદિ જિણેસર! દાસની વિનતી રે,
મુઝ ચિત્ત-આંગણીઇ પધાર રે।
ચરણ-કમલની [1]આલો! ચાકરી રે,
જીવન કર સફલો અવતાર રે-આદિ૦ ॥૧॥
હાથ ન [2]સાહ્યા આવઈ હાથીયા રે,
પણિ તુહ્મસ્યું મ્હારઈ સુખ પ્રીતિ રે।
જો આવો તો મુઝ મોટો કરો રે,
[3]દાબઈ દુશમન પામું જીત રે-આદિ૦ ॥૨॥
મનઇ નાણો સેવક ધરિ દુબલો રે,
તુમ નામઈ મુઝ ઋદ્ધિ અ-પાર રે।
સાહિબ પણિ ભૂખ્યા આદર તણા રે,
આવ્યાં ઉપજઇ પરમ [4]કરાર રે-આદિ૦ ॥૩॥
મન [5]નાહનું છાનુ નહી રહે રે,

૧ આપો, ૨ પકડયા, ૩ દબાવવાથી, ૪ સંતોષ ...

જાણુસ્યે આવ્યા મ્હારા સ્વામિ રે।
આદર–દઈનઈ હું આપસ્યું રે,
ભક્તિ સોપારી–પાન પણામ રે–આદિ૦ ॥૪॥
આ શી વાત ? [૬]ધણી મહારઈ ઘરઈ રે,
આવ્યા મરુદેવીના નંદ રે।
શ્રી ભાવપ્રભુસૂરિ સુખ ઉપજઈ રે,
દેખી આદીસર–મુખ–ચંદ રે આદિ૦ ॥૫॥

○

## (૧૦૪૪) (૪૪–૨) શ્રી અજિતનાથ–જિન સ્તવન

(રાગ રસીયાની)

[૧]વિજયા–નંદન મુઝનઈ વાહલો,
જીવ–સમો જિનરાજ–મોરા વાલમા ! ।
પંથ દેખાડઈ મુગતિનો [૨]પાધરો,
કરઈ મન વંછિત કાજ–મોરા૦ ॥૧॥
મુઝ રંગ લાગો અજિત–જિણંદસ્યું,
હીયડઈ બેહું રે હેજ–મોરા૦ ।
[૩]કહીઈ ન વાલો [૪]વિસારઈ પલઈ,
નિત વસઈ ચિત્તનઈ રે સેજ–મોરા૦ ॥૨॥
જેહવો બાહિર-રૂપઈ [૫]ફૂટરો, તેહવા ગુણ અંતરંગ–મોરા૦ ।
નય વ્યવહાર-નિશ્ચય બેહુ [૬]પરીકઈ,
નિરદૂષણ ગુણ-સંગ–મોરા૦ મુઝ૦ ॥૩॥

૬ માલિક, ૧ પ્રભુજીની માતાનું નામ, ૨ સીધો, ૩ ક્યારેય પણ. ૪ ભૂલાતા નથી. ૫ સુંદર, ૬ આધારે,

કાચની [૭]કરચીઇ તે રાચઈ નહી,
જે [૮]હસ્યું હીરે રે ચિત્ત-મોરા૦ ।
ગુણ દેખીનઇ જે [૯]ગહિલું થયું,
બીજઇ ન બાંધઈ તે પ્રીત-મોરા૦ મુઝ૦ ॥૪॥
જિમ ચંદાથી ન જુદી ચાંદણી,
જિમ વલી ફૂલથી મિંટ-મોરા૦ ।
તિમ જિનરાજથી જૂદી નવિ રહે,
રૂડી મ્હારી મનડાની મિંટ-મોરા૦ મુઝ૦ ॥૫॥
સ્વારથ વિણુ ઉપગારી સહજથી, ત્રિણુ ભુવનનો રે તાત-મોરા૦ ।
શ્રીભાવપ્રભસૂરિ જિનરાજનું,
ધ્યાન ધરઈ દિન-રાત-મોરા૦ મુઝ૦ ॥૬॥

*

## (૧૦૪૫) (૪૪–૩) સંભવનાથ-જિન સ્તવનં

(રાગ હુમરાની)

સંભવ-જિનસ્યું ચિત્ત વસ્યું, લાગી લોકોત્તર-પ્રીતિ-રંગીલે ।
પુણ્ય-દલાલ પાસે રહી,
મેલવ્યો ત્રિભુવન મીત-રંગીલે ! સંભવ૦ ॥૧॥
સૂતાં સંભવ-જિનસ્યું, હિંડતાં સંભવ નામ-રંગીલે ! ।
બઈસતાં ઉઠતાં સંભવ,
સંભવ કરતાં કામ-રંગીલે સંભવ૦ ॥૨॥
લોક ગહ્યો [૧]ગહિલો થયો, હું ગયું ગહિલો લોક-રંગીલે ! ।

[૭] નાના કકડાથી. [૮] બન્યું. [૯] પેઠું. [૧] ઘેલો,

પરમેસર શ્યું [2]આશકી,

[3]રિંગા ન જાણું [4]થીક-રંગીલે ! સંભવ૦

હું મતવાલો નાથનો, બે-પરવાહી દાસ-રંગીલે ।

આશ ધરું એક નાથની,

ચરણ-સેવાની પ્યાસ-રંગીલે ! સંભવ૦

આગમ-પંથઈ ચાલતાં, ગુણીશ્યું ધરતા રાગ-રંગીલે !

શ્રીભાવપ્રભસૂરિ કહે,

પામીઈ જગિ સોભાગ-રંગીલે ! સંભવ૦



## (૧૦૪૬) (૪૪-૪) શ્રી અભિનંદનજિન સ્ત૦

(રહો રે રહો રે વાલહા એ-દેશી)

અભિનંદન-ચંદન નવો, [શીતલ સહજ સુવાસ-લાલ રે ।

ગુણ [1]પરિમલઈ મોહી રહ્યા,

સુર-નર જેહના દાસ-લાલ રે-અભિ૦ ॥૧॥

કાલ અનાદિની કામના, વિષય-કષાયની આગિ-લાલ રે ।

એહ [2]શમાવાઇ મૂલથી,

જો સેવઈ [3]પય લાગિ-લાલ રે-અભિ૦ ॥૨॥

[4]જ્ઞાન-દર્શન-ચારિત્ર જલે, સરસ રહે જે સદાય-લાલ રે ।

મધમાખી બઈસે નહીં,

[5]ખરઈ [6]નખેરુ થાય-લાલ રે-અભિ૦ ॥૩॥

---

૨ ગાઢપ્રીતિ, ૩ અજ્ઞાનમૂઢ, ૪ ઘણા,

૧ સુગંધથી, ૨ શાંત કરે, ૩ ચરણે સેવક થઈ, ૪ જ્ઞાન, દર્શન, ચારિત્ર પાણીથી, ૫ ઉકરડે, ૬ ગમે તેટલી વ્યાકુળ...

અ-વિનાશી ગુણ એહના, સેવ્યા સુખ એક તાર-લાલ રે ।
જે ભવી ધરમના રાગીયા,
તે ધરઇ એહશું પ્યાર-લાલરે-અભિ૦ ॥૪॥

જે ટાલઈ કર્મતાપને, તેહજ ચંદન શુદ્ધ લાલ રે ।
શ્રીભાવપ્રભસૂરિ કહઇ,
જાણે જેહ વિબુધ-લાલ રે-અભિ૦ ॥૫॥

★

## (૧૦૪૭) (૪૪–૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

(ઇડર આંબા આંબલી રે એ દેશી)

મેઘ-રાયા કુલ ચંદલો રે-લાલા, મંગલા માત મલ્હાર ।
પ્રભુ તીર્થંકર પાંચમો રે લાલા, કરઈ જગત-ઉપગાર-
મ્હારે મન માન્યો-
સુમતિજિન-નાહ,
દેખાડઇ ધર્મરાહ,
ઓલવઈ અંતરદાહ,
-આજ અંગણીઇ ઉત્સાહ-મ્હારે૦ ॥૧॥
મુજ પુણ્ય [2]ઉજલ પક્ષમઇ રે-લાલા, [3]ચટકી ચાંદરણી [4]ઝોર ।
દેખી જિન-મુખ-ચંદલો રે-લાલા
નાચઇ ચિત્ત ચકોર-મ્હારે૦ ॥૨॥
કુણ હીરા ! કુણ કાંકરા રે ! લાલા
જૂદા ન જાણતો જેહ !

[1] સુજરે. ૨ ચડતી કલાએ છે. ૩ ફેલાઇ છે, ૪ વધુ.

હિવઈ સમઝયુ મુઝને થઈને રે-લાલા,
નાથસ્યું લાગો નેહુ-મ્હારે૦ ॥૩॥
નિગંધ [૫]આઉલ-ફૂલડાં રે-લાલા, સુંઘે ન [૬]જૂઈ-ભુંગ ।
તિમ ગુણ-હીણાસ્યું હિવઈ રે લાલા,
મ્હારો ન બઈસઈ રંગ-મ્હારે૦ ॥૪॥
સાચઇ મન સેવ્યા થકું રે લાલા, જે પ્રભુ પૂરઇ આશ ।
શ્રીભાવપ્રભસૂરિ કહે રે-લાલા,
તેહસ્યું પ્રેમ-પ્રકાસ-મ્હારે૦ ॥ ૫ ॥

O

## (૧૦૪૮) (૪૪-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(આ છે લાલ—એ દેશી)

પદ્મપ્રભ જિનરાય, રાતી જેહની કાય,
જિનવર લાલ! હું પણિ [૧]રાતો પ્રે
રયણ સિંહાસન સાર, અતિશય ગુણે [૨]શ
જિનવર લાલ! રુપઈ તો વરસો રહ્યો. ॥૧॥
મસ્તકઈ છત્ર ઢલાય, ચામર સાર વિંઝાય,
જિનવર લાલ! અપચ્છરા આગલિ નાચતી ।
સોહઇ અશોકની છાય, ધર્મધ્વજ લહિકાય
જિનવરલાલ! દોં દોં દુંદુભિ વાજતી. ॥૨॥
યોજન ગામિની વાણી, દેશના અમીય સમાણી
જિનવર લાલ! ભવિક-જન સંશય હરઈ ।

---

૫ આવલના ફૂલ ૬ જૂઈ નામના સુગંધી ફૂલના ભમરા.
૧ આસક્ત, ૨ શોભા;

સયંભૂરમણ-સમુદ્રમાં, માછલું સમકિત પામઈ રે।
જિનબિંબ-ભ્રમ અન્ય માછલઈ રે
જાતિ સમરણ જામઈ રે-શ્રી૦ ॥૪॥
જે જે નિખેપે સેવીઈ, દિલ-ભર દિલ નઈ ઉલ્લાસઈ રે ।
શ્રી ભાવપ્રભસૂરિ ક્હઈ, વેગલા તે શિવ પાસઈ રે-શ્રી૦ ॥૫॥

---

## (૧૦૫૦) (૪૪-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવન

(નણદલની દેશી)

સજની! હે! સજની! ચંદ્રપ્રભ ચિત્ત વસ્યો,
દૂજો ન એહવો દેવ-સજની૦ ।
બાહિર-અંતર ઉજલો,
કીજઈ એહની સેવ-સજની! ચંદ્રપ્રભ૦ ॥૧॥
બાહિર સ્ફટિક-સ્યા ઉજલા, મનના મેલા જેહ-સજની૦ ।
કીધા ગુણ જાણે નહી,
તેહસ્યું ન કીજઈ નેહ-સજની૦ ચંદ્ર૦ ॥૨॥
જે આચારઈ ઉજલો, પર-ઉપગારી સહાય-સજની૦ ।
તે સાથઇ મન મેલીઇ,
જન્મ-મરણ દુ:ખ જાય-સજની૦ ચંદ્ર૦ ॥૩॥
અનુભવઈ એહજ ઉજલો, કથની કરણીઇ શુદ્ધ-સજની૦ ।
પણિ મનમાં નવિ ધારીઇ, ઉજલું એતલું દૂધ-સજની૦ ॥૪॥
પ્રભુની પગ-રજ ફરસતાં, ઉપજે પરમ કરાર-સજની૦ ।
શ્રીભાવપ્રભસૂરિ કહે,
[illegible] વિચાર-સજની૦ ચંદ્ર૦ ॥ ૫ ॥

## (૧૦૫૧) (૪૪-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવ

(નીંદીયાની દેશી)

મુજ સુવિધિ-જિણેસર મન વસ્યો, અંતરયામી અરિહંત
દેહમાં કયણુ દીસઈ નહી, ગુણ-રતનાકર ભગવંત રે-મુજ૦
[1]પાણીવલ [2] પડખે ન[3] પ્યાર રે,
વલી નવો જગાંવઈ નેહલો,
સંભરાવઈ વારોવાર રે-મુજ૦ ॥૧॥

હુંતો એહની આણ શિરે ધરું, શુદ્ધ-વિધિ કરું એહની સેવ રે
ચિંતામણિથી અધિકો ગણું,
દેસ્યે શુભફલ એ દેવ રે-મુજ૦ ॥ ૨ ॥

જેહ સમકિત-ધારી સ્વામીના, સેવા-રસ-સ્વાદના જાણ રે ।
તે વિષયારસ રીઝઈ નહી,
જાણઇ એતો છે છાણ રે-મુજ૦ ॥ ૩ ॥

જેહને ઘટમેં અનુભવ રમઇ, તેહને પ્રભુસ્યું બહુ પ્રીતિ ર
સફલી પૂજા તેહની કહી, લોકોત્તર એ છે રીત રે-મુજ૦ ॥૪॥

જિન-સેવા તપ જપ જાણીઇ, જિન-સેવા ચારિત્ર શીલ રે।
ઇમ શ્રીભાવપ્રભસૂરિ કહે,
જિન-સેવા અધ્યાતમ ઠીલ રે-મુજ૦ ॥૫॥



૧ પાણીદાર=અર્થ-ગુણ-સંપન્ન આપ જેવા, ૨ વિના, ૩ પ્રેમ
૪ જીવનમાં

## (૧૦૫૨) (૪૪–૧૦) શ્રી શીતલનાથ–જિન સ્તવન

(ગિરિથી નદીયાં ઉતરઈ રે લો–એ દેશી)

શીતલજિન તુઝ મૂરતિ રે લો,
લોભાણાં મુઝ નયણ રે–સ–સનેહી નાથ ! ।
શાંત–મુદ્રા શોભે ઘણી રે લો,
પ્રભુ સયણાંનો સયણ રે–શીતલ૦ ॥૧॥

રુચિ જાગી તુઝ શાસનઈ રે લો !
તુંહીજ મ્હારે સ્વામ રે–સ–સનેહી ! ।
આપો સમકિત–સુખડી રે લો !,
જે ન પમાડે [1]નામ રે–સ–સનેહી !૦ શીતલ૦ ॥૨॥

હું આવ્યો આશા–ભર્યો રે લો !
ન કરો મુઝને નિરાશ રે–સ–સનેહી ! ।
આપો અમ્હ [2]યોગ ચાકરી રે લો !,
કરો હજૂરી દાસ રે–સ–સનેહી !૦ શીતલ૦ ॥૩॥

હું છડીદાર સ્વામી તણો રે લો !,
કુણ કરઈ ! મુજસ્યું જોર રે–સ–સનેહી ! ।
ત્રાસ પામઈ તુમ્હ તેજથી રે લો !,
વિષય–કષાય જે ચોર રે–સ–સનેહી !૦ શીતલ૦ ॥૪॥

એહ [3]પ્રસાદ જિણંદનો રે લો !
જિહાં જાયું તિહાં લહું માન રે–સ–સનેહી !
શ્રી ભાવપ્રભસૂરિ કહઈ રે લો !
શિવ–સુખ આપો પ્રધાન રે–સ–સનેહી ! શીતલ૦ ॥૫॥



## (૧૦૫૩) (૪૪-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(પ્રથમ ગોવાલા તણે ભવેજી એ દેશી)

ઘર બઈઠાં આવી મિલ્યાજી, શ્રી શ્રેયાંસ-જિણંદ ।
[1]ઝબકી હું ઉઠ્યો થયોજી, દીઠું રૂપ [2]અ-મંદ,-
જિનેસર! તઈ મોહીઉં મુઝ મન ।
ઝડ લાગી નેહ-નયણડેજી, હરસ્યો પાવિસ તન-જિન૦ ॥૧
સમકિત આંગો ઓરાવિયોજી સેવા પાકી દ્રાખ ।
દીપ્યું અનુભવ આગલુંજી, પૂરાશ્યો અભિલાષ-જિન૦ ॥૨
નિર્મલ ચિત્ત-સિંહાસણુંઈજી, બેસારું જિનરાય ।
ધર્મ-રંગ કંકુ-રસઈજી, પૂજું પ્રભુના પાય-જિન૦ ॥૩
ઉપશમ નિર્મલ મોતીઈજી, વધાવું જગનાથ ।
ભલઈ દર્શન દીધું તુમ્હેજી, વિનવું જોડી હાથ-જિન૦ ॥૪
તુમને તો ઈમજ ઘટઈજી, [3]લેખવો મુઝને દાસ ।
શ્રીભાવપ્રભસૂરિ કહેજી, પૂરી મુઝ મન આસ-જિન૦ ॥૫



## (૧૦૫૪)(૪૪-૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી-જિન સ્તવન

(ચતુર સનેહી મોહનાં-એ દેશી)

વાસુપૂજ્ય મુઝ તારીઇ, [1]ઘઇ [2]હીયાવ તું મુઝને
બલ દઈ બાંહિ પસારીને,
તારક કહે સહૂ તુઝનઇ રે-વાસુ૦

૧ ચકિત થઈને. ૨ અપર્વ ૩ ગણી લે.

[3]ભવ-દરીઉ દુઃખ-ગાજતો, ચો-ગતિ ચ્યાર જ્યાં આરા રે ।
[4]રૂડો લાગઈ ફરસતાં, જેહના અનુભવ ખારા રે-વાસુ૦ ॥૨॥
આધા [5]વેલ જિહાં ઉછલૈ, જન્મ-મરણ જલ ઉંડાં રે ।
કામ-કષાય-મગ માછલાં,
 ભક્ષણ કરઈ જિહાં ભૂંડા રે-વાસુ૦ ॥૩॥
તારુ જે અભિમાનથી, એ માંહે પડઈ ઉડી રે ।
પામઈ ડુબકી નીકલા, બાપડા રહે તે બૂડી રે-વાસુ૦ ॥૪॥
તારણ-તરણતણી કલા, તે એક તું [6]અવધારઈ રે ।
ભાવપ્રભ કહે તું જયો, [7]તટઈ બઇઠો જે [8]તારઈ રે-વાસુ૦ ॥૫॥



## (૧૦૫૫)(૪૪-૧૩) શ્રી વિમલનાથ-જિન સ્તવન

વિમલ-જિણંદ સુખકારી,
 સાચો જે શીલ-વ્રતધારી રે-જિનવર બ્રહ્મચારી ।
[1]કામ-ગજ જિણે મૂલથી ગાલ્યો,
 વેદ-તાપ અનાદિનો ટાલ્યો રે-જિન૦ ॥૧॥
મનમાં શ્યું જુઓ? અધિકાઈ, પામી અતિશય ઠકુરાઇ રે-જિન૦ ।
જિહાં જાગ્યું [2]સહજનું શીલ,
 કુણ લોપઇ? તેહની લીલ રે-જિન૦ ॥૨॥
નવ વાડી જે શીલ-[3]રખોપું,
 વ્યવહારથી તે આરોપું રે-જિન૦ ।

૩ સંસારરૂપ દરીયો, ૪ સુંદર, ૫ ભરતી ૬ જાણે છે, ૭ કિનારે, ૮ તારે છે. ૧ કામરૂપ હાથી, ૨ અંદરનું સ્વાભાવિક, ૩ રક્ષણ,

જિહાં કર્મ તણી ભિતિ પાકી,
જ્ઞાનદશાની [૪]દોડી ત્યાં થાકી રે-જિન૦ ॥૩॥
કોઈ સ્ત્રી-ભગ સ્ત્રી-લાય ભાખઈ,
શંક આંખ પાટો રાખઈ રે-જિન૦ ।
કોઈ ધારઈ વજ્ર-કછોટો,
મૂઢ-મતિનો પંથ એ ખોટો રે-જિન૦ ॥૪॥
વિષય-લાલસા જેહને છીપી,
તિહાંથી જ શીલ-દોલત દીપી રે-જિન૦ ।
ભાનપ્રભ કહે ગુણ ગેહા,
મુઝ વિમલ-જિણંદસ્યું નેહા રે-જિન૦ ॥૫॥

## (૧૦૫૬) (૪૪-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્તવન

(માલી કેરે બાગમેં-એ દેશી)

અનંતનાથ ભગવંતની, [૧]બાંહિ હું વલગો લો-અહો રે બાંહિ૦
[૨]દેહ છાયા તણી પરિં, થાઉં નહી અલગો લો-અહો રે થાઉં૦-
-મનડાનો માનો પ્રભુજી રે લો ॥૧॥
કાલ અનાદિ[૩] મિથ્યામતિં, ઘણું મુઝને ભમાવ્યો લો-મનના૦ ।
ઘાંચી ઘર જિમ બલદીયો, તોહી પાર ન આવ્યો લો તોહી૦
ચૌદરાજના ચોકમેં, તુમ્હે દૃષ્ટિ આવ્યા લો-તુમ્હે૦ ।
આજ થયાં વધામણાં,
મુઝને પ્રભુ ભાવ્યા લો-મુઝને૦ મનડાનો૦ ॥૩॥

૪ દોડ,
૧ નિશ્રાએ, ૨ શરીરનો પડછાયો ૩ મિથ્યાત્વની બુદ્ધિએ,

કલ્પતરુની છાંહડી, જેહવી સુખદાઈ હો-જેહવી૦ ।
તેહવી સંગતિ સ્વામીની,
મીઠી [4]મઈ પાઈ હો-મઈ૦ મનડાનો૦ ॥૪॥
આપ-મેલે સુખ આલસ્યે, કુણ પ્રભુને કહેસ્યે હો,-કુણ૦ ।
ભાવપ્રભ કહે દાસ જો,
તુમ્હ ચરણે રહિસ્યે હો-તુમ્હ૦ મનડાનો૦ ॥૫॥

*

## (૧૦૫૭) (૪૪-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન

(વીરે વખાણી રાણી ચેલણાજી-એ દેશી)

હું જાણું [1]હિવણાં જઈજી, નાથનઈ કરસ્યું [2]નિહાલ ।
[3]માહિમ નાથનઈ નહી પઈજી,
વિરુઉં માયા તણું જાલ-હું૦ ॥૧॥
દીન થઉં જઈ ભાખસ્યુંજી, નાથ છઈ પરમ-કૃપાલ ।
આપસ્યે નિજ-સુખના [4]લવાજી,
ફલસ્યે મનોરથ-માલ-હું૦ ॥ ૨ ॥
વિષય-સ્વાદને વિલસતાંજી, ચાખસ્યું એ પણિ ચીજ ।
નાથ તો સર્વ જાણી રહ્યાજી,
દાસના કપટનું બીજ-હું૦ ॥ ૩ ॥
દાન દેઈ રહ્યો બારણેજી, [5]ભિખુ [6]પરિ હમ દાસ ।
નાથ તો રહે સમભાવમેંજી,
કરઈ ન સુ-દૃષ્ટિ-પ્રકાશ-હું૦ ॥ ૪ ॥

---

૪ મેં,

૧ હમણાં, ૨ જોઈને, ૩ અંતર, ૪ [illegible], ૫ [illegible], ૬ જેમ

સખી! [8]જેવુ તિવુને નવિ સેવીઈ,
સખી! કરિ એહસ્યું તું કીડ ।
સખી! ભાવપ્રભ કહે એ પ્રભુ,
સખી! સેવ્યો ભાંજસ્યે પીડ-સખી! સેવીઈ૦ ॥૫॥



## (૧૦૫૯) (૪૪-૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવન

(ઢાલ-ઝુંબખડાંની)

કુંથુનાથ કરુણા કરો, હું છું તમારો દાસ-જિણેસર વાલહા ।
દયા-પાત્ર મુઝ જેહવું તેહવું ન બીજે વિમાસિ-જિણે૦ ॥૧॥
મોહ મહા-અજ્ઞાનના, વીંટી વલ્યા છે ચોર-જિણે૦ ।
નહી સિંગડું નહી પુંછડું, એહવો અપૂરવ ઢોર-જિણે૦ ॥૨॥
[1]બોલ ન [2]ઉપજે બોલતાં, સીખવો તેહ જ આપ-જિણે૦ ।
[3]ભલે! [4]બિ [5]પઢાડી ભણાવતો,
બાલકને જિમ બાપ-જિણે૦ ॥૩॥
કરતાં મુઝને નાવડે, વિનતડી તુમ્હ લાગ-જિણે૦ ।
આપણો જાણી ઉદ્ધરો, લહેશ્યો જગિ સોભાગ-જિણે૦ ॥૪॥
કૃપા-દૃષ્ટિ તેહવી કરો, જેહથી લહું નિસ્તાર-જિણે૦ ।
ભાવપ્રભ કહે માહરે, ફલઈ વંછિત-સહકાર-જિણે૦ ॥૫॥

*

---

૮ જેવા તેવાને
૧ શબ્દો, ૨ આવડે, ૩ સારા, ૪ પાદપૂર્તિ, ૫ લાડથી

## ૧૦૬૦) (૪૪–૧૮) શ્રી અરનાથ–જિન સ્તવન

(મન મોહનાં લાલ–એ દેશી)

અર–જિણંદ આરાહીઇ રે–ચિત્ત શોધના–લાલ ।
નિરમલ સૂત્ર–વિધિ પેખ રે–પાપ–શોધના લાલ ।
મન વચન કાય થિરઈ રે–ચિત્ત૦,
ઉલ્લસિત ભાવ–વિશેષ રે–પાપ૦ ॥૧॥
વિષય–કષાય શમાવતો રે–ચિત્ત૦,
ન કરઇ આશાતન એક રે–પાપ૦ ।
શુદ્ધ દ્રવ્ય–સુગંધથી રે–ચિત્ત૦,
પૂજઇ પ્રભુને વિવેક રે–પાપ૦ ॥૨॥
ચિરૂ–કલા નવિ ઠેલવઈ રે–ચિત્ત૦,
મોટું ધરઈ મન ઉદાર રે–પાપ૦ ।
સમ અનુષ્ઠાન હોય ઉજલાં રે–ચિત્ત૦,
પૂજાનઇ અધિકાર રે–પાપ૦ ॥૩॥
ભાવ–પૂજાનું હેતુ એ રે–ચિત્ત૦,
છે દ્રવ્ય–પૂજા વિશુદ્ધ રે–પાપ૦ ।
ત્રિવિધ અ–વંચક યોગથી રે–ચિત્ત૦,
સુગતિ કહે છે વિબુધ રે–પાપ૦ ॥૪॥
મન–મારગ માંહિં આણવા રે–ચિત્ત૦,
પહેલું પગથીઉં એહ રે–પાપ૦ ।
ભાવપ્રભ સેવઈ સદા રે–ચિત્ત૦,
સમકિત–દષ્ટિ જેહ રે–પાપ૦ ॥૫॥

*

## (૧૦૬૧) (૪૪-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવન

(ધન ધન શ્રી ઋષિરાય અનાથી-એ દેશી)

ધર્મ કરતાં પાપ જ વળગું, એ ઉખાણો સાચો રે ।
મલ્લિ-જિણેસર વયણ સુણીને,
　　　　બાહિર-દૃષ્ટિ ન રાચો રે-ધર્મ૦ ॥૧॥
પૂરવ-ભવ માયા તપ કીધો, સ્ત્રી-વેદ તિહાં ઉપજાવ્યું રે ।
તપ-જપ ચારિત્ર કિરિયા [1]વિચિમઇ,
　　　　ભલ માયાનું ફાવ્યું રે-ધર્મ૦ ॥૨॥
માયા તો જગ મીઠી પાલી, પ્રાણુનઇ [2]દયઈ [3]ઉદ્દાલી રે ।
ક્રોધાદિક તો ચઢયા જણાઈ,
　　　　એ ન જણાઇ સુઆલી રે-ધર્મ૦ ॥૩॥
સરસ આહાર-પૂજાના વાંછક, તે મુખઈ માયા પોલઇ રે ।
સુગધ-નરનઈ [4]ભાંમઈ પાડી,
　　　　બઈઠા પેટ પપોલઈ રે-ધર્મ૦ ॥૪॥
તપ-જપ વ્રત તેહનાં શુદ્ધ કહીઈ, જે માયા નવિ ધરસ્યઈ રે ।
શ્રી ભાવપ્રભ કહે તે તરસ્યઇ,
　　　　મલ્લિ-જિનનું કહિઉં કરસ્યે રે-ધર્મ૦ ॥૩॥

●

## (૧૦૬૨) (૪૪-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

(એડીની મેડી કરું-એ દેશી)

મુનિસુવ્રત જિન ચાંમલો,
　　　　ચેતન સહજ-વિલાસ

---

૧ વચ્ચે, ૨ લે, ૩ અવ્યવસ્થિત, ૪ ભ્રમણામ

ઉજ્વલ ધ્યાને ધ્યાઈઇ,
અનુભવ-રસમેં ઉલ્લાસ-મોરા૦ મુનિ૦ ॥૧॥
પુદ્ગલથી ન્યારો રહ્યો, ખેલઈ આતમરામ-મોરા૦ ।
નિરમલ ગુણ-પરજાયની,
જાગતી જ્યોતિ ઉદ્દામ-મોરા૦ મુનિ૦ ॥૨॥
જ્ઞાન અનંતું જેહનઈ, દરસણ દીપઈ અનંત,-મોરા૦ ।
સુખ અનંતુ કુણ [1]મવઈ,
અનંત વીરજ ઉલ્લસંત-મોરા૦ મુનિ૦ ॥૩॥
બૂઝાણા દીવા સમો, ગુણનો નાશ અશેષ-મોરા૦ ।
મુગતિ લક્ષણ કહે મૂઢ એ,
પામઈ જગમેં કલેશ-મોરા૦ મુનિ૦ ॥૪॥
છઇ અ-વિનાશી આતમા, સત્તા શુદ્ધ-સ્વરૂપ-મોરા૦ ।
શ્રી ભાવપ્રભ તેહનઈ ભજો,
જે ચિદાનંદ અનૂપ-મોરા૦ મુનિ૦ ॥૫॥



## (૧૦૬૩) (૪૪-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવન

(નીંદલડી વયરણ હોઈ રહી-એ દેશી)

નમિ-જિનવર એકવીસમો,
મન મોહન હો ! દરશન સુખદાય કિ ।
ચિત્ત પ્રભુને ચરણે રહ્યું,
[1]પ્રાણી-વાલહો અળગું નવિ થાય કિ-નમિ૦ ॥૧॥

૧ માપે । ૧ જીવોને પ્રિય

કાન તો કાનસૂરાં કરઇ,
નયણે જઈ હો ! કર્યો પહેલાં નેહ
નિરવહિવું મનને પડયું,
અણ દીઠાં હો ! અવટાય જેહ કિ–નમિ૦
ગુણ–રતનાકર સાહિબા, હીયડાથી હો ! ઊતાર્યો ન જાય
સંગમ શીતલ જેહનો,
સેવ કરતાં હો ! દુઃખ–તાપ [૨]ઉલ્હાય કિ–નમિ૦
પ્રભુ બાંહિ વલગી રહું, કિમ મુકું ! હો ! મીઠી જે દ્રાખ
અ-ચિંત-ચિંતામણિ–સંગથી,
મુઝ [૩]પુહચઇ હો ! પૂરો અભિલાષ કિ–નમિ૦
સુખ આપઇ પ્રભુ સાસતાં,
જો ધરીઇ હો ! એહનું શુભ ધ્યાન
ભાવપ્રભસૂરિ કહે,
એ જાણો હો ! શિવ–પુરનું નિદાન કિ–નમિ૦



## (૧૦૬૪) (૪૪–૨૨) શ્રી નેમિનાથ જિન ૨

(સાસૂ પૂછઈ હે વહૂ–એ દેશી)

રાજુલ કહે સુણિ હે ! સખી !,
મ્હારો [૧]નાહલીયો નેમિ રીસાણો-કાં
તોરણથી પાછો વળ્યો, નવ ભવ નેહ નિવારી જાઇ,
નેમિ [illegible]

૨ [illegible]

અપૂરીઈ મન માહરૂં ટલવલઈ, જં [૪]તુઈ [૫]નવલઈ રે [૬]જંપ ।
બોલે ન એહવો રે [૭]જગમઈ જેહવો,
સહજ સ-ભાવસ્યું સંપ-વાલ્હ૦ ॥૩॥

ગુણ-રતનાકર મૂરતિ જિન તણી, ચિહું દિશિ દીપઇ રે તેજ ।
[૮]મીટા-મિંટઇ રે મુખડું નિહાલતાં,
હીયડે-જાગઇ રે હેજ-વાલ્હ૦ ॥૪॥

પાસ-જિણેસર અલવેસર ધણી, ભવ-દુઃખ-ભંજણહાર ।
વાલ્હો કહીઈ રે મનથી ન વીસરઈ,
શ્રી ભાવપ્રભ આધાર-વાલ્હ૦ ॥૫॥

૪૪

## (૧૦૬૬) (૪૪-૨૪) શ્રી મહાવીરસ્વામી-જિન સ્તવન

(રાજુલ કહે રે સુણો નેમિજી-એ દેશી)

મહાવીર જિનરાજજી !
પ્રભુ ! થેં છો જગરા તાત !-શાસન-રાયા ! હો ! ।
સુર-નર થારા ગુણ ગાવઈ, દેખત નયણે સોહાત-શાસન૦
-આજ. ભલઈ થાનક ભેટીય ....

થાંરી મૂરતિ લગાવઇ મોહની,
રહું તો [૧]એહડો ન પ્રભુરો સંગ-શાર
અહનિશિ [૨]સેવામઇ રહાં,
લાગો ચોલ-મજીઠરો રંગ-શાસન૦ આજ

૪ તારાથી, ૫ ખદલથી, ૬ શાંતિ, ૭ જગમાં, ૮ આંખોથી
૧ છોડીએ, ૨ સેવામાં,

અણુદીઠાં મન માહરૂં ટલવલઈ, જં [4]તુઈ [5]નવલઈ રે[6] જંપ ।
બીજો ન એહવો રે [7]જગમાંઈ જેહવો,
સહજ સ-ભાવસ્યું સંપ-વાલ્હ૦ ॥૩॥
ગુણ-રતનાકર મૂરતિ જિન તણી, ચિહું દિશિ દીપઇ રે તેજ ।
[8]મીટા-મિંટઇ રે મુખડું નિહાલતાં,
હીયડે-જાગઇ રે હેજ-વાલ્હ૦ ॥૪॥
પાસ-જિણેસર અલવેસર ધણી, ભવ-દુઃખ-ભંજણહાર ।
વાલ્હો કહીઈ રે મનથી ન વીસરઈ,
શ્રી ભાવપ્રભ આધાર-વાલ્હ૦ ॥૫॥

૬૬

## (૧૦૬૬) (૪૪-૨૪) શ્રી મહાવીરસ્વામી-જિન સ્તવન

(રાજુલ કહે રે સુણો નેમિજી-એ દેશી)

મહાવીર જિનરાજજી!
પ્રભુ! થેં છો જગરા તાત!-શાસન-રાયા! હે! ।
સુર-નર થારા ગુણ ગાવઈ, દેખત નયણે સોહાત-શાસન૦
-આજ ભલઈ થાનઇ ભેટીયા ॥૧॥
થાંરી મૂરતિ લગાવઇ મોહની,
મ્હેં તો [1]મેલ્હાં ન પ્રભુરો સંગ-શાસન૦ ।
અહનિશિ [3]સેવામઇ રહાં,
લાગો ચોલ-મજીઠરો રંગ-શાસન૦ આજ૦ ॥૨॥

૪ તારાથી, ૫ બદલથી, ૬ શાંતિ, ૭ જગમાં, ૮ આંખોઆંખ.
૧ છોડીએ, ૨ સેવામાં,

સાહિબા ! ધ્યાનરા નાયક થેં અછો,
પ્રભુ ! ચારિત્ર તપ શંણગાર-શાસનં૦
મનથી ઉતારાં ન્હેં નહી,
જ્યું ગોરી હીયારો હાર-શાસન૦ આજ૦ ॥૩॥
મ્હારા અંતરયામી થેં પ્રભુ !,
મ્હારઈ થેં ખાસી [૩]મીરાતિ-શાસન૦ ।
સહજ-ચિદાનંદ થેં પ્રભુ,
થેં તો ટાલી અ[૪]-વિધાંડરાતિ-શાસન૦ આજ૦ ॥૪॥
[૫]મ્હાં કઈ [૬]મુંહગી મોહણ-વેલ થેં,
સેવકાંરી થેં પૂરો આસ-શાસન૦ ।
શ્રી ભાવપ્રભસૂરિ કહે થારઈ,[૭]
નામઈ લીલ-વિલાસ-શાસન૦ આજ૦ ॥૫॥



## કલશ

(સુણિ બહિની ! પિયુડો પરદેશી-એ દેશી)
આજ દિવસ ધન ધન માહરો ! ઋષભ-પ્રમુખ જિન ગાયા રે।
વર્તમાન ચોવીસ તીર્થંકર, ત્રિભુવનના જે રાયા રે-આજ૦ ॥૧॥
ચિંતામણિ સમ સયલ જિણેસર, સેવતાં સુખ લહે પ્રાણી રે।
-સ્તવના કરી ઉત્કટ આણી,
સફલ થઇ મુઝ વાણી રે-આજ૦ ॥૨॥
૭૨ [૭]રત્ન પ્રવચન[૮]-માતા,
સેઠ [૧૦]સંયમના ધારો રે (૧૭૮૩) ।

[૩] ન પાંસ-ઐશ્વર્ય, ૪ અજ્ઞાનાદિ દુશ્મનો ૫ મારા માટે ૬ મોંઘી ૭ તારી

ફાગુણ સુદિ તિથિ ત્રીજ અનુપમ,
વાર [1]નક્ષત્ર-પતિ સારો રે-આજ૦ ॥ ૩ ॥

પુનિમ ગચ્છ ગુરુરાજ વિરાજઈ, શ્રી મહિમાપ્રભ સૂરીંદા રે ।
જગમગ જેહની કીરતિ મોટી,
અહનિશિ ગાય સાજેના રે-આજ૦ ॥૪॥

તસુ પાટઈ ભાવપ્રભસૂરીશ્વર, મન હરખે ઇમ-ભાખઈ રે ।
જિનગુણ સાંભલઈ ભાવઇ પભણઇ,
તે અખય સુખ ચાખઈ રે-આજ૦ ॥૫॥

સંવત ૧૭૮૩ મિતે ફાગુણ સુદિ ચતુર્દશ્યાં ચંદ્રિ વારે
શ્રીમતિ અણહિલ્લ-પત્તને ઢંઢેર-પાટકે કૃત ચાતુર્માસકેન
પૂર્ણિમા-પક્ષીય શ્રી ભાવપ્રભસૂરિણા લિપીકૃતાનિ
શ્રી તેજરત્ન નામધેય પઠનકૃતે ॥

॥ શુભં ભવતુ ॥ શ્રીરસ્તુ ॥



૧. ચન્દ્રવાર

॥ શ્રીસકલ-પંડિત-શિરોમણિ-ચક્ર-શક્રસમ-
પં. શ્રી કીર્તિવિમલ-ચરણકમલેભ્યો નમઃ ॥

श्रीवर्द्धमान-स्वामिने नमः

## પં. શ્રી કીર્ત્તિવિમલ-ગણી-વિરચિત સ્તવન-ચોવિશી

(૪૫)

### (૧૦૬૭) (૪૫-૧) શ્રી ઋષભદેવ જિન સ્તવન

(મહાવિદેહ ખેત્ર સોહામણું એ-દેશી)

મનમોહન ! તું સાહિબો, મરુદેવી-માત મલ્હાર-લાલ રે।
નાભિરાયા-કુલ-ચંદલો, ભરતાદિક સુત [1]સાર-લાલ રે-
-મનમોહન તું સાહિબો ॥૧॥

જુગલા-ધરમ-નિવારણો, તું મોટો મહારાજ-લાલ રે।
જગત-દાલિદ્ર-ચૂરણો,
[2]સારિ હવિં મુજ કાજ-લાલ રે-મન૦ ॥૨॥

વૃષભ લંછન સોહામણો, તું જગનો આધાર-લાલ રે।
ભવભય-ભીતા આણિનઈ,
શિવ-સુખનો દાતાર-લાલ રે-મન૦ ॥૩॥

અનંત-ગુણ-મણિ-આગરુ, તું પ્રભુ ! દીન દયાલ-લાલ રે।
સેવક-જનની વીનતિ,
જનમ-મરણ- - - ટાલિ-લાલ રે-મન૦ ॥૪॥

૧ શ્રેષ્ઠ, ૨ કરી દો,

સુરતરુ-ચિંતામણિ સમો, જે તુમ સેવઈ પાય-લાલ રે ।
ઋદ્ધિ અનંતી તે લહે,
વલી કીરતિ અનંતી થાઈ-લાલ રે.-મન૦ ॥૫॥



## (૧૦૬૮) (૪૫-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

(વાસુપૂજ્ય જિન વંદિઈ એ-દેશી)

અજિત-જિણંદ અવધારીઈ, સેવકની [૧]અરદાસો રે ।
તું સાહિબ સોહામણો, હું છું તોરો દાસો રે-અજિત૦ ॥૧॥
જિતશત્રુ-રાય-કુલ-તિલો, વિજયા માત મલ્હારો રે ।
નયરી અયોધ્યાઈ અવતર્યો,
ગજ લંછન અતિ સારો રે-અજિત૦ ॥૨॥
જગ-જીવન જગના ધણી, તું છઈ જગ-પ્રતિપાલો રે ।
નામ તુમારૂં જે જપઈ,
તે પામે સુખ વિશાલો રે-અજિત૦ ॥૩॥
સુરતરુ સુરમણિ સુરલતા, વંછિત પૂરે એહો રે ।
તેહથી તુમ્હ સેવા ભલી,
શિવ-સુખ આપઈ જેહો રે-અજિત૦ ॥૪॥
જે ભવી તુમ્હ સેવા કરઈ, તે લહે કોડિ કલ્યાણો રે ।
ઋદ્ધિ-સિદ્ધિ-કીરતિ ઘણી,
તસ ઘરિ [૨]શુંભ મંડાણો રે અજિત૦ ॥૫॥



૧ અરજી, ૨ સારી ચીજોનું મંડાણ,

પ્લવગ-લંછન પાયે સોહે,
ભવિજનના મન-મોહિં રે-તું અંતર૦ ।
જે પ્રભુ તુઝ આણા શિર વહીઇ,
તો નિરમલ સુખ લહીઇ રે-તું અંતર૦ ॥૨॥
વિનિતા-નગરી જબ પ્રભુ આયા,
સંવર-કુલ દીપાયા રે-તું અંતર૦ ।
ધન્ય સિધારથા માતા જાયા,
ઇંદ્ર-ઇંદ્રાણી લડાયા રે-તું અંતર૦ ॥૩॥
નાયક યક્ષ તુમ્હ સેવા સારઇ,
કાલિ-સુરી દુઃખ વારઇ રે-તું અંતર૦ ।
ધન્ય જિહાં જે તુમ્હ ગુણ ગાવઇ,
ધન્ય મન જે તુમ્હે ધ્યાવઇ રે-તું અંતર૦ ॥૪॥
જે ભવી તુમ્હ ચરણાંબુજ સેવઇ,
કામધેનુ સો લેવઇ રે-અંતર૦ ।
સુરતરૂ-ચિંતામણિ ઘરિ આવઇ.
ઋદ્ધિ-કીરતિ અનંતી થાવઇ રે તું અંતર૦ ॥૪॥

☆

## (૧૯૭૧) (૪૫-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

(દરશન દીજઇ-પ્રભુ પાસજી હો લાલ એ-દેશી)

સુમતિ જિણેસર સેવીઇ હો લાલ,
સુમતિ તણો દાતાર-સાહિબજી ।
બહુ-દિનનો ઉમાહલો હો !-લાલ,
દરશન આપો સાર-સાહિબજી-સુમતિ૦ ॥૧॥

મેઘરાય કુલ ચંદલો હો ! લાલ,
મંગલા-માત મલ્હાર-સાહિબજી ।
ભવ-ભયથી ઉભગો હો ! લાલ,
તું મુઝ શરણું સાર-સાહિબજી-સુમતિ० ॥૩॥
પાયે કૌંચ સેવઈ સદા હો ! લાલ,
તુંબરું સારઈ સેવ-સાહિબજી ।
મહાકાલી સુરી સદા હો ! લાલ,
વિઘ્ન ટાલિં નિત્યમેવ-સાહિબજી-સુમતિ० ॥૩॥
નયરી કોશલાઈ અવતર્યા હો ! લાલ,
તવ વરત્યો જયજયકાર-સાહિબજી ।
ઘરિ ઘરિ હરખ વધામણાં હો ! લાલ,
ધવલ-મંગલ દિઈ નાર-સાહિબજી-સુમતિ० ॥૪॥
અનંત ગુણ છઈ તાહરા હો ! લાલ,
કહેતાં નાવઇ પાર-સાહિબજી
દિન દિન તુમ્હ સેવા થકી હો ! લાલ,
ઋદ્ધિ-કીરતિ અનંતી સાર-સાહિબજી-સુમતિ० ॥૫

★

## (૧૦૭૨) (૪૫-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(શ્રી ચંદ્રપ્રભ જિનરાજ રાજે એ-દેશી)

શ્રી પદ્મપ્રભ-જિનરાજ શોભઇ, વદન [૧]શારદ ચંદ રે ।
ભવિક-જીવ-ચકોર નિરખી,
પામઈ પરમાનંદ રે-શ્રી પદ્મ० ॥ ૧ ॥

[૧] આસો સુદ પૂનમનો,

તુઝ રુપ-કાંતિ અતિ વિરાજઇ, મોહઇ સુર-નર-વૃંદ રે ।
તુઝ ગુણ-કથા ²વ્યથા સેવી ભંજઈ,
ધ્યાન-સુરતરુ-કંદ રે-શ્રી પદ્મ૦ ॥ ૨ ॥

પદ્મવરણી કાયા શોભઇ, પદ્મ સેવઇ પાય રે ।
પદ્મપ્રભ-જિન સેવ કરતાં,
અ-વિચલ-³પદ્મા થાય રે-શ્રી પદ્મ૦ ॥૩॥

ધન્ય સુસીમા-માત-જાયો, ધરરાય-કુલ-મંડાણ રે ।
નયરી કૌશાંબી ધન્ય જિહાં,
હુઓ જનમ-કલ્યાણ રે-શ્રી પદ્મ૦ ॥૪॥

જનમ પાવન આજ હુઓ, જિનરાય તારઈ ધ્યાન રે ।
હવિ ઋદ્ધિ-કીરતિ અનંતી આપી,
થાપો સુખ નિરવાણ રે-શ્રી પદ્મ૦ ॥૫॥



## (૧૦૭૩)(૪૫-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(શ્રી અનંત જિનસ્યું કરો સાહેલડીયાં એ-દેશી)

શ્રી સુપાસ-જિનસ્યું કરો-સાહેલડીયાં,
અતિ અનો
એક રંગ ¹હીલો નહી-સાહેલડીઃ
બીજો હીલો
તું સાહિબ સોહામણો-સાહેલડીઃ
બીજો નાવ

---

૨ પીડા ૩ લક્ષ્મી, ૧ હલકો, ૨ અનુકૂળ.

એહ રંગ સદા હોજો-સાહેલડીયાં,
જાં લગિં શિવ-પદ થાય-ગુણ-વેલડીયાં ॥૨॥
ભવ અનંત ભમતાં થકાં-સાહેલડીયાં,
પુણ્યે પામ્યા આજ-ગુણ-વેલડીયાં।
તો મુઝ મન-વંછિત ફલ્યો-સાહેલડીયાં,
સીધાં સઘલાં કાજ-ગુણ-વેલડીયાં ॥૩॥
રાગ-રહિત પ્રભુ! તું કહ્યો-સાહેલડીયાં,
મુઝનઈ તુઝસ્યું રાગ-ગુણ-વેલડીયાં।
સરિખા વિણુ પ્રભુ! ગોઠડી-સાહેલડીયાં,
કિમ બનિ આવઇ [4]લાગ-ગુણ-વેલડીયાં ॥૪॥
કૃપા-નજર સાહિબતણી-સાહેલડીયાં,
સેવકના દુઃખ જાય-ગુણ-વેલડીયાં।
અનંત ઋદ્ધિ-કીરતિ ઘણી-સાહેલડીયાં,
જગમાં જશ બહુ થાય-ગુણ-વેલડીયાં ॥૫॥



## (૧૦૭૪) (૪૫-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવન

("કંત તમાકુ પરિહરો" એ-દેશી)

ચંદ્રપ્રભ-જિન સાહિબાં, તું છઇ ચતુર સુજાણ-મહારાજ।
સેવક-જનની વિનતિ,
એ તું હિલમાં આણ-મહારાજ-ચંદ્ર૦ ॥૧॥
કાલ અનાદિક હું ભમ્યો, કહેતાં નાવઇ પાર-મહારાજ।
એકેન્દ્રિની જાતિમાં,
અનંત કાલ અવધાર-મહારાજ-ચંદ્ર૦ ॥૨॥

---

૪ અનુરાગ,

એમ વિગલેંદ્રિની જાતિમાં, વસીઓ કાલ હું સંખ-મહારાજ।
છેદન-ભેદન-વેદના,
સહિયાં તેહ અ-સંખ-મહારાજ-ચંદ્ર૦ ॥૩॥
પુણ્ય-યોગિ વલી પામીઓ, પંચેંદ્રીની જાતિ-મહારાજ।
તે માંહિ અતિ-દોહિલી,
માનવની ભલી જાતિ-મહારાજ-ચંદ્ર૦ ॥૪॥
હવઇ તુમ સેવા પામીઓ, તો સરિયાં મુઝ કાજ-મહારાજ।
ઋદ્ધિ-કીરતિ અનંતી થાપીનઇં,
આપો શિવનું રાજ-મહારાજ-ચંદ્ર૦ ॥૫॥

★

## (૧૦૭૫) (૪૫-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(રાજનગરના રાજજી સાહિબ સાંભલો-એ દેશી)

શ્રી સુવિધિ-જિનેસર સામીજી-સાહિબ સાંભલો,
તુમે રિદ્ધી અનંતી પામીજી-સાહિબ સાંભલો।
જે ઋદ્ધિનો હું છું કામીજી-સાહિબ સાંભલો;
તે વિનતી કરું શિરનામીજી-સાહિબ સાંભલો ॥૧॥
ત્રિણ ગઢમાં બઇઠા સોહેંજી-સાહિબ૦
ભવિ-જનના મન તિહાં મોહઈજી-સાહિબ૦।
શિર ઉપર છત્ર વિરાજઇંજી-સાહિબ૦
ત્રિણુ જગના સંશય ભાંજઇજી-સાહિબ૦ ॥૨॥
વાજિંત્ર કોડાકોડીજી-સાહિબ૦,
સવિ પરખદા રહિં કરજોડીજી-સાહિબ૦।

વાણી તિહાં અમીય-સમાણીજી-સાહિબ૦,
સાંભલઇ સવિ ઇંદ્ર-ઇંદ્રાણીજી-સાહિબ૦
બિહું પાસઇ ચામર લહેકેંજી-સાહિબ૦
પંચવરણી કુસુમ બહુ મહેકેંજી-સાહિબ૦
ઇમ જે તુઝ ઋદ્ધિના રસિયાજી-સાહિબ૦
તસ પાપ-બંધ સવિ ખસિયાંજી-સાહિબ૦ ॥
ઇમ વિનતિ કરઇ પ્રભુ તુઠાજી-સાહિબ૦
શ્રી સુવિધિ જિણેસર વુઠાજી-સાહિબ૦
ઋદ્ધિ-કીરતિ અનંતી આપીજી-સાહિબ૦
શિવ-પદવી મુજને થાપીજી-સાહિબ૦ ॥

(૧૦૭૬) (૪૫-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવ

(સિદ્ધારથના રે નંદન વિનવું-એ દેશી)

શીતલ-જિનવર સાહિબ વિનવું, વિનતડી અવધાર ।
ભવ-મંડપમાં રે ફિરી ફિરી નાચતાં,
કિમીય ન આવ્યો રે પાર-શીતલ૦ ॥૧॥
લાખ ચોરાશી રે જોણીમાં વલી, લીધા નવ-નવ વેશ ।
ભમત ભમતાં રે પુણ્યે પામીઓ,
આરય માનવ-વેશ-શીતલ૦ ॥૨॥
તિહાં પણિ દુલ્લભ જ્ઞાન-ક્રિયા ભલી,
જેહથી સીઝઇ રે કાજ ।
તે પામીનઇ રે ધરમ જે નવિ કરઇ,
તે માણસને રે લાજ-શીતલ૦ ॥૩॥

જ્ઞાન-દરશન-ચારિત્ર ભલું, જે એહ પામઈ રે સાર।
તેહ ભવિક-જન નિશ્ચય પામસ્યઈં,
વેહલો ભવનો રે પાર-શીતલ૦ ॥૪॥
તુમ સેવાથી સાહિબ પામીઓ, અ-વિચલ-પદ-નિવાસ।
ઋદ્ધિ-અનંતી રે કીરતિ થાપીઇ,
આપો શિવપુર-વાસ-શીતલ૦ ॥૫॥

○

## (૧૦૭૭) (૪૪-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(મુનિ માન સરોવર હંસલો-એ દેશી)

શ્રી શ્રેયાંસ ! કૃપા કરો તું, જગ-બંધવ તાતો રે ।
અલખ-નિરંજન તું જયો,
તું છઇં જગમાં વિખ્યાતો રે-શ્રી શ્રેયાંસ૦ ॥૧॥
ધન-ધન! નર ભવ ! તેહનો, જેણુઈ તુઝ દરશન પાયો રે।
માનું ચિંતામણિ સુરતરૂ,
તસ ઘરિ ચાલી આયો રે-શ્રી શ્રેયાંસ૦ ॥૨॥
ધન્ય તે ગામ-નગર-પુરા, જે ઘરિ તું પ્રભુ આયો રે ।
ભગતિ ધરી પ્રતિલાભીઓ,
તેણિં બહુ સુકૃત કમાયો રે-શ્રી શ્રેયાંસ૦ ॥૩॥
જિહાં જિહાં ઈમ તું ગયો, તસ બહુ પાપ પલાયો રે ।
તુઝ મુરતિ નિરખી ભલિં,
જેણિં તું દિલમાં ધાયો રે-શ્રી શ્રેયાંસ૦ ॥૪॥
હવઈં મુઝ પ્રભુજી ! દીજીઈ, તુઝ ચરણ-કમલ-નિવાસો રે।
ઋદ્ધી અનંતી આપીઈં,
કીરતિ અનંતી આવાસો રે-શ્રી શ્રેયાંસ૦ ॥૫॥

-આવો આવો ઉત્તમ ગુણ રાગી,
-પ્રભુ ગુણ ગાવા મતિ જાગી;
-હું પામ્યો આણંદપૂર-મનના માન્યા૦ ॥૧॥
સિંહસેન-કુલ-દિનમણી રે,
સુજસા-માત-ઉર-હંસ-મનના માન્યા।
અજોધ્યા નગરીનો રાજીઓ રે,
સયલ-ગુણી અવતંસ-મનના માન્યા-આવો૦ ॥૨॥
વરસીદાન દેઈ કરી રે, ટાળી દારિદ્ર દુઃખ-મનના માન્યા।
ચારિત્ર લેઈ સહસ-ભૂપસ્યું રે,
દેતા જીવનઈં સુખ-મનના૦ આવો૦ ॥૩॥
કેવલજ્ઞાન પામી કરી રે, દેઈ ભવિનઈં ઉપદેશ-મનના માન્યા।
દાન-શીલ-તપ-ભાવના રે,
કરો ભવિ શુભ-લેશ-મનના૦ આવો૦ ॥૪॥
ચઉદમઈં ગુણઠાણઈં ચઢી રે,
ચઉદમઈં તિં શિવ લીદ્ધ-મનના માન્યા।
ઋદ્ધિ-કીરતિ પદ થાપિનઈં રે,
આપો અમૃત-સિદ્ધ-મનના૦ આવો૦ ॥

※

## (૧૦૮૧) (૪૫-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્ત૦

(રંગી લે આતમા-એ દેશી)

ધરમ જિણેસર પનરમા, અવધારો અરદાસ-રંગીલે આતમા
ચરણોંઈં હું આવીઓ,
રાખો ચરણિં દાસ-રંગીલે આતમા ॥૧॥

ક્રોધ-પાવક ઉઠઈ થકઈ, બાલૈં પુણ્યનું ખેત્ર-રંગીલે આતમા।
માન-મતંગજ જે ચઢયા,
તેહનેં કીધો દુઃખ-સંકેત-રંગીલે આતમા ॥૨॥
માયા-સાપણુ જે ડસ્યા,
તે ન ગણ્યું મિત્ત-અમિત્ત-રંગીલે આતમા।
લોભ-પિશાચઇ જે ગ્રસ્યા,
તે નિશદિન ચાહઈ વિત્ત-રંગીલે આતમા ॥૩॥
ખિમા માર્દવ આર્જવ ગુણુઈ,
સંતોષ સુભટ કરો હાથ-રંગીલે આતમા।
ક્રોધાદિક ચ્યાર નવિ રહઈ,
સિંહનાદઈ ગજસાથ-રંગીલે આતમા ॥૪॥
ધરમિ સેવઈ ધર્મનાથ નઈ,
ન્યાયિં સેવઈ જિમ ન્યાય-રંગીલે૦।
ઋધિ-કીરતિ અનંતી આપજો,
જિમ અમૃત-પદ મુઝ થાય-રંગીલે ॥૫॥



## ૧૦૮૨) (૪૫-૧૬) શ્રી શાન્તિનાથ-જિન સ્તવનં

(છ રે છ—એ દેશી)

છ રે! માહરે શાંતિ-જિનેસર દેવ,
અરજ સુણો પ્રભુ! માહરી-છ રે છ।
છ રે! માહરે! ભવમાં ભમતાં સાર,
સેવા પામી તાહરી-છ રે છ૦ ॥૧॥

જી રે ! માહરે ! માનું સાર હું લેહ,
હરિ-હર દીઠા લોચણે-જી રે જી
જી રે ! માહરે દીઠેં લાગો રંગ,
તુજ્હ ઉપર એહ મને-જી રે જી ॥૨॥
જી રે ! માહરે ! જિમ પંથી મન ધામ,
સીતાનું મન રામસ્યું-જી રે જી ।
જી રે ! માહરે ! વિષયી ને મન કામ,
લોભીનું ચિત્ત દામસ્યું-જી રે જી ॥૩॥
જી રે ! માહરે ! એહવો પ્રભુસ્યું રંગ,
તે તો તુજ્હ કૃપા થકી-જી રે જી ।
જી રે ! માહરે ભવ-નિરવેદ અત્યંત,
નિત્યેં જ્ઞાન દિશા થકી-જી રે જી ॥૪॥
જી રે ! માહરે શાંતિ કરો શાંતિનાથ,
શાંતિ તણો અરથી સહી, જી રે જી ।
જી રે ! માહરે ઋદ્ધિ-કીરતિ તુજ્હ પાસ,
અમૃત-પદ આપો વહી-જી રે જી ॥૫॥



## (૧૦૮૩) (૪૫-૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવ

(નદી યમુના કે તીર ઉડઈ દોઈ પંખીયા એ-દેશી)

કુંથુ જિનેસર ! દેવ ! સેવા પ્રભુ ! તુમ તણી રે-કે સેવા०
કીજઈ આતમ એક મના થઈ, તે ઘણી રે-કે એક મના० ।
ચિંતામણિ કામધેનુ પ્રભુ ! નિતેં ખરી રે-કે પ્રભુ० ,
કલ્પવૃક્ષ કામકુંભ સમાણી ચિત્ત ધરી રે-કે સમાણી० ॥૧॥

તેહથી અધિકી સેવ સ્વામિની જાણીયે રે-કે સ્વામી૦ ,
તેમાં નહી સંદેહ કે મનમાં આણીઇ રે-કે મનમાં૦ ।
તુમ્હ સેવાથી રાજ-ઋદ્ધિ સંપદ સવી રે-કે ઋદ્ધિ૦ ,
વલી સુરાસુર ઇદ્રાદિક પદવી હવી રે-કે ઇદ્રાદિક પદવી૦ ॥૨॥
તીર્થંકર પદવી લહઈ સેવાથી જના રે-કે સેવાથી૦ ,
જિમ શ્રેણિક-નરનાથ પામ્યા પ્રભુ નામના૦ રે-કે પામ્યા૦ ।
રાવણ નામ નરેંદ્ર અષ્ટાપદ આવીઆ રે-કે અષ્ટાપદ૦ ,
તે પામ્યા જિન-પદવી નાટક ભાવિઓ રે-કે નાટક૦ ॥૩॥
જિહાં નહી રાગ ને શોગ જનમ મરણ નહી રે-કે જનમ૦ ,
અનંત જ્ઞાન-દરશન-સુખ-વીરજ તે સહી રે-કે વીરજ૦ ।
સિદ્ધપુરી એને નામે લોકાંતે અતિ-ભલી રે-કે લોકાંતે૦ ,
પ્રભુ-ચરણ-સેવાથી આતમ !
પામીશ ! તે ભલી રે-કે પામીશ૦ ॥ ૪ ॥
સૂર રાજા જસ તાત શ્રી માતા જાણીયે રે-કે શ્રીમાતા૦ ,
દેહ કંચણમય પાંત્રીસ ધનુષ વખાણીયેં રે-કે ધનુષ૦ ।
છાગ-લંછન સુખકારક ગજપુરિં રાજીઓ રે-કે ગજપુરિં૦ ,
ઋદ્ધિ-કીરતિ સુખ આપી,
સેવક દુઃખ ભાજીઓ રે-કે સેવક૦ ॥ ૫॥



## (૧૦૮૪) (૪૫-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(સુણી પશુઆં વાણી રે-એ દેશી)

નાગપુર નરેંદા રે, સેવઈ સવિ ઇદ્રા રે ।
સુખ સોહઇ ચંદા, ભવિ-મન મોહતો રે ॥૧॥

રાય સુદરશણ તાત રે, દેવી રાણી માત રે ।
તસ પુત્રી સુજાત, જિણ્યો તું દિનમણિ રે. ॥૨॥
સુગણું જિસે માયા રે, નહી મમતા માયા રે ।
ઉત્કૃષ્ટ ગુણ સવિ ગાવિ, કેવી થાઉં મતી રે. ॥૩॥
હું તો પ્રભુ ધ્યાઉં રે, ગુણ તારા ગાઉં રે ।
સુખી તો થાઉં, જો મુઝ મન વસઈ રે. ॥૪॥
અરનાથ જિણંદા રે, સુખ-સુરતરુ-કંદા રે,
ઋદ્ધિ-કીરતિ આપિંદા, સેવકને સહી રે. ॥૫॥



## (૧૦૮૫) (૪૫-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવં

(લલનાની દેશી)

મલ્લિનાથ મુઝ ચિત્ત વસ્યો, જિમ કુસુમમાં વાસ-લલના
ઉત્તમ નર જિહાં કિણુ વાસઈ,
[તિહાં થાઇ સહી ઉલ્લાસ-લલના-મલ્લિ૦ ॥૧॥
સૂરજ વિના જિમ દિન નહી,
પુણ્ય વિના નહી શર્મ-લલના ।
પુત્ર વિના સંતતિ નહી,
મન શુદ્ધિ વિના નહી ધર્મ-લલના-મલ્લિ૦ ॥૨॥
શુદ્ધ વિદ્યા ગુરુ વિણુ નહી, ધન વિના નહી માન-લલના ।
દાન વિના જિમ યશ નહી,
કંઠ વિના નહી ગાન-લલના-મલ્લિ૦ ॥૩॥
સાહસ વિણુ સિદ્ધિ નહી, ભોજન વિના નહી દેહ-લલના૦

વૃષ્ટિ વિના સુભિક્ષ નહી,
રાગ વિના નહી નેહ-લલના-મલ્લિ૦ ॥ ૪ ॥
તિમ પ્રભુની સેવા વિના, મોક્ષ ન પામઇ કાય-લલના ।
મેં તો તુમ્હ આણા વહી,
જિમ ઋદ્ધિ ને કીરતિ હોય-લલના-મલ્લિ૦ ॥૫॥



## (૧૦૮૯) (૪૫-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

(હો નણદલ-એ દેશી)

મુનિસુવ્રત જિન વીસમા,
એ તો વીસે વસા છઇ શુદ્ધ-જિનવર ।
એ પ્રભુને જે ચિત્ત ધરઇ,
તે થાઇ ત્રિભુવન બુધ-જિનવર-મુનિ૦ ॥૧॥
સુમિત્ર નૃપ કુલ શોભતો, પદ્મા રાણી ઉર-હંસ-જિનવર ।
રાજગૃહી નગરીનો રાજીઓ,
ગુણ ગાજીઓ ગુણી-અવતંસ-જિનવર-મુનિ૦ ॥૨॥
કૂર્મ લંછન પાયે ભલું, લક્ષણ શોભિત અંગ-જિનવર ।
ઉત્તમ સહસ રાજનસ્યું,
ચારિત્ર લીઇ મન રંગ-જિનવર-મુનિ૦ ॥ ૩ ॥
તીસ સહસ સાધૂ ભલા, મહાસતી સંખ્યા જાણુ-જિનવર ।
પચાસ સહસ ગુણે ભરી,
તસ ધ્યાન હૃદયમાં આણુ-જિનવર-મુનિ૦ ॥ ૪ ॥
શ્યામ વરણ ઉજ્જલ કરઈ,
જિહાં રહઈ પ્રભુ ગુણ-ખાણી-જિનવર ।

સમેત શિખર મુગતિં ગયા,
ઋદ્ધિ-કીરતિ અમૃત વાણી-જિનવર-મુનિ૦ ॥૪॥

(૧૦૮૭) (૪૫-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવ

(નાભિરાયા કે બાગ-એ દેશી)

વપ્રા-નંદન એક નાથ, મસ્તક એહ કર્યોરી ।
કરઈ યોગ ને એમ, તેહજ નામ ખરોરી. ॥૧॥
જ્ઞાન દરશન ચારિત્ર, પામ્યો નહીં કદિઈરી ।
દરશન જ્ઞાન ચારિત્ર, આપવે યોગ હોવેરી. ॥૨॥
પામવી વસ્તુ જે સાર, અનુભવકેરે ગુણેરી ।
તે રાખ્યો ભલિ ભાંતી, જાણો એમ મનેરી ॥૩॥
સાચો તેહજ નાથ, આપસમો જેહ કરઈરી ।
જે ન કરઈ આપ-સમાન, તે મન કુણ ધરેરી ! ॥૪॥
નમિનાથને નામે રાચો, માચો ભવિરી ।
ઋદ્ધિને કીરતિ સાર, અમૃત પદવી હવીરી ।

★

(૧૦૮૮) (૪૫-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્ત

(શ્રી વર્ધમાન જિન રાજીયા રે-એ દેશી)

નેમિ-જિણેસર વાલ્હો રે,
રાજુલ કહઈ એમ વાણિ રે-મન વસિયા
એહજ મેં નિશ્ચય કીયો રે,
સુખદાયક-ગુણખાણિ-શિવ રસીયા૦ ॥૧॥

કૃપાવંત-શિરોમણિ રે, મેં સુણ્યો ભગવંત રે-મન વસિયા ।
હરિણ-શશાદિક જીવને રે,
જીવિત આપ્યું સંત રે-શિવ રસીયા ॥૨॥
મુઝ કૃપા તેં નવિ કરી રે,
જાણું સહી વીતરાગ રે-મન વસિયા ।
યાચક દુઃખિયા-દીનને રે,
દીધું ધન મહાભાગ રે-શિવ રસિયા ॥૩॥
માંગુ હું પ્રભુ! એટલું રે,
હાથ ઉપરિ દ્યો હાથ રે-મન વસિયા ।
તે આપી તુમ્હે નવિ શકયા રે,
આપો ચારિત્ર [1]આથ રે-શિવ રસિયા ॥૪॥
ચારિત્ર-આથ આપી કરી રે,
રાજુલ નિજ સમ કીધ રે-મન વસિયા ।
ઋદ્ધિ-કીરતિ પામી કરી રે,
અમૃત-પદવી લીધ રે-શિવ રસિયા૦ ॥૫॥



## (૧૦૮૯) (૪૫-૨૩) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવન

(રાજાના મિલે-એ દેશી)

વામા-નંદન પાસ-જિણંદ,
પામ્યા પૂરવ-પુણ્યે મુણિંદ-પ્રભુ! એ ભલો ।
પામી નરભવ જે ભજઈ પાસ,
શ-પ્રભુ! એ ભલો ॥૧॥

રોગ-શોગ ન હોઈ આધિ,
હરિનખી નાવઈ પાસઈ કુનારિ-પ્રભુ૦ ।
પાસ-પ્રભુનો જે કરઈ જાપ,
નાવઈ પાસઈ અરિ-કરિ-સાપ-પ્રભુ૦ ॥૨॥
આધિ વ્યાધિ ન થાય દુકાલ,
જે પાસ-જાપ કરઈ ત્રિકાલ-પ્રભુ૦ ।
શાકિણી ડાકિણ-ભૂત-પરેત,
જાઈ નાઠા દુષ્ટ-સંકેત-પ્રભુ૦ ॥૩॥
કામ-કુંભ ને જે સુર-રતન,
વશ્ય થાઈ પાસ-ધ્યાન નેં યતન-પ્રભુ૦ ।
વિદ્યા-દેવી વસ પાસનેં નામ,
રાય-રાણા સવિ કરઈ પ્રણામ-પ્રભુ૦ ॥૪॥
ત્રેવીસમો શ્રી પારસનાથ,
સાચો લહ્યો મઈ મુગતિનો સાથ-પ્રભુ૦ ।
ઋદ્ધિ-કીરતિ પ્રભુથી થાય,
અમૃત-પદનો એહ ઉપાય-પ્રભુ એ ભલો૦ ॥૫॥

## (૧૦૯૦) (૪૫-૨૪) શ્રી મહાવીર-જિન સ્તવન

(દીઠો દીઠો રે મેં વામાકો નંદન દીઠો-એ દેશી)

ગાયો ગાયો રે મેં ત્રિશલા-નંદન ગાયો ।
હરખ બહુમાન આણંદ પામી,
એ સમકિતનો ઉપાયો રે-

તું કૃપાનિધિ! તું સમતાનિધિ! તું મુઝ માત ને ભ્રાતા।
જ્ઞાતા ત્રાતા ધાતા કરતા,
મુઝ ભવ-ભયનો હરતા રે-મેં૦ ॥૨॥

શૂલપાણીનઇ સમકીત દીધું, ચંડકોશિકને તાર્યો।
સેવક ને પ્રભુ! કાંઈ વિસારો!,
અબ પ્રભુ મુઝને તારો રે-મેં૦ ॥૩॥

તુમ્હ-સરિખો શિર સાહિબ પામી, જે કરસ્યે પ્રમાદો।
તે દુ:ખિયો થાયઇ નહી સંશય,
ભવમાં પામઈ વિખવાદો રે-મિં૦ ॥૪॥

મુકી પ્રમાદને પ્રભુ પદ સેવો, એ નર-ભવનો મેવો।
ઋધિ-કીરતિ દેવે વીરદેવા,
અમૃત પદ હરખિં લેવો રે-મિં૦ ॥૫॥

ઈતિ શ્રી ચતુર્વિંશતિ-જિન સ્ત

સંવત ૧૭૯૭ વર્ષે શ્રાવણ માસે શુક્લ
પૂર્ણિમા ૧૫ દિને શુક્ર વાસ રે લિપી
રાજનગરે સા૦ લાલચંદ નિહાલચંદ ॥
પાઠનાર્થે ॥ શ્રી શુભં ભવતુ ॥ કલ્યાણ



શ્રી [illegible]

શ્રી રત્નવિજયજી કૃત

જિન સ્તવન-ચોવીશી

(૬૧)

(૧૦૬૧) (૬૧-૧) શ્રી ઋષભદેવ-જિન સ્તવન

([illegible] પરમેશ્વર કીજે, નર ભવ લાહો લીજીએ-એ)

ઋષભ-જિનેશ્વર ત્રિભુવન-ભૂષણ, ¹ભૂરણ આણું નિરાવાધી
સ્વભાવી અવનિતલે ભેટ્યા,

જેહની ²વાણી જગજીવ-જગગુરુ પ્યારો રે

પુણ્ય થકી મેં દીઠો ! મોહનગારો રે

અરસ સુધાથી મીઠો-જગ૦ ॥૧॥

નાભિ-નંદન નજરે નિરખ્યો, પરખ્યો પૂરણ-ભાવે ।
નિર્વિકારી મુદ્રા જેહની, દીઠે અનુભવ જાગે-જગ૦ ॥૨॥

આતમ-સુખ લહવાનું કારણ, દર્શન જ્ઞાન ચારિત્ર ।
³તેને બધ થકી મિથ્યા અજ્ઞાન,

અવિરતિ જેહ વિચિત્ર-જગ૦ ॥૩॥

સકલ જીવ છે સુખના કામી, તે સુખ અક્ષય મોક્ષ ।
કર્મ-જનિત સુખ તે દુઃખ રૂપ,

સુખ તે આતમ ગોખ-જગ૦ ॥૪॥

---

૧ સંપૂર્ણ રીતે=ખરેખર. ૨ બોલનારા, ૩ દર્શનાદિ ત્રણને,

નિરૂપાધિક અક્ષય-પદ કેવલ, અ-વ્યાબાધ તે થાવે ।
પૂરણાનંદ-દશાને પામે, રૂપાતીત-સ્વભાવે-જગ૦ ॥૫॥
અંતરજામી સ્વામી મારો, ધ્યાન-રૂચિમાં લાવે ।
જિન-ઉત્તમ પદને અવલંબી,
રતનવિજય ગુણ ગાવે-જગ૦ ॥૬॥



## (૧૦૯૨) (૪૬-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન.

(એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ-એ દેશી)

અજિત-જિનેસર વાલહા ! હો ! રાજ !
આતમના આધાર-મોરા સાહિબા ! ।
શાંત-સુધારસ-દેશના હો ! રાજ !
ગાજે જેમ જલધાર-મોરા૦-અજિત૦ ॥૧॥
ભવિજન-સંશય ભાંજવા હો ! રાજ !
તસ અભિપ્રાયનો જાણ-મોરા૦ ।
મિથ્યા-તિમિર ઉચ્છેદવા હો ! રાજ !,
ઉગ્યો અભિનવ-ભાણુ-મોરા૦-અજિત૦ ॥૨॥
સારથવાહ શિવ-પંથનો હો ! રાજ !,
ભવોદધિ-તારણહાર-મોરા૦ ।
કેવલજ્ઞાન-દિવાકરૂ હો ! રાજ !,
ભાવ-ધરમ-દાતાર-મોરા૦-અજિત૦ ॥૩॥
ક્ષાયિક-ભાવે ભોગવે હો ! રાજ !,
અનંત-ચતુષ્ટય સાર-મોરા૦ ।
ધ્યેયપણે હવે ધ્યાવતાં હો ! રાજ !,
ધ્યાયક થાયે નિસ્તાર-મોરા૦-અજિત૦ ॥૪॥

વસ્તુ-સ્વભાવને જાણીને હો ! રાજ !,
આતમ-સંપદ વરી-મોરા०
આઠ-કરમના નાશથી હો ! રાજ !,
પ્રગટ્યા ગુણ એકત્રીસ-મોરા०-અજિત० ॥૫॥
વિજયા-નંદન એમ ગુણ્યા હો ! રાજ !
જિતશત્રુ-કુલ-દિનકાર-મોરા० ।
કંચન-કાંતિ સુંદરુ હો ! રાજ !,
ગજ-લંછન સુખકાર-મોરા०-અજિત० ॥૬॥
સમેતશિખર સિદ્ધિ વર્યા હો ! રાજ !,
સહસ-પુરુષની સાથ-મોરા० ।
ઉત્તમ-ગુરુ-કૃપા-લહેરથી હો ! રાજ !
રતન ભાસે સ-નાથ-મોરા०-અજિત० ॥૭॥



## (૧૦૯૩) (૪૬-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

(અષ્ટાપદ-ગિરિ જાત્રા કરણકું-એ દેશી)

સંભવ જિનવર સાહિબ સાચો, જે છે પરમ-દયાલ ।
કરુણા-નિધિ જગમાંહિ મોટો, મોહન ગુણ-મણિ-માલ;
ભવિયાં ! ભાવ ધરીને લાલ ! શ્રી જિન સેવા કીજે ।
દુરમતિ દૂર કરીને લાલ ! નરભવ સફલો કીજે, ॥૧
એહ જગત-ગુરુ જુગતે સેવો, ષટ-કાયા-પ્રતિપાળ ।
દ્રવ્ય-ભાવ-પરિણતિ કરી નિરમલ,
પૂજો થઈ ઉજમાલ-ભવિયાં० ॥૨

કેશર ચંદન મૃગમદ ભેળી, અરચો જિનવર-અંગ ।
દ્રવ્ય-પૂજા તે ભાવનું કારણ,
કીજે અનુભવ રંગ-ભવિયાં૦ ॥૩॥

નાટક કરતાં રાવણ પામ્યો, તીર્થંકર-પદ સાર ।
દેવપાલાદિક જિન-પદ ધ્યાતાં,
પ્રભુ-પદ લહ્યું શ્રીકાર-ભવિયાં૦ ॥૪॥

વીતરાગ-પૂજાથી આતમ, પરમાતમ પદ પાવે ।
અ-જ અ-ક્ષય-સુખ જિહાં શાશ્વતાં,
રૂપાતીત સ્વભાવે-ભવિયાં૦ ॥૫॥

અ-જર અ-મર અ-વિનાશી કહીયે, પૂરણાનંદ જે પામ્યા ।
લોકા-લોક-સ્વભાવ-વિભાસક,
ચઉ-ગતિનાં દુઃખ વામ્યા-ભવિયાં૦ ॥૬॥

એહવા જિનનું ધ્યાન કરંતાં, લહીયે સુખ નિરવાણ ।
જિન-ઉત્તમ પદને અવલંબી,
રતન લહે ગુણખાણ-ભવિયાં૦ ॥૭॥



## (૧૦૯૪) (૪૬-૪) શ્રી અભિનંદનજિન સ્તવન

(પાપનું સ્થાનક હો કે, ચોથું આકરું-એ દેશી)

શોધો જિનપતિ હો! ...
ગુણ-મણિ-હરીયે

સૂરતિ સારી હો! કે, ભવિ-જન-ચિત્ત-વસી,
મુખ-પંકજ સોહે હો! કે, જાણે પૂરણ-શશી।
લોચન સુભગાં હો! કે, નિરૂપમ જગધણી,
ભાવે વંદો હો! કે, પ્રત્યક્ષ સુરમણિ. ॥૨॥

જગ-ઉપગારી હો! કે, જગ-ગુરૂ જગ-ત્રાતા,
જસ ગુણ સુણતાં હો! કે, ઉપજે અતિ શાતા।
નામ-મંત્રથી હો! કે, આપદા સવિ ખસે,
ક્રોધાદિક અજગર હો! કે, તેહ નવિ ડસે ॥૩॥

પરમેસર પૂરણ હો! કે, જ્ઞાન-દિવાકરૂ,
ચઉ-ગતિ-ચૂરણ હો! કે, પાપ-તિમિર-હરૂ।
સહજ-વિલાસી હો! કે, અડ-મદ શોષતા,
નિષ્કારણ-વત્સલ હો! કે, વૈરાગ્ય પોષતા, ॥૪॥

નિજ-ધન પરમેશ્વર હો! કે, સ્વ-સંપદ-ભોગી,
પર-ભાવના ત્યાગી હો! કે, અનુભવ-ગુણ-યોગી।
અ-લેશી અણાહારી હો! કે, ક્ષાયિક-ગુણધરા,
અક્ષય અનંતા હો! કે, અ-વ્યાબાધ વરા ॥૫॥

ચાર નિક્ષેપે હો! કે, જે નિજ ચિત્ત ધરે,
[illegible] અવલંબન હો! કે, પંચમ-ગતિ વરે।
[illegible]મની હો કે, સેવા જે કરે,
[illegible] અમૂલક હો! કે, પામે શુભ પરે ॥૬॥

## (૧૦૯૫) (૪૬-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

(મોહનગારા હો ! રાજ ! રૂડા-મારા સાંભળ ! સુગુણા ! સૂડા)

સુમતિ-જિનેશ્વર સાહિબોજી, સુમતિ-તણો દાતાર ।
ચઉ-ગતિ-મારગ ચૂરતોજી, ગુણ-મણિનો ભંડાર કે-
-જિનપતિ જુગતે લાલ, વંદીએ ! ગુણ-ખાણી ॥૧॥

સહજાનંદી સાહિબોજી, પરમ-પુરૂષ ગુણધામ ।
અક્ષય-સુખની સંપદાજી, પ્રગટે જેહને નામ કે-જિન૦ ॥૨॥

નાથ નિરંજન જગ-ધણીજી, નિરાગી ભગવાન ।
જગ-બંધવ ; જગ-વત્સલુજી,
કીજે નિરંતર ધ્યાન કે-જિન૦ ॥૩

ધ્યાન-ભુવનમાં ધ્યાવતાંજી, હોવે આતમ શુદ્ધ ।
સાધે સંવર-નિર્જરાજી, અ-વિરતિનો કરી રોધ કે-જિન૦ ॥૪

જ્ઞાનાદિ-ગુણ સંપદાજી, પ્રગટે ઝાકઝમાલ ।
ચિદાનંદ-સુખ-રમણતાજી, પામે ગુણ-મણિ-માલ કે-જિન૦

પંચમ-જિન-સેવા થકીજી, પાપ-પંક ક્ષય થાય ।
દ્રવ્ય-ભાવ ભેદે કરીજી, કારજ સઘળાં થાય કે-જિન૦ ॥

મંગલા-સુત મનોહરૂજી, કુલમાં તિલક સમાન ।
પંડિત ઉત્તમવિજય તણોજી,
રતન ધરે તુમ ધ્યાન કે-જિન૦ ॥

(૧૦૯૬) (૪૬-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(રાજ મુજ શીરનો શેન, અટપટ એહા ખરીરી-એ દેશી)

પદ્મપ્રભ જિનરાજ, સુરનર સેવ કરેરી ।
પુષ્ટાલંબન દેવ, સમરે દુરિત હરેરી ॥૧॥
ટાલે મિથ્યા-દોષ, સમકિત-પોષ કરેરી ।
ભવિ-કમલ-પડિબોહ, દુરમતિ દૂર હરેરી ॥૨॥
ત્રિગડે ત્રિભુવન સ્વામી, બેસી ધર્મ કહેરી ।
શાંત-સુધારસ વાણી, સુણતાં તત્ત્વ ગ્રહેરી ॥૩॥
ક્રોધાદિકનો ત્યાગ, સમતા સંગ સજોરી ।
મન આણી સ્યાદ્વાદ, અવિરતિ સર્વ તજોરી ॥૪॥
અનુભવ ચારિત્ર જ્ઞાન, જિન-આણા શિર ધરોરી ।
અક્ષય-સુખનું ધ્યાન, કરી ભવ-જલધિ તરોરી ॥૫॥
રક્તવર્ણ તનુ-કાંતિ, વર્ણ-રહિત થયોરી ।
અ-જર-અમર નિરૂપાધિ, લોકાંતિક રહ્યોરી ॥૬॥
નિરાગી પ્રભુ-સેવ, ત્રિકરણ જેહ કરેરી ।
જિન-ઉત્તમની આણ, રતન તે શિર ધરેરી ॥૭॥

卐

(૧૦૯૭) (૪૬-૭) શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન

(શ્રી અનંત જિન શું કરો. સાહેલડીયાં-એ દેશી)

પૃથ્વી-સુત પરમેસરૂ-સાહેલડીયાં!
સાતમો દેવ સુપાસ-ગુણ-વેલડીયાં!
ભવ-ભવ-ભાવઠ-ભંજણો-સા૦,
પૂરતો વિશ્વની આશ ગુણ૦ ॥૧॥

સુરમણિ-સુરતરૂ સારીખો-સા૦, કામકુંભ સમ જેહ-ગુણ૦
તેહથી અધિકતર તું પ્રભુ-સા૦ તેહમાં નહિ સંદેહ-ગુણ૦ ॥૨॥
નામ-ગોત્ર જસ સાંભળે-સા૦, મહા નિર્જરા થાય-ગુણ૦ ।
રસના પાવન સ્તવનથી-સા૦,
ભવ-ભવનાં દુઃખ જાય-ગુણ૦ ॥૩॥
વિષય-કષાયે જે રતા-સા૦, હરિ-હરાદિક દેવ-ગુણ૦ ।
તેહ ચિત્તમાં નવિ ધરું-સા૦,
ન કરૂં તેહની સેવ-ગુણ૦ ॥૪॥
પરમ-પુરૂષ પરમાતમા-સા૦, પરમાનંદ-સ્વરૂપ-ગુણ૦ ।
ધ્યાન-ભુવનમાં ધારતાં-સા૦, પ્રગટે સહજ-સ્વરૂપ-ગુણ૦ ॥૫॥
તૃષ્ણા-તાપ શમાવતો-સા૦, શીતલતાયે ચંદ-ગુણ૦ ।
તેજે દિનમણિ દીપતો-સા૦, ઉપશમ-રસનો કંદ-ગુણ૦ ॥૬॥
કંચન-કાંતિ સુંદરૂ-સા૦, કાંતિ-રહિત કૃપાલ-ગુણ૦ ।
જિન-ઉત્તમ પદ સેવતાં-સા૦,
રતન લહે ગુણમાલ-ગુણ૦ ॥૭॥

●

## (૧૦૯૮) (૪૯-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવન

(તુમે બહુ-મૈત્રી રે સાહિબા-એ દેશી)

ચંદ્રપ્રભ જિન સાહિબા, શરણાગત-પ્રતિપાલ ।
દર્શન દુર્લભ તુમતણું, મોહન ગુણ-મણિમાલ-ચંદ્ર૦ ॥૧॥
સાચો દેવ દયાળવો, સહજાનંદનું ધામ ।
નામે નવ-નિધિ સંપજે, સીઝે વાંછિત કામ-ચંદ્ર૦ ॥૨॥

છેદન-ભેદન-વેદન આકરી, ગુણનિધિ ! નરક-મોઝારોજી ।
ક્ષેત્ર કુંભી વૈતરણી વેદના, કથતાં નાવે પારોજી-સુ૦ ॥૩॥
વિવેક-રહિત વિગલપણે કરી, ન લહ્યો તત્ત્વ-વિચારોજી ।
ગતિ તિર્યંચમાં રે પરવશપણે કરી,
સહ્યાં દુઃખ અ-પારોજી-સુ૦ ॥૪॥
વિષયા-સંગે રે રંગે રાચીયો, બંધાણો મોહ-પાશોજી ।
અમરી-સંગે રે સુર-ભવ હારિયો,
કીધા દુરગતિ-વાસોજી-સુ૦ ॥૫॥
પુણ્ય-મહોદય જગગુરૂ ! પામીયો; ઉત્તમ-નર-અવતારોજી ।
આરજ ક્ષેત્ર રે સામગ્રી ધર્મની,
સદ્ગુરૂ-સંગતિ સારોજી-સુ૦ ॥૬॥
જ્ઞાનાનંદેરે પૂરણ પાવનો, તીર્થપતિ જિનરાજોજી ।
પુષ્ટાલંબન કરતાં જગગુરૂ !,
સીધ્યાં સેવક-કાજોજી-સુ૦ ॥૭॥
નામ જપંતા રે સવિ સંપત્તિ મળે, સ્તવતાં કારજ સીધોજી ।
જિન-ઉત્તમ પદ-પંકજ સેવતાં,
રતન લહે નવ-નિધીજી-સુ૦ ॥૮॥

O

## (૧૧૦૦) (૪૬-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવ

(શ્રી સુપાસ-જિન વંદીએ, સુખ સંપત્તિનો હેતુ-લલન

શીતલ-જિનપતિ સેવીયે, દયામો દેવ દયાલ-લલના ।
શીતલ નામ છે જેહનું,
શરણાગત-પ્રતિપાલ-લલના-શી૦ ॥૧॥

## (૧૧૦૧) (૪૬-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(જગજીવન જગ વાલહો-એ દેશી)

શ્રી શ્રેયાંસ-જિણંદની, સુંદર સુરતિ દેખ-લાલ રે ।
રૂપ અનુત્તર-દેવથી, અનંત-ગુણું તે પેખ-લાલ રે-શ્રી૦ ॥૧॥

[1]અંગના અંકે ધરે નહિ, હાથે નહિ [2]કરવાલ-લાલ રે ।
વિકારે વર્જિત જેહની,
મુદ્રા અતિ રસાળ-લાલ રે-શ્રી૦ ॥૨॥

વાણી સુધારસ-સારિખી, દેશના દિયે જલધાર-લાલ રે ।
ભવ-દવ-તાપ શમાવતા,
ત્રિભુવન-જન-આધાર-લાલ રે-શ્રી૦ ॥૩॥

મિથ્યા-તિમિર-વિનાશતો, કરતો સમકિત-પોષ-લાલ રે ।
જ્ઞાન-દિવાકર દીપતો, વર્જિત સઘળા દોષ-લાલ રે-શ્રી૦॥૪॥

પરમાતમ પ્રભુ સમરતાં, લહીયે પદ નિર્વાણ-લાલ રે ।
પામે દ્રવ્ય-ભાવ સંપદા,
એહવી આગમ-વાણ-લાલ રે. શ્રી૦ ॥૫॥

જૈનાગમથી જાણીયું, વિગતે જગગુરૂ ! દેવ !-લાલ
કૃપા કરી મુજ દીજીએ.
માંગું તુમ [3]પદ-સેવ-લાલ રે-શ્ર

તુમ દરિસણથી પામીયો, ગુણ-નિધિ આનંદ-પૂર-
આજ મહોદય મેં લહ્યો,
દુઃખ ગયાં સવિ દૂર-લાલ રે-શ્ર

૧ સ્ત્રી, ૨ તલવાર, ૩ ચરણની,

વિષ્ણુ-નંદન ગુણનીલો, વિષ્ણુ માત-મલ્હાર-લાલ રે।
અંકે [4]ખડગી દીપતો, ગુણ-મણિનો ભંડાર-લાલ રે-શ્રી૦ ॥૮
સમેતશિખર સિદ્ધિ વર્યા, પામ્યા ભવોદધિ પાર-લાલ રે
જિન-ઉત્તમ-પદ-પંકજે,
રતન-[5]મધુપ-ઝંકાર-લાલ રે-શ્રી૦ ॥૯



## (૧૧૦૨)(૪૬-૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી-જિન સ્ત

(એ તીરથ તારૂ-એ દેશી)

વાસુપૂજ્ય-જિન અંતરજામી,
હું પ્રણમું શિરનામી રે-મારા અંતરજામ
ત્રિ-કરણ-જોગે ધ્યાન તુમારૂં,
કરતાં ભવ-ભય વારૂ રે-મારા૦
ચોત્રીશ અતિશય શોભાકારી,
તુમચી જાઉં બલિહારી રે-મારા
ધ્યાન-વિન્નાણે શક્તિ-પ્રમાણે,
સુરપતિ ગુણ વખાણે રે-મોરા૦ ।
દેશના દેતાં તખત બિરાજે,
જલધરની પેરે ગાજે રે-મારા
વાણી સુધા-રસ-ગુણ-મણિ-ખાણી,
ભાવ ધરી સુણે પ્રાણી રે-મારા૦ ।
દુવિધ ધરમ દયાનિધિ ભાખે, હેતુ જુગતે પ્રકાશે રે-મારા

[4] ગેંડો, [5] ભમરો

ભેદ-રહિત પ્રભુ નિરખો મુજને,
તો શોભા છે તુજને રે-મારા૦ ॥૪॥
મુદ્રા સુંદર દીપે તાહરી, મોહ્યા અમર નર-નારી રે-મારા૦ ।
સાહિબ સમતા-રસનો દરીયો,
માર્દવ-ગુણથી ભરીયો રે-મારા૦ ॥૫
સદ્‌જ્ઞાનંદી સાહિબ સાચો, જેમ હોયે હીરો જાચો રે-મારા૦
પરમાતમ પ્રભુ-ધ્યાને ધ્યાવો,
અક્ષય-લીલા પાવો રે-મારા૦ ॥૬
રક્ત-વર્ણ દીપે તનુ-કાન્તિ, જોતાં ટળે ભવ-ભ્રાંતિ રે-મારા૦
ઉત્તમવિજય-વિબુધનો શીષ,
રતનવિજય સુ-જગીશ રે-મારા૦ ॥૭॥



## (૧૧૦૩) (૪૯-૧૩) શ્રી વિમલનાથ-જિનસ્તવ

(બીજી ચંદન-પૂજના રે-એ દેશી)

વિમલ-જિનેસર સુંદરૂ રે
નિરૂપમ છે તુમ નામ-જિનેસર રે
પૂરણાનંદી પરમેસરૂ રે, આતમ-સંપદા-સ્વામ-જિ
નિ-રાગીશું નેહલો રે, મુજ મન કરવા ભાવ-જિને
નિષ્કારણ-જગ-વચ્છલુ રે, ભવોદધિ-તારણ-નાવ-જિ
સારથવાહ શિવ-પંથનો રે, ભાવ-ધરમ-દાતાર-જિને
જ્ઞાનાનંદે પૂરણો રે, ત્રિભુવન-જન-આધાર-જિને૦
અષ્ટ-કરમ હેલા હણી રે, પામ્યા શિવપુર વાસ-જિ
ક્ષાયિક-ભાવે ગુણ વર્યા રે,
૧ હું સમરૂં સુ-વિલાસ-જિને

ગુણ ગાતાં ગિરૂઆ-તણા રે, જિહ્વા પાવન થાય-જિને૦ ।
નામ-ગોત્ર જસ સાંભળી રે,
ભવ-ભવનાં દુઃખ જાય-જિને૦ ॥૫॥
મન-મોહન મુજ-નાથશું રે,
અવર ન આવે દાય-જિને૦ ।
પામી સુરતરૂ પરવડો રે, કોણ કરીરે જાય ?-જિને૦ ॥૬॥
સહજાનંદી સાહિબો રે, વર્જિત સકલ-ઉપાધ-જિને૦ ।
જિન-ઉત્તમ અવલંબને રે,
રતન હુએ નિરાબાધ-જિને૦ ॥ ૭ ॥



## (११०४) (४६-१४) श्री અનંતનાથ-જિન સ્તવન

(લઘુ પણ હું તુમ મન નવિ માવું રે-એ દેશી)

અનંત-જિનેસર ! સાહિબ માહરો રે,
પુણ્યે પામ્યો દરિસણ ત્હારો રે ।
પ્રભુ-સેવા લાગે મુજ પ્યારી રે,
તુમચા ગુણની જાઉં બલિહારી રે ॥૧॥
કેવલ જ્ઞાને જગતને જાણે રે, લોકાલોકના ભાવ વખાણે રે ।
સમ્યગ્-જ્ઞાન તે ભવદુઃખ કાપે રે,
જ્ઞાન વિના ક્રિયા ફલ નવિ આપે રે ॥૨॥
સામાન્યે વસ્તુ પદારથ જેહ રે, એક સમયમાં જાણે તેહ રે ।
કેવલ-દર્શન વિગતે જાણ્યો રે,
જૈનાગમથી ચિત્તમાં આણ્યો રે ॥૩॥
નિરૂપાધિક નિજ ગુણ છે જેહ રે,
નિજ સ્વભાવમાં સ્થિરતા તેહ રે ।

ક્ષાયિક ચારિત્ર તે જગ સાર રે,
જેહ આપે ભવોદધિ-પાર રે ॥૪॥
વિલસે અનંત-વીર્ય ઉદાર રે,
એ ભાખ્યાં અનંતા ચાર રે ।
એ ગુણના પ્રભુ છો ભોગી રે,
ગુણઠાણાતીત થયા અ-જોગી રે ॥૫॥
ત્રિકરણ-યોગે ધ્યાન તમારૂં રે,
કરતાં સીઝે કાજ અમારૂં રે ।
પુષ્ટાલંબન દેવ ! તું મારો રે,
હું છું સેવક ભવોભવ તારો રે ॥૬॥
સિંહસેન-નૃપવંશ સુહાયો રે,
સુજસા-રાણીનો તું જાયો રે ।
ઉત્તમવિજય-વિબુધનો શિષ્ય રે,
રતનવિજયની પૂરો જગીશ રે ॥૭॥



## (૧૧૦૫) (૪૬-૧૫) ધર્મનાથ-જિન-સ્તવન

(વિમલ-જિન ! દીઠાં લોયણ આજ-એ દેશી)

ધર્મ-જિનેસર ધ્યાઈએ રે, આણી અધિક સનેહ ।
ગુણ ગાતાં ગિરૂઆ તણા રે, વાધે અમચો નેહ-
-જિનેસર ! પૂરો માહરી આશ !
જિમ પામું શિવપુર-વાસ-જિ૦ ॥૧॥
કાલ અનાદિ-નિગોદમાં રે, ભમ્યો અનંતીવાર ।

પ્રાણાતિપાત મૃષા ઘણું રે, ત્રીજું અદત્તાદાન ।
વિષયા-રસમાં રાચીયો રે, કીધું બહુ દુર્ધ્યાન-જિને૦ ॥૩॥
નવવિધ પરિગ્રહ મેળવ્યો રે, કીધો ક્રોધ અપાર ।
માન-માયા-લોભે કરી રે,
ન લહ્યો તત્ત્વ-વિચાર-જિને૦ ॥૪॥
રાગ-દ્વેષ-કલહ કર્યા રે, દીધાં પરને આળ ।
પૈશુન્ય-રતિ-અરતિ વળી રે,
સેવતાં દુઃખ અસરાળ-જિને૦ ॥૫॥
પાપ-સ્થાનક સેવી જીવડો રે, રૂલ્યો ચઉ-ગતિ-માંય
જન્મ-મરણાદિ વેદના રે,
સહી તે અનંત અપાર-જિને૦ ।
એહ વિડંબન આકરી રે, ટાળો શ્રી જિનરાજ
બાંહ ગ્રહીને તારજો રે, સારો સેવક કાજ-જિને૦ ॥
ધર્મ-જિણંદ સ્તવતાં થકાં રે, પોહોતી મનની આશ
જિન-ઉત્તમ પદ સેવતાં રે,
રતન લહે શિવ-વાસ જિને૦



(૧૧૦૬) (૪૩-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(ઢંઢણ-ઋષિજીને વંદના હું વારી-એ દેશી)

અચિરા-નંદન વંદિયે-હું વારી,
ગુણનિધિ શાંતિ-જિણંદને-હું વારી લા૦
અભય-દાન-ગુણ-આગરૂ-હું વારી,
ઉપશમ-રસનો કંદરે-હું વારી લાલ-અચિરા૦ ।

મારી-મરકી વેદના-હું૦,
પસરી સઘલે દેશ રે-હું વારી લાલ ।
દુઃખ-દાયક અતિ-આકરી, હું૦,
પામે લોક કલેશ રે-હું૦અચિરા૦ ॥૨॥
પુણ્યાનુબંધિ-પુણ્યથી હું૦ ઉપન્યા ગર્ભ-મોઝાર-હું૦ ।
શાંતિ પ્રવર્તી [1]જનપદે-હું૦,
હુઓ જયજયકાર રે-હું૦અચિરા૦ ॥૩॥
હોય પદવી એકે ભવે-હું૦, ષોડશમો જગદીશ રે-હું૦ ।
પંચમ-ચક્રી ગુણ-નીલો-હું૦,
પ્રહ ઉઠી નામું શીશ રે-હું૦ અચિરા૦ ॥૪॥
દીક્ષા ગ્રહે તે દિન થકી-હું૦,
ચઉ-નાણી ભગવાન રે-હું૦ ।
ઘાતી-કરમના નાશથી-હું૦
પામ્યા પંચમ-જ્ઞાન રે-હું૦અચિરા૦ ॥૫॥
તીર્થપતિ વિચરે જિહાં-હું૦ ત્રિગડું રચે સુરરાય રે-હું૦ ।
સમવસરણ દિયે દેશના-હું૦,
સુણતા ભવ-દુઃખ જાય રે-હું૦ અચિરા૦ ॥૬॥
[2]પણવીસ-[3]સય ને આગલે-હું૦,
જોયણ લગે નિરધાર રે-હું૦ ।
[4]સ્વ-ચક્ર-[5]પરચક્રનો-હું૦,
ભય થાયે [6]વિસરાળ રે-હું૦ અચિરા૦ ॥૭॥

૧ દેશમાં, ૨ પચ્ચીશ, ૩ સોની ઉપર-એટલે ૧૨૫ યોજનામાં,

જીવ ઘણા તિહાં ઉદ્ધરી-હું૦,
શિવ-પુર સનમુખ કીધ રે-હું૦।
અક્ષય-સુખ જિહાં શાશ્વતાં-હું૦,
અ-વિચલ-પદવી લીધ રે-હું૦ અચિરા૦
સહસ-મુનિ સાથે વર્યા-હું૦,
સમેત-શિખર-ગિરિ સિદ્ધ રે-હું
ઉત્તમ ગુરુ-પદ સેવતા-હું,
રતન લહે નવ-નિધ રે-હું૦ અચિરા૦।

卐

## (૧૧૦૭) (૪૬-૧૭) શ્રી કુંથુનાથ-જિન સ્ત

(નાણુ નમો પદ સાતમે-એ દેશી)

કુંથુ-જિનેસર સાહિબો, સદ્ગતિનો દાતાર-મેરે લાલ
આરાધો કામિત-પૂરણો, ત્રિભુવન-જન-આધાર-મેરે લા.
-સુગુણ સનેહી! સાહિબો! ॥
દુરગતિ પડતા જંતુને, ઉદ્ધરવા દીયે હાથ-મેરે૦।
ભવોદધિ-પાર પમાડવા,
ગુણ-નિધિ! તું સમરથ-મેરે૦-સુ૦ ॥
ભવ ત્રીજેથી બાંધીયું, તીર્થંકર પદ સાર-મેરે૦।
જીવ સવિની કરૂણા કરી,
વલી સ્થાનક-તપથી ઉદાર-મેરે૦-સુ૦ ॥
ઉપગારી અરિહંતજી, મહિમાવંત મહંત-મેરે૦।
નિઃકારણ-જગ-વચ્છલુ, જિરૂઓ ને ગુણવંત-મેરે૦-સુ૦ ॥

જ્ઞાનાનંદે પૂરણો, ભાખે ધરમ ઉદાર-મેરે૦ ।
સ્યાદ્‌વાદ-સુધારસે, વરસે જ્યું જલ-ધાર-મેરે૦-સુ૦ ॥૫॥
અતિશય-ગુણ-ઉદયે થકી, વાણીનો વિસ્તાર-મેરે૦ ।
બારે પરષદા સાંભળે, જોયણ લગે તે સાર-મેરે૦-સુ૦ ॥૬॥
સારથવાહ શિવ-પંથનો, આતમ-સંપદ-ઈશ-મેરે૦ ।
ધ્યાન-ભુવનમાં ધ્યાવતાં,
લહીએ અતિશય-જગીશ-મેરે૦-સુ૦ ॥૭॥
છઠ્ઠો ચક્રી દુઃખ હરે, સત્તરમો જિન-દેવ-મેરે૦ ।
મોટે પુણ્યે પામીયો, તુમ પદ-પંકજ-સેવ-મેરે૦-સુ૦ ॥૮॥
પરમ-પુરુષની ચાકરી, કરવી મનને કોડ-મેરે૦ ।
ઉત્તમ-વિજય-વિબુધ-તણો,
રતન નમે કર-જોડ-મેરે૦-સુ૦ ॥૯॥



## (૧૧૦૮) (૪૬-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(સંભવ-જિનવર વિનતિ-એ દેશી)

અર-જિનવર દીયે દેશના, સાંભળજો ભવિ પ્રાણી રે ।
મીઠી સુધા-રસ-સારિખી, સુણીયે અનુભવ આણી રે-અર૦॥૧॥
આળસ-મોહ-અજ્ઞાનતા, વિષય-પ્રમાદને છંડી રે ।
તન્મય-ત્રિકરણ-જોગશું, ધરમ સુણો ચિત્ત મંડી રે-અર૦ ॥૨॥
દશ-દ્રષ્ટાંતે દોહિલો, નર-ભવનો અવતાર રે ।
સુર-મણિ સુર-ઘટ સુર-તરૂ,
તેહથી અધિકો ધાર રે-અર૦ ॥૩॥

એહ અસાર-સંસારમાં, ભમીયો ચેતન એહ રે ।
ધર્મ વરજિત દિન ગયા,
હજીય ન આવ્યો છેહ રે-અર૦ ॥૪॥
જ્ઞાન-દર્શનમય આતમા, કર્મ-પડે અવરાણો રે ।
શુદ્ધ-દશા નિજ હારીને,
અતિશય-દોષે ભરાણો રે-અર૦ ॥૫॥
દોષ-અનાદિથી ઉદ્ધરે, જૈન-ધર્મ જગ સાર રે ।
સકલ-નયે જો આદરે, તો હોય ભવોદધિ-પાર રે-અર૦ ।
જિન-આણા જે આરાધતા, વિધિ-પૂર્વક ઉજમાળ રે ।
આવે તે સંવર-નિર્જરા, પામે મંગળ-માળ રે-અર૦ ॥
ચક્રી ભરતે સાતમો, અઢારમો જિન રાય રે ।
ઉત્તમવિજય-કવિ રાજનો,
રતનવિજય ગુણ ગાય રે-અર૦ ॥૮॥

❁

## (૧૧૦૯) (૪૧-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્ત૦

(જગપતિ નાયક નેમિ જિણંદ એ દેશી)

જગપતિ! સાહેબ મલ્લિ-જિણંદ,
મહિમા મહિમલ સુખ-કંદ
જગપતિ! દિનકર જ્યું ઉદ્યોત-કારક વલી કુમતિકો ૧
જ૦ પ્રબલ પુણ્ય-પસાય, ઉદ્યોત નરકે નિરતરે ।
જ૦ અંતરમુહૂરત તામ, શાતા-વેદની અનુસરે ૨
જ૦ શાંત-સુધારસ-વૃષ્ટિ, તુજ મુખ-ચંદ્ર થકી ઝરે ।
જ૦ અહિંનાદે અરિ-ભૂત, મિથ્યા-તિમિર ।

જ૦ ભવ-સાગરમાં જહાજ, ઉપગારી-શિર-સેહરો ।
જ૦ તુમ દરશનથી આજ, કાજ સર્યો હવે માહરો ॥૪॥
જ૦ દીઠે મુખ-કજ તુજ, નાઠા ત્રણ પ્રભુ માહરે ।
જ૦ દારિદ્રય-પાપ-દુર્ભાગ્ય, પુષ્ટાલંબન તાહરે ॥૫॥
જ૦ ભવ-ભવ-સંચિત જેહ, અઘ નાઠાં ટળી આપદા ।
જ૦ જાચું નહિ કીશો દામ, માગું તુમ પદ-સંપદા ॥૬॥
જ૦ શુણીઓ મન ધરી નેહ, ઓગણીસમો જિન સુખ-કરૂ ।
જ૦ નીલ-રયણ તનુ-કાંતિ, દીપતી રૂપ મનોહરૂ ॥૭॥
જ૦ જિન-ઉત્તમ-પદ-સેવ, કરતાં સવિ સંપદ મલે ।
જ૦ રતન નમે કરજોડ, ભાવે ભવોદધિ ભય ટળે ॥૮॥



## (૧૧૧૦)(૪૬-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

(વીર-જિણંદ જગત ઉપગારી-એ દેશી)

મુનિ સુવ્રત-જિન અધિક દિવાજે,
મહિમા મહિયલ છાજેજી ।
ત્રિ-જગ-વંદિત ત્રિભુવન-સ્વામી,
ગિરૂઓ ગુણ-નિધિ ગાજેજી-મુનિ૦ ॥૧॥
જન્મ વખત વર-અતિશય-ધારી,
કલ્પાતીત-આચારીજી ।
ચરણ-કરણભૂત મહાવ્રત-ધારી,
તુમચી જાઉં બલિહારીજી-મુ
જગ-જન-રંજન ભવ-દુઃખ-ભંજન,
નિરૂપાધિક-ગુણભોગં

## ।(૪૯–૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી–જિન સ્તવન

ન્ય પ્રાણુત [1]કલ્પ (૧) [2]પ્રસૂ જયા (૨),
વસુપૂજ્ય નરવર (૩) અરુણ વરણ [3]તયા (૪)।
। રિખ્ખહ (૫) સિરિ ચંપાપુરી જનમ (૬),
ઠ પણિ (૭) સંજમ સિરિવરી ઉપવાસ કિંઈ (૯)।
ઘરિ પારણુ કરઈ (૧૦) ચેઈઅ પાડલ (૧૧),
હા ગણહર (૧૨) ધણુહ સત્તરિ તણુ ધરઈ (૧૩)।
ફુસત્તરિ લખ્ખ વરસહ (૧૪),
સહસ બહતરિ સાહુય (૧૫) ઈગ લાખ સાહુણી,
દોષ ટાલઈ (૧૬) આણુધરઈ જિનનાહ ય ॥૩૭॥
ંસહ–વાસુપૂજ્જ આંતરઉ,
સાગર [4]મત હોઈ [5]પાંતરઉ (૧૭)
લંછન મહિષહ (૧૮) ભવિઅણુ મનિ ગમંઈ,
દેવાં (૧૯) પભણઈ નિત નમઈ
નમંઈ જેહનઈ ચિત્ત આવઈ દેવ સુર કુમાર ય (૨૦)
ખ્ખ સાવય સહસ પનરઈ (૨૧)
રાસિ કુંભ વિચાર ય (૨૨)
। સહસ છવીસ ચઉ લખ (૨૩) ચંપ પુરી
સિવ સંગ ય (૨૪)
॥જના ગુણગણુ પભણઈ ધરમ કીરતિ રંગ ॥૩૮॥

## (૧૧૭૭) (૪૯-૧૩) શ્રી વિમલનાથ-જિન સ્તવન

(વઉ ચડીયઉ ઘણુ માણુ ગજે-એહની ઢાલ)

વિમલ-જિણેસર તેરમઉ એ, અઠમ સુર લોક સાર (
તઉ કંપિલ પુરી (૨) શ્યામા ધરણી (૩)
કયવમ્મા ભરતાર (૪
તનુ ધણુંહ સહિઠ તણુંઉ પહા (૫)
પ્રભુ લંછણ વારાહુ (૬)
સાઢિ લાખ [1]સમ આઉષ હ (૭)
અડસઠિ સહસ સાહૂ (૮) ॥૩
તઉ [2]અયર તીસ અંતર કહિઅ વિમલ
અનઇ વાસુપુજ્જ (
કંપિલ્લઇ છડઇ (૧૦) ચરણુ (૧૧) જય કરિ
પારણુ [3]કુ... (૧૨
તઉ ઉત્તર ભદ્દવ (૧૩) [4]સહૂઠ વલી સહસ
અઠ લખ હોઈ (૧
લખ્ખિગ સય, અડ સાહુણીઅ (૧૫)
કંપિલ્લઈ નાણુ હોઈ (૧૬) ॥૪
તઉ કણય કાય (૧૭) સાવિઅ સહસ ચઉવીસાંઉ લખ્ખ (૧
તઉ મીન રાશિ (૧૯) જંબૂ[5]વિડવિ (૨૦)
છમ્મુહ [6]ખમમહ જક્ખ (

તઉ સત્તાવન પ્રભુ ગણહરય (૨૨) પણ ત્યાં સીઝઈ કાજ,
તઉ જ્યા દેવી (૨૩) વિમલ
જિન સંમેતઈ ચિવરાજ (૨૪) ॥૪૧॥



## (૧૧૭૮) (૪૯-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્તવન

તઉ અનંત નાહ પાણુ ય ચવિઅ (૧)
[2]અઉજિઝ (૨) રાય સીહસેણુ (૩),
તઉ સુજયા માત (૪) પંચાસ ધણુ (૫)
મીન રાશિ (૬) [3]અંક [4]સેણુ (૭) ।
તઉ વરસ તીસ લખ આઉ વર (૮) નવ સાયર પરિમાણુ,
વિમલ-અણુંત જિણુ વિચિ સહી (૯)
પ્રભુ રિખ રેવઇ જાણુ (૧૦) ॥૪૨॥
તઉ અઉજિઝ નાણુ (૧૧) વય (૧૨) છઠ તપિ (૧૩)
(૧૩) વિજય ભિકખ (૧૪) હેમંગ (૧૫),
તઉ ગણુહર પન્ના (૧૬) સાહુ તહ, બાસઠિ સહસ
અભંગ (૧૭) ।
તહ પીંપલ તરુ (૧૮) સુરી અંકુશા (૧૯)
અજ્જા બાસઠિ સહસ (૨૦) ।
તઉ દુગ લખ સાવય છગ સહસ (૨૧)
સંમેતઇ સિવ વાસ (૨૨) ॥૪૩॥

---

૧ દશમો દેવલોક, ૨ અયોધ્યામાં ૩ લંછન, ૪ શ્યેન સીંચાણાનું
૫ નક્ષત્ર,

દુહા

ચ્યારિ લાખ સાવિઅ અહિઅ સહસ ચઉદહ જાણુ (૨૩),
જખ્ખ પાયાલઉ (૨૪) અહનિસઇ,
સીસ ધરઈ જિન આણુ. ॥૪૪॥

★

## (૧૧૭૯) (૪૯-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન.

(જંબૂદીવ મઝા વિદેહની ઢાલ)

ધરમનાહ પિઅ ભાણુ (૧) માતા સુવ્વયા (૨),
વિજય વિમાણુ ચકી ચવીય (૩) ।
રરયણુ પુરઈ વર્ય (૪) છઠિ (૫) જન્મને (૬) કેવલ,
(૭) ધણુ પણુ ચત્તા (૮) કંચણ છવીય (૯) ॥૪૫॥
ચ્યારિ અયર અનંત-ધરમ વિચાલઈ (૧૦)
દસ લખ વરસાં આઉષય (૧૧)
વઈર અંક (૧૨) સિખ (પુરુખ) (૧૩)
દહિવણ્ણતરૂવર (૧૪) તેયાલા ગણુધર નમઉ ય (૧૫) ॥૪૬॥
ધમ્મસીહ આહાર (૧૬) દેવી પન્નત્તી (૧૭)
તિમ પણુમઈ જક્ખ કિન્નરાય (૧૮) ।
સહસ ચ્યારિ દુગ લખ્ખ સાવય જાણીયઈ (૧૯)
કર્ક રાસિ (૨૦) પ્રભુ ગણુધરા ય ॥૪૭॥
ચઉસઠિ સહસ મુણિંદ (૨૧) સાવિઅ ચઉ લખ્ખ,
સહસ તેર ઉપરિ ધરીય (૨૨) ।
સાહુણી સહસ બાસઠિ, સાહિઅ ચઉસય (૨૩),

## ૧) (૪૯-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

ાપ સંવટ્ઠ ચવી કરી (૧) ગજપુરી (૨)
[1]અઈરા (૩) [2]વિસસેણ કુલિ ઉપજીય (૪) ।
આઉધક લખ [3]વાસ (૫) છત્તીસ ગણાધિપ (૬)
ગરુડ જખ્ખ (૭) [4]ધજ હરિણલંછ (૮) ॥૪૯॥

ણી રિખ્ખઈ જન્મ (૯) છાઈ (૧૦) સંજમ (૧૧),
નાણવલી (૧૨) [5]ગજપુરિ લહ્યા ય,
સાહુણી સહસિગસહિ, છગ સય ઉપર (૧૩)
સહસ બાસઠા મુનિ કહ્યા ય ॥૫૦॥

સહસ ઈગ લખ્ખ સદ્દહ (૧૪)
લંગવર નંદી (૧૬) અજરાશિ નિરમલી ય। (૧૭)
તેણું સહસ તિઅ લખ્ખ સાવિઅ (૧૮)
રિણુ સુમિત્ર (૧૯) સમેતઇ સિદ્ધિ મિલીય (૨૦) ॥૫૧॥

દુહા

ચાલીસ સુહામણઉ (૨૧) કનકવરણી પ્રભુકાય (૨૨),
નિરવાણી દેવી સદા (૨૩) ગુણ ગાવઇ નિરમાય ॥૫૨॥

રમહસંતી જિણ અાંતરઉ, પલ્લતણા ચઉ ભાગ,
તિ-ભાગે અર્ધશતિય (૨૪) જિનવચને ધરી રાગ ॥૫૩॥

## (૧૧૮૧) (૪૯–૧૭) શ્રી કુંથુનાથ-જિન સ્તવ

(અહ પાસ પઢમ પખિ-એહની ઢાલ)

હિવ કુંથુ જિણેસર હથિણાઉરિ (૧) સુરરાય (૨)
સવ્વઠ્ઠ વિમાણહું (૩) વૃષ રાશિઈ (૪)
સિરિમાય (૫) [1]અજ [2]અંકહ (૬) છઠ તપિ (૭)
ગજપુરી સંજમ લીધ (૮)
સોવન તણું (૯) ગણહર પૈતીસે સુપસિધ (૧૦) ॥૧॥
આઉઅ પંચાણું સહસ (૧૧) [3]તીસ ધણુ [4]માણ (૧૨)
પલ્લોવમ આધ ઉ સંતિ કુંથુ વિચિ જાણ (૧૩)
તહ કત્તિઅ રિખ્ખહિં (૧૪) ગજપુરિ કેવલ-નાણ (૧૫)
વગ્ઘસીહ ઘરિ પારણ (૧૬)
[5]ચેઇઅ તિલક પહાણ (૧૭) ॥૫॥
છગ સય સાઠ સહસા સાહુણી (૧૮) સહસસઠી સાહુ (૧૯)
સાવય તહ લખ ઇગ સહસ ગુણયાશી મનાહું। (૨૦)
લખ તીને સાવિઅ સહસ ઇકાસી (૨૧) જખ્ખ ગંધવ્વ (૨૨)
અચ્ચુત્તા દેવી (૨૩) સંમેતઈ મુખ્ખ (૨૪) ॥૫॥



## (૧૧૮૨) (૪૯-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

અરનાથ સુદંસણ પિઅ (૧) તહ રાણી દેવી (૨),
મીન રાશઈ (૩) લંછણ નંદાવત્ત પયસેવી (૪)।
હત્થિણાઉરિ જાણઉ જન્મ (૫) નાણ (૬) વલી દિક્ખ (૭)

---

૧ બકરો ૨ લંછન, ૩ ત્રીસ અને પાંચ-૩૫ ૪ પ્રમાણ (શરીરનું ઉંચાઈનું) ૫ ચૈત્ય (કેવળજ્ઞાન) વૃક્ષ

સવિ સહસા સાહુણી (૮)
સાહુ તિમ [1]અધ લકખ (૯) ॥૫૭॥
તેતીસે ગણહર (૧૦) વીસ ધણુ (૧૧) કણયંગ (૧૨)
ચેઈ તરુ અંબગ (૧૩) અપરાજિત ધરી રંગ (૧૪)
રેવઇ રિદ્ખ (૧૫) વરિસહ આઉઅ સહસ ચઉરાશી (૧૬)
છડિ સંજમ (૧૭)
લખ ઇગ સાવય સહસ ચઉરાશી (૧૮) ॥૫૮॥
સિરિ કુંથુ-અરંતર કોડિ સહસ વાસ ઉણું,
પલ્લ ભાગ ચઉ તિહાં ભાગ એક વિચિ જાણું (૧૯)।
સવ્વત્થ વિમાણહ (૨૦) જદ્દિખંદહ જિણજકખ (૨૧)
ધરણી તહ દેવી (૨૨) સંમેતઇ શિવ સુક્ખ (૨૩) ॥૫૯॥
સાવિઅ લખ્ખતિન્નિ અ સહસ બિસત્તરિસા (૨૪)
તિત્થંકરે અરજિન સેવઇ સુર નર ધીર- ।
દુગ્હ નામ ઈ પામઈ લખમી: લીલ-વિલાસ,
ગણી ધરમ કીર્તી પ્રભુ પુરઈ મનની આસ. ॥૬૦॥

## (૧૧૮૩) (૪૭-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવન:

(વીર જિણેસર ચરણ કમલ-એહની ઢાલ)

મિથિલા નયરી અ (૧) કુંભરાયં (૨) પ્રભાવતી રાણી (૩)
જયંત વિમાણહ (૪) રાશિ મેષ (૫) લંછન કુંભ જાણી
(૬) પણ વીસ ધણું (૭) તણુ અધિક નીલ (૮) જિન
દેહ અસોગ (૯) મિહિલાયઈ સંજમ લીયઉ ય (૧૦)

---

[1] અધીલાખ=પચાસ હજાર

અઠ્ઠમ તપ જોગ (૧૧) ॥૬૧

છવિઅ [1]પણુવન સહસ[2]વાસ (૧૨) વિસસેણુ આહાર (૧૩)
મિહિલા નયરી નાણુ ગેહિ (૧૪) વીસ અડ ગણહાર (૧૫)
અર-મલ્લી જિન અંતરઉ ય કોડિ સહસા વાસ (!)
મુનિ વર સહસા ચત્ત (૧૭)
તેમ શિખ અરિસણિ જાસ (૧૮) ॥૬૨॥
સાહુણી સહસા પંચ (૧૯) સાવય ઈગ લાખ,
સહસતિઆસી ઉપરા ય (૨૦) સાવિઅ તિનિ લખ।
સત્તરિ સહસ (૨૧) કુબેર જખ્ખ (૨૨) વઇરૂટ્ટાદેવી (૨૩)
સિધિ પામી સંમેત સિહરિ (૨૪) પણમું નિત મેવી. ॥૬૩॥

*

૧૧૮૪) (૪૯–૨૦) શ્રી મુનિસુવ્રતસ્વામી-જિન સ્તવ

(ઢાલ-ભમારુલીની)

મુનિ-સુવ્વય જિન વીસમઉ-તઉ ભમારુલી,
અપરાજિતથી ચવી (૧)।
રાજગૃહી (૨) સુમિત્ર ઘરિ (૩)-તઉ ભમારુલી,
પદ્માવતી કૂખી આવિ, (૪) ॥૬૪॥
સવણુ રિકખ (૫) અકકાછવઉ (!) (૬) તઉ ભમારુલી,
મકર રાશિ (૭) ધણુ વીસ (૮)
સામ અંગ (૯) અઢારહ ગણહરુ (૧૦)-તઉ ભમારુલી,
વરરૂત્ર સહસ આઉતીસ (૧૧) ॥૬૫॥

[1] પંચાવન, [2] વર્ષ

સુવ્વય નમિ જિણરાય (૧૦) હો ! જિણવર ! મિ૦ ॥૭૦॥
અરિસણિ રિખ્ખહ (૧૧) છઠ તપઈ (૧૨),
ગણહર સતરહ સાર (૧૩)-હો ! જિણવર ! ।
ચરણ (૧૪) નાણ મિહિલા હુઅઉ (૧૫)
સહસ વીસ હીખધાર (૧૬)-હો ! જિણવર ! મિહિલા૦॥૭૧॥
બકુલ ચેઇઅ (૧૭) દિન્ન પારણઉ (૧૮)
સાહુણી સહસ ઇગતાલ (૧૯)-હો ! જિણવર ! ।
લખ્ખિગ સાવય સત્તરી સહસ (૨૦),
ભિઉડિ રખપાલ (૨૧)-હો ! જિણવર ! મિહિલા૦॥૭૨॥
સાવિઅ સહસડતાલીયા,
ઉપરિ લખ્ખા તીનિ (૨૨)-હો ! જિણવર ! ।
દેવીગંધારી જિન તણી (૨૩)
સંમેતઇ શિવ લીન (૨૪)-હો ! જિનવર ! મિહિલા૦॥૭૩॥



## (૧૧૮૬) (૪૯–૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(વીરે વખાણી રાણી ચેલણાજી-એહની હાલ)

નેમિ અપરાજિતથી ચવ્યઉજી (૧) સમુદ્ર વિજય (૨)
શિવાદેવી (૩) રાશિ કન્યા (૪) રિખ [1]ચિત ભલીજી (૫)
સંખ લંછણ પય સેવી (૬)-નેમિ૦ ॥૭૪॥
જીવિઅ સહસ ઈક વાસનુંજી (૭) ઈગ દશ ગણહર ચંગ (૮)
ધણુ-દસ (૯) શામ તણું ઝગમગે જી (૧૦) વરદત્ત પારણ
રંગ (૧૧)-નેમિ૦ ॥૭૫॥

---

૧ ચિત્રા

વિખ્ખ વિસાહા (૧૧) નવ કરા દેહો (૧૨),
અઠ્ઠમ તપ સંજમ ગુણ-ગેહો (૧
આઉ સય વાસયકો (૧૪)
ધન ધરિ પારણુ (૧૫) દહ ગણધાર (૧૬)
અજ્જા અડતીસ સહસ અપાર (૧૭)
સહસ સોલ સાહુ છેકો (૧૮)
નેમિ-પાસ વાસંતર વાત,
ત્યાસી સહસ સઢ્ઢ સય સાત (૧૮)
[1]પઉમા (૨૦) [2]વામન જખ્ખ (૨૧)
તિગ લખ સાવિઅ, ઇગ ચત સહસા (૨
સાવય લખ ઇગ ચઉઠિ સહસા (૨૩)
સિહરિ સંમેતઈ મુખ્ખ (૨૪)



(૧૧૮૮) (૪૯-૨૪) શ્રી મહાવીરસ્વામી-જિન

(રાગ-ધન્યાસિરિ-જીરાઉલિ પુર મંડણ સામી સલહિ
એહની ઢાલ)

મહાવીરુ જિણવર ચઉવીસમઉજી, તિસલા રાણી માત (
જનમ્યઉજી જનમ્યઉજી સિદ્ધારથ કુલ
કલશ લિઉજી (૨) ॥
કન્યા રાશિઇ (૩) સિંહ લંછન (૪)
છઠ તપઈજી (૫) ખત્તિઅ

૧ પદ્માવતીદેવી, ૨ પાર્શ્વયક્ષ

જામ (૬) સંજમસીઈ (૭) સંજમસીઈ,
કેવલસિરિ અનુવાલિઅ નદીજી (૮) ॥૮૩॥

[1]ગણી ઇગ્યારહ (૯) બહુલપરિ પારણુ કરઈજી (૧૦),
ચેઈઅ તરુવર સાલ (૧૧) ।
ચવદદજી, ચવદદજી, સદસ સાધુ સુહામણાજી (૧૨) ॥૮૪॥

પાસુય દેવલોકિ (૧૩) ઉત્તર ફગુણુઈજી (૧૪),
સોવન (૧૫) અંગ કર સાત (૧૬) ।
સાહુણીજી, સાહુણીજી સહસ છતીસે
ગુણનીલીજી. (૧૭) ॥૮૫॥

પાસ વીર સહુ દૂગસય શિવ અંતરઉજી (૧૮),
શુભસહિ સહુસિગ લખ્ખ ।
સાવયજી (૧૯) સાવયજી, સાવિઅ દુગુણી
જાણીયઈજી (૨૦) ॥૮૬॥

સિદ્ધા દેવી (૨૧) જક્ખ માતંગ મનોહરુ જી (૨૩),
કહિયજી કહીયઈજી, [2]દૂઈ સત્તરિ [3]સમ
આઉપરુજી (૨૪) ॥૮૭॥

સંવત [4]વેદ-[7]મુનિ-[6]રસ-શશી (૧૬૭૪)
વચ્છરઈજી, ભાદ્રવઅ કૃષ્ણ પખ્ખિ ।
શુભિયાદિ શુભિઆજી [4]કવિવારઈ
પૂનિમ દિનઈજી. ॥ ૮૮ ॥

---

૧ ગણ. ૨ બે અને સીત્તેર મળી બોતેર, ૩ વર્ષ ૪ શુક્રવાર,

ચઉવીસ ઠાણુઉ રંગઇ ઉધયું'ઉજી ભવિઅણુ નઇ હિતકાજી
રાજઇજી રાજઇજી શ્રી જિનસિંહ સૂરીશનઇજી ॥૮૬
જિનવર ચઉવીસે બોલે સફલ્યાજી, જેસલમેરૂ મઝારિ।
હરખઇજી હરખઇજી ચવદહ ઢાલે ગાઇવાજી. ॥૬૦



કલશ

ઇમ સુખકારી વિઘન વારી બોલ ચઉવીસે કરી,
સાફલ્ય જિણવર અધિક હરખઇ પાય પંકજ અણુસરી।
ગણી ધરમ કીરતિ કરઇ તવના યાઇજૂયો સવિ સંઘ,
અનુક્રમઇ શિવ-સુક્ખ પામઇ જે [1]તવઇ
ભવિઅણ મુદા ॥ ૬૧ ॥
ઇમ રિસહ જિનવર પમુહ સુખકર સંથુણ્યા
તિહુઅણ-ધણી,
જુગ પ્રવર જિનચંદ્રસૂરિ
સદગુરુ ગચ્છ ખરતર દિનમણિ।
ઉવઝાય ધરમ નિધાન ગણિવર કુમત-વારણ-કેસરી,
તસુ સીસ પભણઇ ધરમ કીરતિ
એક-ચિત્તઇ ગુણ ધરી ॥૬૨॥
ઇતિશ્રી ચઉવિશ-સ્થાન ગર્ભિત
ચતુર્વિંશતિ-જિન વૃદ્ધ સ્તવન સમાપ્ત।
॥ શ્રી ધર્મ કીર્તિ ગણી શિષ્ય।
શુભમસ્તુ કલ્યાણ મસ્તુ શ્રી શ્રી શ્રી શ્રી।



[1] ત્વઇ = સ્તુતિકરે

श्रीवर्द्धमान-स्वामिने नमः

## પં. શ્રી સ્વરુપચંદજી કૃત
## જિન-સ્તવન ચોવિશી
(૫૦)

### (૧૧૮૯) (૫૦-૧) શ્રી ઋષભદેવ-જિન સ્તવન

(બેહલે ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છો-એદેશી)

ઋષભ-જિણેસર દરિસણ દીજે, મુઝ પર કરૂણા કીજે ।
સેવકને મન વંછિત હેજે અ-જર-અ-મર પદ દીજે-
-વંછિત પૂરો રે સાહિબજી! સેવકનો. ॥૧॥

તુઝ મુખ દરિસણ મુઝ મન હરખ્યો,
મુઝને પ્રભુજી મલીઓ ।
શિવ-સુખ-વંછા-પૂરણ માનો,
અંગણ સુરતરૂ ફલિઓ-વંછિત૦ ॥૨॥

આદિ-પુરૂષ શ્રીઆદિ-જિણેસર, યુગલા-ધર્મ નિવારી ।
ત્રિભુવન માંહે જિનજી સરખો,
નહિ કોઇ ઉપગારી-વંછિત૦ ॥૩॥

વિનીતા નગરી શોભે રૂડી, કુલકર નાભિ બિરાજે ।
રાણી મરૂદેવી કૂખેથી,
જનમ પ્રભુજીનો છાજે-વંછિત૦ ॥ ૪ ॥

યૌવન-વય સમરથ ગુણ-સંપદ, પ્રથમ રાય કહાયા ।

દાન સંવચ્છરી દેઈ જનને,
સંજમ લીએ સુખદાયા-વંછિત૦ ॥ ૫ ॥
લાખ ચોરાશી પૂરવ આયુ, પાલી સિધાવ્યા મુગતેં ।
કેવલ-કમલા-લીલ-વિલાસી,
સ્વરૂપચંદ્ર-સુખ મુગતે-વંછિત૦ ॥૬॥



## (૧૧૯૦) (૫૦-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

(શ્રી પંચાસરો પાસજી રે લાલ-એ દેશી)

શુભ-ભાવે કરી સેવઈ રે લાલ,
બીજા અજિત-જિણંદ-ભવિ પૂજો રે ।
મંગલ-માલા જેહથી રે લાલ,
હોવે અતિ-આણંદ-ભવિ પૂજો રે-
-વંદન માહરી જાણજ્યો રે લાલ ॥૧॥
અયોધ્યાનગરી ભલી રે લાલ,
જિતશત્રુ નૃપ તાત-ભવિ૦ ।
અજિત જિણેસર જનમીયા રે લાલ,
વિજયા રાણી માત-ભવિ૦ વંદન૦ ॥૨॥
ઇંક્ષ્વાગ-વંશે ઓપતા રે લાલ, દેવ સકલ-સિરદાર-ભવિ૦ ।
પૂરવ દિશે જીમ ઊગીઓ રે લાલ,
દિનકર તેજ અપાર-ભવિ૦ વંદન૦ ॥૩॥
દેવ દૂજો નહી એહવો રે લાલ,
સમોવડ દીઠો સંસાર-ભવિ૦ ।

તસ પદ-ભક્તિ ભલી પરેરે લાલ,
ભાવ સહિત ચિત્ત ધાર-ભવિ૰ વંદન૰ ॥૪॥
[1]લટ આવથી ભમરી હુવે રે લાલ,
ભમરી-ભય સંભાર-ભવિ૰ ।
મન સમરણ મહારાજનું રે લાલ,
કરતાં લહે ભવ પાર-ભવિ૰ વંદન૰ ॥૫॥
જિનજી જિમ છવીઆરે લાલ,
રાગ-રોષ રિપુ-સેન-ભવિ૰
જીવીઇ તાસ સહાયથી રે લાલ,
લહિઇ શિવ-સુખ-ચૈન-ભવિ૰ વંદન૰ ॥૬
જાણી જિનરાજની રે લાલ, દ્રવ્ય-ભાવ ભરપૂર-ભવિ૰
ત પરમાતમ તણી રે લાલ,
આપે સુખ સ-[2]સનૂર-ભવિ૰ વંદન૰ ॥૭
જ-પદ-દાયક જિન તણી રે લાલ,
ધારો અખંડિત આણ-ભવિ૰
સરૂપચંદ્ર ભાવે કરી રે લાલ,
એમ પયંપે ઠાણ-ભવિ૰ વંદન૰ ॥

૧૧૯૧) (૫૦-૩) શ્રી સંભવનાથ-જિન સ્ત

(રાજા જો મિલે-એ દેશી)

સંભવ સુખકર ત્રીજા દેવ,
જેહની સુર-નર સારે સેવ-જિન વંદી

---

૧ ઇયળ. ૨ સંપૂર્ણ.

અંતરગત જિન દરસી દેવ,
જાણે જીવ તણા સવિ [1]ભેવ-જિન૦ ॥૧॥
શિવ-ગતિ સમરણ કીજે નિત,
સેના-સુત ધ્યાવો નિજ ચિત્ત-જિન૦ ।
અતિશય અરજિત વર્જિત પાપ,
સમતા ગુણ ટાલે ભવ-તાપ-જિન૦ ॥૨॥
ભવ-જલ-તારણ ભુવન-પ્રદીપ,
નેહશું રહઇ નિત્ય સમીપ-જિન૦ ।
ક્ષમા વિનય ઋજુતા સંતોષ,
ધારીને કીજે ગુણનો પોષ-જિન૦ ॥૩॥
તપ-સંજમ સત્ય શૌચ વિશેષ,
અ-કંચન બ્રહ્મચર્ય અશેષ-જિન૦ ।
પાલી દશવિધ-ધર્મનો સાથ,
ટાલી કર્મ તણો ભવ-[2]પાથ-જિન૦ ॥૪॥
પુત્ર જિતારિ પુત્ર ભવાંત,
પામ્યા શિવ-રમણી સુખકાંત-જિન૦ ।
પુણ્ય પૂરા તે નરભવ લધ,
સ્વામી-ભજન કરી કરો શુદ્ધ-જિન૦ ॥૫॥
ધરમ અરથ કામ એ તીન વર્ગ,
સાધનથી લહઇ અપવર્ગ-જિન૦ ।
સૌભાગ્યચંદ્ર મુનીન્દ્ર સુ-શીસ,
સ્વરૂપચંદ્ર નમેં જગદીશ-જિન૦ ॥૬॥

## (૧૧૯૨) (૫૦-૪) શ્રી અભિનંદનજિન સ્તવન

(દેશી છીડીની)

હિમવંત ગિરિ [1]સિરિ પદમદ્રહથી,
સુર [2]તટિની પ્રગટી છે ।
પૂરવ એક દિશિ પાવન કરતી, પૂરણ-જલ ઉમટી છે રે-
-ભવિકા! જિનમુખ વાણી સુણુજો!
તુમેં ત્રિપદીનો વિસ્તાર ગણુજો રે-ભવિકા૦ ॥૧॥
[3]સુર-નદીએ દિશિ ત્રણ ઉવેખી, અભિનંદન જિન દેખી ।
ત્રિગડે મધ્ય-સિંહાસન પેખી,
ચિહું દિશિ સરખી લેખી રે-ભવિ૦ ॥૨॥
કંચન-તનુ હિમગિરિ મન આણ્યો,
મુખ પદમદ્રહ જાણ્યો રે ।
ચિહું-મુખે તેહ દ્રહ-તટથી વાણી,
ગંગા-પ્રવાહ વખાણ્યો રે-ભવિકા! જિન૦ ॥૩॥
પૂર્વાદિ-દિશિ કીધ પવિત્રા, કરવા વચન-વિલાસ ।
નય-ગમ-ભંગ-પ્રમાણ સ-કારણ,
હેતુ આરણ ઉલ્લાસ રે-ભવિકા! જિન૦ ॥૪॥
ચઉ-ગતિ-વારણ શિવ-સુખ-કારણ, જાણી સુર-નર તરિયા ।
ભાવ-કલ્લોલમાં સ્નાન રમણતાં,
કરતાં ભવ-જલ તરીઆરે-ભવિકા! જિન૦ ॥૫॥
તે જિન-વાણી અમીય-સમાણી, પરમાનંદ-નિશાની ।
સૌભાગ્યચંદ્ર-વચનથી જાણી,
સ્વરૂપચંદ્ર મન આણી રે-ભવિકા! જિન૦ ।

## (૧૧૯૩) (૫૦–૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવ

(શ્રી મોહના મોતી છો હમારા–એ દેશી)

અતુલ-બલ અરિહંત નમીજે,
મન-તનુ-વચન-વિકાર વમીજે ।
શ્રી જિન કેરી આણ વહીજે,
તો મન-વંછિત સહેજે લીજે,
સેવીઇ ભવિ સુમતિ-જિણંદા
જે ટાલઈ ભવ-ફંદા-સેવીઇ૦ ॥૧॥

અ-શુભાશ્રવનો સંગ ન કીજે,
સમકિત શુદ્ધ સુધારસ પીજે ।
અ-ભય-સુપાત્ર દાન દોય દીજે,
નિજ-ગુરુની ભલી ભક્તિ વહીજે-સેવીઇ૦ ॥૨॥

સુમતિ-જિણેસર સુમતિ જો આપે,
જિન દરિશણથી દુરગતિ કાપે ।
નામ જપો અઠોતર-શત જાપે,
મોહ-તિમિર હરો તપ-રવિ-તાપે-સેવીઇ૦ ॥૩॥

ત્રિકરણ-શુદ્ધ નવ-વિધ નિદૂંષણ,
એહીજ શીલ-સલીલ વિભૂષણ ।
સંશયથી નિત રહીઇ લૂખા,
જબ લગે નભ અવગાહે પૂખા-સેવીઇ૦ ॥૪॥

ધર્મનું કામ તે ભાવશું કીજે,
[illegible] લીજે ।

ભવ-સમુદ્ર તયો વાંછીજે,
જડ ચેતન ભિન્નું ભિન્ન લેખીજે'-સેવીઈ૦ ॥૫॥
પંચમ-ગતિ-ગામી પ્રભુ-પાયા,
સવી કારજ સિધ્યા દિલ ભાયા ।
સૌભાગ્યચંદ્ર ગુરુ સુપસાયા,
સ્વરુપચંદ્રે જિનના ગુણ ગાયા-સેવીઈ૦ ॥૬॥

## (૧૧૯૪) (૫૦-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(શ્રી શીતલજિન ભેટીએ-એ દેશી.)

શ્રી પદ્મપ્રભ જિનરાજજી, તનુ રક્ત-કમલ-સમ વાન-હો ! ।
જ્ઞાન અનંત સુ-જાણતા,[1]
દગ્[1] કરુણા-ગેહ સમાન હો ! શ્રી પદ્મ૦ ॥૧॥
કેવલ દર્શને દેખનિ, કહે લોક-અલોકની વાત-હો ! ।
સમયાંતર ઉપયોગથી,
સાકાર-અનાકાર જાત-હો ! શ્રી પદ્મ૦ ॥૨॥
ભાવી-ભૂત-ભવિષ્યની, ભવિ આગલ કહે જગનાથ-હો ! ।
ચઉ-મુખે વાણી પ્રરુપતાં,
તારણ-કારણ [2]ભવપાથ-હો ! શ્રી પદ્મ૦ ॥૩॥
પુષ્કર-મેઘ થકી ભલો, બોધિ-અંકુર રોપણહાર-હો ! ।
શ્રદ્ધા ભાસન રમણતા,
મૂલ કંદ ખંડ નિરધાર-હો ! શ્રી પદ્મ૦ ॥૪॥
શમ-સંવેગ-નિરવેદતા, અનુકંપા અને આસ્તિક્ય-હો ! ।

---

૧. દષ્ટિ ૨. ભયરુપ અમુક.

વંછિત-કાજે હો ! રાજ ! સ્વામી નિવાજે હો ! રાજ !,
તે જિન આપે હો ! રૂડી શિવપુર-સંપદા ।
જસ સુખ દીઠે હો ! રાજ ! પાતિક નિઠે હો ! રાજ !,
નામે નાવે ! હો ! દરિદ દોહગતા કદા. ॥૩॥
બાહ્ય-અભ્યંતર હો રાજ ! શુભ ગુણે શોભતા હો ! રાજ !,
સહસ અઠોતર હો ઓપે અનંત ગુણાકરા ।
દોષ ન દીસે હો ! રાજ ! અઢાર અનેરા રાજ !,
નિજ ગુણ નિરમલ હો ! ભાસે જેમ-નિશા કરા. ॥૪॥
નગરી બણારસી હો રાજ ! રયણે ઉલ્લસી હો ! રાજ !,
તિહાં પ્રભુ જનમ્યા હો ! સ્વામી નર-સુર-ઈંદના ।
સૌભાગ્યચંદ્રનો રાજ ! સેવક બોલેજી ! રાજ !,
સ્વામી સાચા ! હો ! માનો સ્વરુપની વંદના. ॥૫॥



## (૧૧૯૬) (૫૦-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન

(દેશી આછેલાલની)

ચંદ્રપ્રભ જિનરાજ, મનમોહના માહારાજ-આછે
અતિશય-પતિ જિન અ
સકલ-કુશલની વેલ તન મંગલ કેલ-આછે લાલ
વર પુષ્કર જલધર સમો
દુરિત-તિમિર-વિધ્વંસ, નિરમલ ગયણે [1]હંસ-આ
...જ્ઞાનાવરણ નિ

સાગર કોડા કોડ, ત્રીસ વળી થિતિ જોડ-આછે લાલ!
ખય કરી કેવલ ધારવાજી. ॥૨॥
સુરતરૂવર ઓપમાન, આપણુ મોક્ષ નિદાન-આછે લાલ!
નર-સુર સુખ અનુક્રમે લહીજી।
ભવ જલ સાયર તાર! પોહોચાવણુ પરંપાર-આછે લાલ!
મુક્તિ-ગમન [2]પ્રવહણ સહીજી. ॥૩॥
સુખ-સંપતિ ગુણ હેત, શશી-લંછન તનુ શ્વેત-આછે લાલ
ચંદ્ર પ્રભ જિન જગતપતિ જી।
મન-તનુ-વચન એકત્વ, કરી ધ્યાને નિજ તત્વ-આછે લાલ!
જિમ પામ્યો પંચમ ગતિજી. ॥૪॥
તાપ હરણુ જિમ ચંદ્ર,
જિમ તમ-હરણુ [3]દિણંદ-આછે લાલ!
તિમ ભવહર જિન સંભવેજી।
સૌભાગ્યચંદ્ર ગુરૂરાય, પામી તાસ પસાય-આછે લાલ!
સ્વરૂપચંદ્ર ઇમ વિનવેજી. ॥૫॥

★

## (૧૧૯૭) (૫૦-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(હવે ન જાઉં મહી વેચવા રે લો-એ દેશી)

સાહિબ સુવિધિ-જિણંદની રે લો।
પૂજે ધરી મન ખંત શુભ ભાવથી રે-
—આવો [illegible] જિન વંદવા રે લો!

ઉજમ આણી અંગમાં રે લો,
આલસ મૂકો દિગંત-સુવિધિ० ચાલો० ॥૧॥
ચરણ પાવન થાઈ ચાલતાં રે લોલ,
દરિસણે નયન પવિત્ર-સુવિધિ० ।
પંચાભિગમન સંભારીને રે લોલ,
નિસીહિ-ત્રિકરણ વિચિત્ર-સુવિધિ० ચાલો० ॥૨॥
શિર નામી કરજોડીને રે લો,
વંદન કરો ઇક ચિત્ત-સુવિધિ० ।
દ્રવ્ય-ભાવ તવ સાચવી રે લો,
શુદ્ધ કરો સમકિત-સુવિધિ० ચાલો० ॥૩॥,
જિન-પ્રતિમા જિન સારખી રે લો,
એહમાં નહિ સંદેહ-સુવિધિ० ।
તેહથી;ભક્તિ કર્યા થકી રે લો,
લહિઈ સુખ અ-છેહ-સુવિધિ० ચાલો० ॥૪॥
સુવિધિ પ્રભુ રે લો,
મકર લંછન મહારાય-સુવિધિ० ।
। પદ સેવતાં રે લો,
આતમ સ્વરૂપ પસાય-સુવિધિ० ચાલો० ॥૫॥

## (૧૧૯૮) (૫૦-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

( ઘોડી તો આઈ થારા દેસમાં મારુજી-એ દેશી)

શીતલ-જિનને સેવીયે ભવિ પ્રાણી,
[1]તાથૈં બહુત સુખ હોય હો-મન માન્યો,
જિણંદ મેરે ! એહ ! હો ! સુખદાની,
બાર ભાંતકી નિર્જરા ભવિ.
કરીકે [2]ભવ-તોય હો०-મન० ॥૧॥
સાદિ-અનંત ભાંગે રહ્યો-ભવિ०,
જ્યોતિમયી ગત-દેહ હો-મન० ।
કેવલ-યુગ સુખ-વીર્યનો-ભવિ,
અનંતપણાથી અ-છેહ હો-મન० ॥૨॥
જિનકે વચન સબહી સુને-ભવિ०,
ખીરોદધિ કે તરંગ હો-મન० ।
જ્યો પણિ ઘટ-જલ લેઇકે-ભવિ०,
રાખે નિજ-ઘટ-સંગ હો-મન० ॥૩॥
વરણા-વરણી જલ ભયો-ભવિ०,
સ્તવન અહે કોઈ નૂર હો-મન० ।
ત્યો વાણી જિન-મુખ વહી,-ભવિ०,
ધારે સબ મત ઘોર હો-મન० ॥૪॥
આપ-આપણા મત થાય કે-ભવિ०,
ન્યારે-ન્યારે કહે ભેદ હો-મન० ।

કરણી ન્યારી બતાય કે–ભવિ૦,
નય ખટ ન્યારે વેદ હો–મન૦ ॥૫॥
અધરેઈ છત સીધકો–ભવિ૦,
જો ભૂલે નગરકો પંથ હો–મન૦ ।
ત્યાહિમેં જીવદયા છંડી–ભવિ૦,
જો બરનત નિર્ગ્રંથ હો–મન૦ ॥૬॥
તાથેં જિન પદ પાઈઈ–ભવિ૦,
દશમ જિણંદ કે ભકત હો–મન૦ ।
સૌભાગ્યચંદ્ર દયા ભખે–ભવિ૦
સ્વરૂપચંદ્ર સુખ–સુકત હો–મન૦ ॥૭॥



## (૧૧૯૯) (૫૦–૧૧) શ્રી શ્રેયાંસનાથ–જિન સ્તવન

(હે ! હલધરજી ! હવે કેમ કરવું તેમ પરાક્રમ મોટું–એ દેશી)

હો ! જિનવરજી ! નિજ દરિશણ દેખાડી પ્રીત સુધારીઈ ।
તુમ હરસણ છે ભવ ભય હરણો,
આંઠ કરમ જલધિ તારણ તરણો–
સંસારીને શિવ સુખ કરણો હો ! જિનવરજી ! નિજ૦ ॥૧॥
મુનિ–શ્રાવકે ધર્મ દુવિધ ભાખ્યો,
તે ભવ્ય જનતા આગલ દાખ્યો ।
તેણે મુજ વચનેં અમૃત ચાખ્યો–હો ! જિનવરજી !
નિજવાણી સંભલાવી સમકિત આપીઈ ॥૨॥
જે હુતા તાપ તણા કારી, તેં તે તાર્યા બહુ નર–નારી,

તુઝસમ નહિ કોઈ ઉપગારી-હો ! જિનવરજી !
નિજ-કર અવલંબાવી તારક તારીઈ ॥૩॥
તું અધ્યાતમ-સૂરજ ઉદયો, તબ મોહાદિક-તમ દૂર ગયો,
ભવિ-મન-માંગ્યાં ન પ્રકાશ થયો-હો ! જિનવરજી !
મન ઉદયાચલ બેસી મિથ્યાત નિવારીઈ ॥૪॥
તુઝ વદન-કમલ દરિસણ પ્યારો,
તિહાં મન-મધુકર મોહ્યો માહરો,
ક્ષણ ઈક તિહાંથી ન રહે ન્યારો-હો ! જિનવરજી !
આલોકન નિત તેહનો મુઝને દીજીઈ ॥૫॥
ધરણેંદ્ર સહસ-મુખશું ભાખે,
તારા ગુણ નિત નવલા દાખે,
તોઈ પાર ન લહે ગુણનો લેખો-હો ! જિનવરજી !
અનંત ગુણાત્મક ! તું સોહે ગુણ તાહરા. ॥૬॥
સૌભાગ્યચંદ્ર ગુરુનો શીસ,
કહે સ્વરૂપચંદ્ર અહો ! જગદીશ !
શ્રેયાંસ પદ્યો દીઓ સુ-જગીશ-હો ! જિનવરજી !
નામ શ્રેયાંસ તુમારુ સમરું ધ્યાનમાં. ॥૭॥

●

(૧૨૦૦)(૫૦-૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી-જિન સ્તવન

(પીંઝીરી થારી નિજારેને નારેં પાણી લાગ્યો,
મારુજી રે દાં રે લોભાવ-મ કેમી
જિણંદરાયા સુગુણ સુખાકર સુંદર,
કેવલ જ્ઞાન ભંડાર-જિણંદ૦ !

મોહ-અંધાર નિવારવા, સમરથ તું દિનકર હો-જિણંદ૦
વાસુપૂજ્ય પ્રભુ વાલહો, હૃદ-મન રહ્યો રે લોભાય ॥૧॥

ધર્મ-ધુરંધર ધર્મ તું ભરત ક્ષેત્ર-મઝાર જિણંદ૦ ।
બોધિ બીજ વાવે વચનશું,
ભવિ-મન-ક્યારા ઉદાર-જિણંદ૦ ॥૨॥

સુમતિ-સદન સહુ સમકિતી,
પાલે નિજ મત સાર-જિણંદ૦ ।
સંવર-વાડી ભલી કરે,
રહે અપ્રમત આચાર-જિણંદ૦ ॥૩॥

આશ્રવ-ધાપદ વારતાં, ધારતા જિનવર આણ-જિણંદ૦ ।
શીલ-સુધારસ સિંચતાં, લહે ચેતન ગુણ-ખાણ-જિણંદ૦ ॥૪॥



## (૧૨૦૧) (૫૦-૧૨) શ્રી વિમલનાથ-જિનસ્તવન

(ઢાલ ઝુમખડાની-એ દેશી)

[1]વિમલ વિમલ રાજતા,
બાહ્ય-અભ્યંતર ભેદ-જિણંદ જુહારીઈ ।
સૂચીપુલા દૃષ્ટાંતથી.
મન-વચ-કાય નિવેદ-જિણંદ જુહારીઈ ॥૧॥

---

૧ શ્રી વિમલનાથપ્રભુ બાહ્ય-અભ્યંતર બંને રીતે નિર્મળ શોભી રહ્યા છે. સૂચીપુલા-દૃષ્ટાંત એટલે ઘડની ખીચડીની હાંડીમાં એક દાણો સીજ્યો કે કેમ? તે જોવાથી બધા સીજ્યા જણાય છે, તેમ વિમલનાથજીનો બાહ્ય શરીરનો કંચનવર્ણ નિર્મલ દીપતો હોઈ અંદરથી પણ વેદની મલિનતા રહિત જણાય છે. (પ્રથમ ગાથાં

સ્પૃષ્ટ-બદ્ધ-નિધત્ત તે, નિકાચિત અ-વિશેષ-જિણંદ૦ ।
આત્મ-પ્રદેશ માંહિ મિલ્યાં,
મલ તે કર્મ-પ્રદેશ-જિણંદ૦ ॥૨॥
અ-સંખ્ય-પ્રદેશી ચિન્મયી, ચેતન-ગુણ સંભાર-જિણંદ૦ ।
પ્રદેશે પ્રદેશે રમી રહી,
વર્ગણા કર્મ અ-પાર-જિણંદ૦ ॥ ૩ ॥
[૨]પંચ-રસાયણ-ભાવના-ભાવિત આતમ-તત્ત્વ-જિણંદ૦ ।
ઉપલતા છાડી કનકતા પામે ઉત્તમ સત્ત્વ-જિણંદ૦ ॥૪॥
પ્રથમ ભાવના શ્રુત તણી, બીજી તપ ભય સત્ત્વ-જિણંદ૦ ।
તુરીય એકત્વ-ભાવના,
પંચમ ભાવ સુ-તત્ત્વ-જિણંદ૦ ॥ ૫ ॥
ઇમ કરી સર્વ પ્રદેશને રે, વિમલ કર્યા જિનરાય-જિણંદ૦ ।
નામ યથારથ વિચારીને,
નમે સ્વરૂપ નિત પાય-જિણંદ૦ ॥ ૬ ॥

★

## (૧૨૦૨) (૫૦-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્તવન

હાં રે ! લાલ ! ચતુર-શિરોમણિ ચૌદમો,
જિનપતિ નામ અનંત-મેરે લાલ !
ગુણ અનંત પરગટ કર્યા,
કર્યો વિ-ભાવનો અંત મેરે લાલ-

૨ રસાયણ જેવી શ્રુતઆદિ પાંચ ભાવના (જે પાંચમી ગાથામાં છે) ના બળે આત્મતત્ત્વ ઉત્તમતાને વરે છે, જેમકે રસાયણથી અન્ય ધાતુ પણ સોના રૂપે પરિણમે છે. (ચોથી ગાથાનો અર્થ)

-ચતુર-શિરોમણિ ચિત્ત ધર્યો. ॥૧॥

હાં રે! લાલ! ચાર અનંતા જેહનાં,
આતમ-ગુણ અભિરામ-મેરે૦ ।
જ્ઞાન-દર્શન-સુખ-વીર્યતા,
કર્મે રુંધ્યા ઠામ-મેરે૦ ચતુર૦ ॥ ૨ ॥

હાં રે! લાલ! ચતુર ધરો નિજ ચિત્તમાં,
એ જિનવરનું ધ્યાન-મેરે૦ ।
અરથી અર્થ નિવાસનેં,
સેવે ધરી બહુ માન-મેરે૦ ચતુર૦ ॥૩॥

હાં રે! લાલ! જ્ઞાનાવરણી ક્ષય કરી,
લહ્યું અનંત-જ્ઞાન-મેરે૦ ।
દર્શનાવરણ નિવારતા,
દર્શન અનંત વિધાન-મેરે૦ચતુર૦ ॥ ૪ ॥

હાં રે! લાલ! વેદનીય-વિગમેં થયું,
સુખ અનંતા-વિસ્તાર-મેરે૦ ।
અંતરાય ઉલંઘતાં,
વીર્ય અનંત ઉદાર-મેરે૦ ચતુર૦ ॥ ૫ ॥

હાં રે! લાલ! ઇમ અનંત નિજ-
થિરતા થાયી દેવ-
જિમ તરસ્યા સરવર ભજેં,
તિમ સ્વરૂપ જિન-:

## (૧૨૦૩) (૫૦-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન

(શત્રુંજય ગિરિના વાસી રે મુજરો માનજો રે-એ દેશી)

ધરમ-જિણંદને ધ્યાવો ધ્યાનમાં રે,
જાસ વડાઈ છે કેવલ જ્ઞાનમાં રે
જિનજીએ ભાખ્યા ભાવ અનેક,
તે સાંભળતાં આવે હૃદય-વિવેક
-ભકત-વચ્છલ પ્રભુ અમને ભવ-જલ તારશે રે ॥૧॥
ધર્મ કહ્યો છે રે વસ્તુ-સ્વભાવનો રે,
વસ્તુ પ્રકારો રે દ્રવ્ય બનાવને રે।
ચર-થિર-અવગાહન પરિવત્તિરે,
પૂરણ-ગલણ, ચેતન ગુણ પ્રતિ-
-એહવા ભાવને ધર્મ વખાણીઓ રે-ભકત૦ ॥૨॥
પાંચ અનેરા રે આતમ-દ્રવ્યથી રે,
તેહનો જ્ઞાતા રે ચેતન ભવ્યથી રે।
તસ પરિચય કરતાં સત્વ, પામે પરમાર્થિક નિજ તત્વ
-તેહનો રે લાભ અપાર સુખંકરૂ રે-ભકત૦ ॥૩॥
જીવ સંસારી તે નિજ-ધર્મને રે,
નિજ ચિંતતો રે લહે શિવ-શર્મને રે।
દ્રવ્યથી ગુણ-પર્યાય વિશેષ, તન્મય થાતાં કાર્ય અશેષ-
-સાધક સાધે રે સાધને સાધ્યને રે-ભકત૦ ॥૪॥
ચેતના હોય સાકાર નેં પણ રે,

પરતક્ષ ભાસે લોક-અલોક, નાશે ભવ-ભ્રમણાનો શોક-
-જિનજી ને સેવ્યા રે સવિ સુખ-સંપજે રે-ભકત૦ ॥૫॥
એહવા અતિશય ધર્મ-જિણંદના રે,
તે અનુમોદે રે વૃંદ મુણિંદના રે ।
તે લહે સુખ-સૌભાગ્ય સહેજે,
અભિનવ ચંદ્રકલા સમવેત-
-આપો આતમ-શકિત સરૂપને રે-ભકત૦ ॥૬॥



## (૧૨૦૪) (૫૦-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(સારી બિન અવગુણ કિમ છારીઈ-એ દેશી)
સેવો ભવી શાંતિ જિણંદ સનેહા,
શાંત રસ ગેહા, શમામૃત-ગેહા,
-સેવો ભવિ શાંતિ જિણંદ સનેહા ॥
રાગ-દ્વેષ-ભવ પાપ-સંતાપિત,
ત્રિવિધ તાપહર મેહા-સેવો૦ ।
માયા-લોભ રાગ કરી-જાણો,
દ્વેષ-ક્રોધ મદ રેહા-સેવો૦ ॥ ૧ ॥
અનંતાનુબંધી અપ્રત્યાખ્યાની,
પચ્ચક્ખાણ સંજલન છેહા-સેવો૦ ।
નિજ અન્યોન્ય-સંદશથી ચઉસઠિ,
સંખ્યા-વાસિત-દેહા-સેવો૦ ॥ ૨ ॥
નો-કષાય નવ હાસ્ય અરતિ રતિ,
શોક-જુગુપ્સા ભય વેહા-સેવો૦ ।

## (૧૨૦૩) (૫૦-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન

(શત્રુંજા ગિરિના વાસી રે મુજરો માનજો રે-એ દેશી)

ધરમ-જિણંદને ધ્યાવો ધ્યાનમાં રે,
જાસ વડાઈ છે કેવલ જ્ઞાનમાં રે।
જિનજીએ ભાખ્યા ભાવ અનેક,
તે સાંભલતાં આવે હૃદય-વિવેક-
-ભક્ત-વચ્છલ પ્રભુ અમને ભવ-જલ તારશો રે ॥૧॥
ધર્મ કહ્યો છે રે વસ્તુ-સ્વભાવનો રે,
વસ્તુ પ્રકારે રે દ્રવ્ય બનાવને રે।
ચર-થિર-અવગાહન પરિવર્તિરે,
પૂરણ-ગલણ, ચેતન ગુણ કીર્તિ-
-એહવા ભાવને ધર્મ વખાણીઓ રે-ભક્ત૦ ॥૨॥
પાંચ અનેરા રે આતમ-દ્રવ્યથી રે,
તેહનો જ્ઞાતા રે ચેતન ભવ્યથી રે
તસ પરિચય કરતાં સત્વ, પામે પરમાર્થિક નિજ તત્વ
-તેહનો રે લાભ અપાર સુખંકરૂ રે-ભક્ત૦ ॥૩॥
જીવ સંસારી તે નિજ-ધર્મને રે,
નિજ ચિંતતો રે લહે શિવ-શર્મને રે।
દ્રવ્યથી ગુણ-પર્યાય વિશેષ, તન્મય થાતાં કાર્ય અશેષ-
-સાધક સાધિ રે સાધને સાધ્યને રે-ભક્ત૦ ॥૪॥
ચેતના હોય સાકાર ને પણ રે,

પરતક્ષ ભાસે લોક-અલોક, નાશે ભવ-ભ્રમણાનો શોક-
-જિનજી નેં સેવ્યા રે સવિ સુખ-સંપજે રે-ભક્ત૦ ॥૫॥
એહવા અતિશય ધર્મ-જિણંદના રે,
તે અનુમોદે રે વૃંદ મુણિંદના રે ।
તે લહે સુખ-સૌભાગ્ય સહેજે,
અભિનવ ચંદ્રકલા સમવેત-
-આપે આતમ-શક્તિ સરૂપને રે-ભક્ત૦ ॥૬॥



## (૧૨૦૪) (૫૦-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(મારી બિન અવગુણ કિમ છારીઈ-એ દેશી)

સેવો ભવી શાંતિ જિણંદ સનેહા,
શાંત રસ ગેહા, શમામૃત-ગેહા,
-સેવો ભવિ શાંતિ જિણંદ સનેહા ॥
રાગ-દ્વેષ-ભવ પાપ-સંતાપિત,
ત્રિવિધ તાપહર મેહા-સેવો૦ ।
માયા-લોભ રાગ કરી-જાણો,
દ્વેષ-ક્રોધ મદ રેહા-સેવો૦ ॥ ૧ ॥
અનંતાનુબંધી અપ્રત્યાખ્યાની,
પચ્ચક્ખાણ સંજલન છેહા-સેવો૦
નિજ અન્યોન્ય-સંદશથી ચઉસઠિ,
સંખ્યા-વાસિત-દેહા-સેવો૦ ॥ ૨
નો-કષાય હાસ્ય અરતિ રતિ,
શોક-જુગુપ્સા ભય વેહા-સેવો૦

મન વચન કાય તપાવત તાથે,
કહિયેં તાપ અછેહા-સેવો૦ ॥ ૩ ॥
જૈસે વનદવ તરૂ-ગણ બાલે, ત્યોં અંતરગત એહા-સેવો૦ ।
ખમ શમ દમ ઉપશમ શીતલતા,
કરી જલ-લહરી-લેહા-સેવો ॥૪॥
આતમ-રાય રાજ્ય અભિસિંચ્યો,
પૂજિત ,ત્રિભુવન-ગેહા-સેવો૦ ।
તુમ શિર-છત્ર કી છાહ અમચિર,
દ્યો સ્વરૂપ અનુપેહા-સેવો૦ ॥૫॥

☆

(૧૨૦૫) (૫૦-૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવન

(ઋષભ જિણેસર પ્રીતમ માહારા રે-એ દેશી)

કુંથુનાથ સત્તરમા જિનપતિજી. કુંથુ તણા પણ નાથ ।
તે જિન અંતર-સામગ્રીવંતનેંજી,
સાચો શિવપુર-સાથ. ॥ ૧ ॥
શ્રીદેવી-સુત ગુણ-સંભારીઇજી, મન-કજ-કોશ નિવાસ ।
મન-મધુકર જિનપદ-કજ-કર્ણિકાજી,
વાસી લહો સુખવાસ-શ્રી દેવી૦ ॥૨॥
યોગ-ખેમંકર ગુણ છે નાથમાંજી, કુંથુ ઉપર પણ એમ ।
અ-પ્રાપિતનેં પ્રાપક જોગ છેં જી,
પ્રાપ્ત-રક્ષણ-ગુણ ખેમ-શ્રી દેવી૦ ॥૩॥
તે ક નાથ મહીપતિને કહ્યોજી, તે એ અરથ પ્રમાણ ।

લોકોત્તર જ્ઞાનાદિક-ગુણ તણોજી,
દાયક રક્ષણ જાણ-શ્રી૦ ॥ ૪ ॥
તે ગુણનો અભિલાષી આતમાજી, સેવો શ્રી જગનાથ ।
જિનજી તેહને મધુ-માધવ પરેજી,
આપે અદભુત આથ-શ્રી૦ ॥૫॥
તિમ હું કુંથુ-જિનેંદ્ર ઉપાસનાજી, કરી માંગુ ગુણ કોય ।
ભવ-પરિહાર સુગાત-સંપાદનાજી,
સત્-સ્વરૂપ સુખ હોય-શ્રી૦ ॥૬॥



## (૧૨૦૬) (૫૦-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(દેઉ દેઉ રે નણંદ હઠીલી-એ દેશી)

અરનાથ અરજ અવધારો,
નિજ-ભકતનાં કાજ સુધારો રે-મન મોહના મહારાયા ।
સંસાર-પારાવારે,
જલ-ઘોલના ન્યાય વિચારો રે-જગ સોહના જિનરાયા ॥૧॥
પુદ્ગલ-પરિવર્ત અનંતા,
થયાં ભવ-કલ્લોલ ભમતાં રે-મન૦ ।
મનુજ ક્ષેત્ર કુલ આર્ય,
ગુરૂ-શ્રુતિ-સદ્દહણા સુકાર્ય રે-જગ૦ ॥ ૨ ॥
એહવી-સામગ્રીને અ-ભાવે,
જિનધર્મ ન લાધો સુભાવે રે-મન૦ ।
નિયતે લઘુ-કર્મા થઈને,
અનુક્રમે ગુણ-ઠાણ લઈને રે-જગ૦ ॥૩॥

છ રે! નહિં પ્રતાપ ઇહાં માહરો, તો વૃથા પૌરુષ તુઝ ।
હરાવ્યો મોહ માહરો પિતા,
તો રયો આસરો મુઝ ! નિત૦ ॥ ૫ ॥
છ રે! સાંભળી રતિ-પ્રીતી બે ત્રીજે કામ-સ-બાણ ।
મદી મદહી જિણંદની, શિર ધારી છે આણ-નિત૦ ॥૬॥
છ રે! તે માટે મુજ વિનવું, વારો તેહ અશેષ૦ ।
ઘો સૌભાગ્ય-સ્વરૂપને સુખ લબ્ધિ વિશેષ-નિત૦ ॥૭॥



## (૧૨૦૮)(૫૦-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

(હાં રે તાહરે બંગલેરી ખડકી ખોલ હો નણદીરા વીરા-
બાહિર ભીંજે મારુ ડીલ એકલી અહો યાં રે બંગલે-એ દેશી)

હાં રે! થારો સમવસરણ દેખાડ હો, મુગતિરા હીરા ।
[1]આગલિ ઉભો સેવક સામું હો રે!
થાહરે મુજરે હો-થારો સમવસરણ દેખાડ હો-મુગતિ૦ ।
હાં રે સુર સંવર્તક-પવનેં કરી રે લો,
રજ હરી કરે શુભ જલ સિત્ર હો-મુગતિ૦ ।
[2]કુસુમોત્કર જલ-થલ જાતિનાં રે લો,
પંચવરણા [3]જાનું-પ્રમિત્ત હો-મુગતિ૦ ॥૧॥
આગળ ઉભો૦ હાં રે થારો સમવસરણ૦ ॥
હાં રે ! જિહાં વૃક્ષ અશોક-વિરાજતો રે લો,
તિહાં દિવ્ય-ધ્વનિ સુરવાદ હો-મુગતિ૦ ।

૧ સન્મુખ. ૨ ફૂલનો ઢગલો. ૩ ઢીંચણ સુધીના.

હાં રે સિંહાસન બેઠા પ્રભુ તુમે રે લો,
તવ વાજત દુંદુભિ નાદ હો-મુગતિ૦ ॥૨॥
હાં રે ચિંહુ દિશી સિત-ચામર વીંઝતા રે લો,
સુર સફલ કરે નિજ શક્તિ હો-મુગતિ૦
ભામંડલ ૪સિત-દ્યુતિ શોભતો રે લો,
ત્રિણ છત્ર ધરી કરે ભક્તિ હો-મુગતિ૦ ॥૩॥
હાં રે ! પ્રાતિહાર્ય અતિશયે પરિવર્યા રે લો,
શ્રીમુનિસુવ્રત-જિનરાય હો-મુગતિ૦ ।
જિતશત્રુ અશ્વ ઉદ્ધરવા રે લો,
આવ્યા ૫ભરુઅચ્છ સુર સમુદાય હો-મુગતિ૦ ॥૪॥
હાં રે ! રાય જગન કરંતો રે વારીઓ રે લો,
તારીઓ હય ધરી હેત હો-મુગતિ૦ ।
વાધીઓ જશ ત્રિહું લોકમાં રે લો,
તીરથ ઈણુ સંકેત હો-મુગતિ૦ ॥ ૫ ॥
હાં રે ! તમે એહવા ઉપગારી પ્રભુ રે લો !
દીઓ અ-વિચલ રાય પસાય હો-મુગતિ૦ ।
તુમ તુઠે સવિ સુખ પામીઇ રે લો,
સ્વરુપ-ચંદ્રોદય થાય હો-મુગતિ૦ ॥
આગતિ૦ ॥ હાં રે શાહરો સમર૦ ॥૬॥



૪સ્ફેદ-નિર્મળ, ૫ ભરુચ.

## (૧૨૦૯) (૫૦-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવન

(સોલમા શ્રી જિનરાજ ઓળગ સુણો અમ તણી
-લલના એ દેશી)

મહ વારી નમિનાથ-જિનેશ્વર વંદિઈ-લલના,
ભવ અનેકના સંચિત પાપ નિકંદીઈ-લલના ।
જિત્યાને શરણે જીતિ લહીજે એ ન્યાય છે-લલના,
રિપુ જીત્યાનો એ પણ એક ઉપાય છે-લલના. ॥૧॥
દ્રવ્ય શત્રુ જિણે ગર્ભ થકી સહેજે દમ્યા-લલના,
માન મુકીને તે સઘલા આવી નમ્યા-લલના ।
નામ નમિ ઈમ સાર્થક મનમાં ધ્યાઇઈ-લલના,
તો મન વંછિત ઇહ-પરભવ સુખ પાઈઈ-લલના. ॥૨॥
જીવ-કરમનો વૈર અનાદિ-નિબદ્ધ છે-લલના,
કિહાં એ જીવ કિહાં કર્મ સમર્થ સંનદ્ધ છે-લલના ।
ગો-રતનથી પયખાણુથી કનકોપલ પરે-લલના,
મિલ્યા આવ્યા પણ તાસ વિભાવ અગનિ હરે-લલના ॥૩॥
તિમ પ્રભુ સમકિત-લાભથી પંડિત વીર્યને-લલના,
ધારી વારી પ્રમાદ ધરી મન ધીર્યને-લલના ।
જીવી ભાવ વિપક્ષ સુપક્ષ વિચારીને-લલના,
સર્વ ઘાતી-દેશ ઘાતી અઘાતી નિવારીને-લલના ॥૪॥
લાધો કેવલ-યુગલ નિધાન સુ-ભક્તિનો લલના,
જિનપદ ભોગ સંયોગ મિલ્યા એ વિમુક્તિનો-લલના ।
ઈમ બહિરંતર શત્રુ નમાવી નમિ-જિને-લલના ।
બદ્ધ દર્શન કેઈ દેશ-સર્વ વિરતિ લે-લલના ।

જિમ તુમે જીત્યા રે તેમ જીતાવો માહરા-લલના,
કહે સ્વરુપ હવે ચરણ શરણ છે તાહરા-લલના ॥૬॥

O

(૧૨૧૦) (૫૦-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(અપને પીયાજીકી વાત રે હું કેહને પુછું-એ દેશી)
નેમિ-જિણંદનું જ્ઞાન રે, જગમાં જયકારી,
જગત જંતુની રક્ષા કરવા, પ્રભુ અતિશય ઉપગારી રે
-વંદો નરનારી-નેમિ૦ ॥
જય સમુદ્રવિજયાંગ-ભૂ, શિવા દેવીના જાયા,
શંખ લંછન અંજન-છવિ, દસ ધનુષની કાયા-નેમિ૦ ॥૧॥
અભયદાન શ્વાપદ ભણી, દીધું વરસી જનને।
સંયમી બ્રહ્મચારી પણે, સાધ્યું નિજ મનમેં-નેમિ૦ ॥૨॥
પ્રતિપદ પૃથવી પાવન કરી, સહસાવને સ્વામી।
મૌનપણે ચોપન દિને, કેવલસિરિ પામી-નેમિ૦ ॥૩॥
પૂછે પ્રભુને કૃષ્ણજી, સુણો! ત્રિભુવન રાય!।
ત્રિગુણ તીર્થ રૈવતપતિ, હરિવંશ સસવાય-નેમિ૦ ॥૪॥
ઉત્તમ શ્રી-ગુણે પરિવરી, રાજીમતી કન્યા।
તુમ ચિત્તમાં કિમ નવી વસી?
અતિ-તન્વી ધન્યા-નેમિ૦ ॥૫
તવ સુરપતિ કહે કૃષ્ણને, જિન-ચિત્ત અ-ભંગે।
જ્ઞાન ગર્ભ વૈરાગને, ઉત્તરંગને રંગે-નેમિ૦ ॥૬
ન મિલે પ્રવેશ અનંગને, કૃયાંગીની શી વાત?
તે સુણી રાજીમતી કહે, સુર-નર વિખ્યાત-નેમિ૦ ॥૭

ચિદાનંદ ચિત્તમાં તિહાં, નહિં કોઈ નો નામ ।
ચિદાનંદ-સંયુત પ્રભુ, ધરું મુઝ મન ધામ-નેમિ૦ ॥૮॥
ઇમ કહી જિન-દીક્ષા ગ્રહી, કરી સંયમ-લીલા ।
રહનેમિ પ્રતિબોધીઓ, સતી પરમ-સુશીલા-નેમિ૦ ॥૯॥
ઇમ અનંત ગુણ-રાશિનો, પર પાર ન આવે ।
સોભાગ્યચંદ્ર સ્વરૂપચંદ્રને,
જિન-ધર્મ શીખાવે-નેમિ૦ ॥ ૧૦ ॥

●

## (૧૨૧૧) (૫૦-૨૩) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવન

(સખી આજ અસાઢો ઉગ્યો,
સખી ઝરમર વરસે મેહ-એ દેશી)

જી રે! આજ દિવસ ભલે ઉગીયો જી રે,
આજ થયો [૧]સુ-વિહાણ ।
પાસ-જિણેસર ભેટીયા, થયા આનંદ-કુશલ-કલ્યાણ હો-
-સાજન સુખદાયક જાણી સદા,
ભવિ પૂજો પાસ જિણંદ ॥ ૧ ॥
જી રે! ત્રિકરણ-શુદ્ધિઇ ત્રિહું સમે જી રે,
નિસિહી ત્રિણ સંભારિ ।
ત્રિહું દિશિ નિરખણ વરજીને,
દીજે ખમાસમણ તીન વાર હો-સાજન૦ ॥ ૨ ॥
જી રે! ચૈત્યવંદન ચોવીસનો જી રે,
સ્વર-પદ-વર્ણ વિસ્તાર ।

અર્થ-ચિંતન ત્રિહું કાલનાજી રે,
જિનનાથ ! નિખેપા ચાર હો-સાજન૦ ॥ ૩ ॥
શ્રી જિન પદ ફરસે લહે,
[2]કલિ-મલીન તે [3]પદ [4]કલ્યાણ ।
તે વલી અ-જર-અ-મર હુવે,
અ-પુનર્ભવ શુભ નિર્વાણ હો-સાજન૦ ॥ ૪ ॥
જી રે ! લોહભાવ મુકી [5]પરોજી રે, પારસ[6]-ફરસ-પસાય ।
થાયે [7]કલ્યાણ કોઠ [8]ધાતુથી,
તિમ જિન-પદ મોક્ષ ઉપાય હો-સાજન૦ ॥૫॥
જી રે ! ઉત્તમ નારી-નર ઘણાજી રે,
મન ધરી ભક્તિ ઉદાર ।
આરાધી જિન પદ ભલો,
થાઈ જિન કરે જગ ઉપગાર હો-સાજન૦ ॥૬॥
જી રે ! એહવો મન નિશ્ચલ કરી જી રે,
નિશિ દિન પ્રભુને ધ્યાય ।
પામે સૌભાગ્ય સ્વરૂપને,
[9]નિવૃતિ [10]કમલાવર થાય હો-સાજન૦ ॥૭॥



૨ પાપથી મલિન, ૩ સ્થાન, ૪ સારૂં ૫ દૂર, ૬ પારસ મણિના સ્પર્શથી ૭ સોનું ૮ લોખંડમાંથી, ૯ મોક્ષ રૂપી, ૧૦ લક્ષ્મીના પતિ.

## (૧૨૧૨) (૫૦–૨૪) શ્રી મહાવીર-જિન સ્તવન

(રાજુલ પુછે રે સખી પ્રતે,
રાજુલ પુછે રે વાત રે; સુણો સજની અમારી વાત)

હું તુમ પુછું રે પરમગુરુ !
હું તુમ પુછું વાચ રે,
કહો પ્રસન્નો ઉત્તર સાચ ।
હું એક માંગું રે પરમ ગુરૂ!
હું એક માંગું વાચ રે,
દીઓ નામ તુમારાનો સાચ ॥

નામ તુમારો રે જગત ગુરૂ,
નામ તુમારો વીરજી રે,
તેહનો અદ્ભુત ભાવ ।
મનશું વિચારી જોઈએ, તવ ઉપજે વિવિધ બનાવ રે ॥૧॥
સુણો સદ્ગુરૂ માહરી વાચ રે, હું તુમ૦ ॥
નવ રસ માંહે રે જગત ગુરૂ !
નવ રસ માંહે પાંચમો રે,
રસનો નામ છે વીર ।
તે વળી ત્રિવિધ વખાણિએ, તેના નામ કહ્યા ત્રણ ધી૦ રે
સુણો સદ્૦ હું

એ છ દાનમાં રે જગતગુરૂ !
એ છ દાન વિમ ધરમમાં રે
સમરથ રહીએ વીર ।

તન-ધન-મન શંકા નહી, મન મોહ રોમાંચ શરીર-
સુણો૦ હું તુ૦ ॥૩॥

એ લક્ષણ રસ રે જગતગુરુ,
એ લક્ષણ રસ વીરના રે
છે તુમને પરતક્ષ ।
શત્રુ-સેનાની તે છતાં,
બહિરંતર લક્ષણ લક્ષ રે-સુણો૦ હું તુમ૦ ॥૪॥

સત્વ પરીક્ષક રે જગતગુરુ,
સત્વ પરીક્ષક સુર કર્યો રે,
એ છો વીર તુમે એમ
લોક ઉરણ પૂરણ કર્યો,
દાન વીર સંવચ્છર પ્રેમ રે-સુણો૦ હું તુમ૦ ॥૫॥

કરમને જીતી રે જગતગુરુ,
કરમને જીતી કેવલી રે,
વાર્યો ભવ ભય મર્મ ।
ધમ્મ ધમ્મ બતાવીઓ,
એહવો ધર્મ વીર શિવ શર્મ રે-સુણો૦ હું તુમ૦ ॥૬॥

વીર ત્રિવિધ ગુણ રે જગતગુરુ,
વીર ત્રિવિધ ગુણ રાજતા રે,
સેવું ચરણ-જુગ તુજ્ઝ ।
સૌભાગ્યચંદ્ર સ્વરૂપ તે,
શોભા વીરજી વીરના મન રે-સુણો૦ હું તુમ૦ ॥૭॥

## ચતુર્વિંશતિ-જિન સાધારણ સ્તવન

(ઢાલ-તે તરીઆ રે ભાઈ તે તરીયા-એ દેશી)

ઈણ અવસર્પિણીઈ જિનરાયા, સુર-નર પ્રણમીત પાયાજી ।
સેવક જન-મન વંછિત-દાયા,
નિજપદ કરણ પસાયાજી-ઈણિ૰ ॥૧॥
માતા પિતા ધન્ય જિહાં જિન જાયા,
ધન્ય કુલ પુર જિહાં આયાજી ।
છપ્પન દિશિ-કુમરી હુલરાયા,
શચી ઉત્સંગ રમાયાજી-ઈણિ૰ ॥૨॥
ચોસઠ ઈંદ્ર તણેં મને ભાયા, અપછર-ગણ ગુણ ગાયાજી ।
લઘુ વય મેરુ-શિખર પધરાવ્યા,
તીર્થ-જલે ન્હવરાયાજી-ઈણિ૰ ॥ ૩ ॥
ભુકત-ભોગી સંજમ મન લાયા; નિશ્ચલ મન-વચ-કાયાજી ।
પરમ-પુરુષ ગુણ આતમ ધ્યાયા,
કેવલે સિદ્ધિ સધાયાજી-ઈણિં ॥ ૪ ॥
ગુરુ પસાય જિન-આગમ પાયા, સૂત્ર અરથ વંચાયાજી ।
પંચ કારણ વ્યવહાર ઉપાયા,
જાણી જગત નમાયાજી-ઈણિં ॥ ૫ ॥
ધન્ય ગુરુજી જિનમાર્ગ દિખાયા, રાખી બાંહની છાયાજી ।
દુરિત-દોહગ દુઃખ દૂર ગમાયા,
નિજપદ પાઠ પઢાયાજી-ઈણિ૰ ॥ ૬ ॥
તાસ પસાયેં મન ઉલ્હસાયા, ભાવદીપ પ્રગટાયાજી ।
ઉન્મારગ-તમ-દુરિત નસાયા,
મુગતિ મારગ મન ધાયાજી-ઈણિ૰ ॥ ૭ ॥

જિન ચઉવીશ તણા ગુણ ગાયા, ઉપશમ-અમૃત ન્હાયાજી।
ગુરૂ સૌભાગ્યચંદ્ર સુપસાયા,
સ્વરૂપચંદ્ર સુખ દાયાજી-ઈચ્છિ૦ ॥ ૮ ॥



કલશ

ઈમ ઋષભ-જિન ધુરી વીર-જિન લગે,
ચઉવીસેં તીર્થંકરા,
તસ ભક્તિ કરતાં ધ્યાન ધરતાં ત્રિવિધ મલ નાશે પરા।
સુખ-સંપદા ઘરી સુથિર થાઇ જગત જન જસ અનુસરે,
સૌભાગ્યચંદ્ર ગુરૂ પ્રસાદે સ્વરૂપચંદ્ર ઇમ ઉચરે ॥૧॥

॥ ઈતિશ્રી સ્વરુપચંદ્રકૃત ચોવીશી સંપૂર્ણ ॥

શ્લોક

યાદશં પુસ્તકં દષ્ટં, તાદૃશં લિખિતં મયા।
યદિ શુદ્ધમશુદ્ધં વા, મમ દોષો ન દીયતે ॥૧॥
ભગ્ન પૃષ્ટિં કટિ ગ્રીવા, બદ્ધ મુષ્ટી અધો મુખં।
કષ્ટેન લિખિતં શાસ્ત્રં, યત્નેન પરિપાલયેત્ ॥૨॥
સંવત ૧૯૨૧ વર્ષે શ્રાવણ વદી ૪ ને વાર સોમ-દિને
સમાપ્તં પઠનાર્થ શેઠજી ગલાબચંદજી
અમરત વીજેજી અર્થે લિખાપિતા ॥
લિપિ કૃતં લદીયા તરસોવન કલ્યાણદાસ ॥
શ્રી વિદ્યાશાલા મધે બેસીને લખી છે

श्री वर्धमानस्वामिने नमः

શ્રી ખિમાવિજયજી શિષ્ય

શ્રી જશવિજયજી મ૦ કૃત

જિન-સ્તવન ચોવીશી

(૫૧)

[ દેવ-ગુરુ કૃપાએ અનેક ભંડારોમાંથી મેળવેલ ચોવીશી-સંગ્રહમાં આ ચોવીશી અ-પૂર્ણ જ મળી છે. શ આતના પાના ન મળવાથી શ્રી ઋષભદેવસ્વામીથી શ્રી પદ્મપ્રભ સ્વામી સુધીનાં સ્તવનો મળ્યાં નથી. તેથી અપૂર્ણ પણ આ ચોવીશી સુરક્ષિત જળવાઇ રહે તે આશયથી પ્રકટ કરી છે]



## (૧૨૧૩) (૫૧-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(અજિત-જિણંદ-શું પ્રીતડી-એ દેશી)

શ્રી સુપાસ-જિન સાહિબા,
સુણો! વિનતિ હો! પ્રભુ! પરમ-કૃપાલ! કે ।
સમકિત-સુખડી આપીયે,
દુઃખ કાપીયે! હો! જિન! દીન દયાલ! કે-શ્રી० ॥૧॥
મૌન ધરી બેઠા તુમે,
નિ-ચિંતા હો! પ્રભુ! [illegible] ! કે .

હું તો આતુર અતિ-ઉતાવલો,
માગું છું હો ! જોડી દોય હાથ કે-શ્રી૦ ॥૨॥
સુગુણા સાહિબ તુમ વિના,
કુણ કરશે ? હો ! સેવકની સાર કે ।
આખર તુમહી જ આપશો,
તો શાને હો ! કરો છો ! વાર કે-શ્રી૦ ॥૩॥
મનમાં વિમાસી શું રહ્યા,
અંશ ઓછું હો ! તે હોય મહારાજ કે ।
નિરગુણને ગુણ આપતાં,
તે વાતે હો ! નહિ પ્રભુ ! લાજ કે-શ્રી૦ સુ૦ ॥૪॥
મોટા પાસે માગે સહુ, કુણ કરશે ? હો ! ખોટાની આશ કે ।
દાતાને દેતાં વધે ઘણું,
કૃપણને હો ! હોય તેહનો નાશ કે-શ્રી૦ સુ૦ ॥૫॥
કૃપા કરી સામું જો જુઓ,
તો ભાંજે હો ! મુજ કર્મની જાલ કે ।
ઉત્તર-સાધક ઉભા થકાં,
જિમ વિદ્યા હો ! સિદ્ધ હોય તત્કાલ-શ્રી૦ સુ૦ ॥૬॥
જાણ આગળ કહેવું કિશ્યું ?
પણ અરથી હો ! કરે અરદાસ કે ।
શ્રી ખિમાવિજય-પય સેવતાં,
જશ લહીએ હો ! પ્રભુ નામે ખાસ કે-શ્રી૦ સુ૦ ॥૭॥

❀

(૧૨૧૪) (૫૧-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવન

(અંતરજામી હો કે શિવપુરી-ગામી, મારા લાલ-એ દેશી

ચંદ્રપ્રભની હો! કે સેવા કીજે-મારા લાલ,
અવસર પામી હો! કે લાહો લીજે-મારા લાલ
દિલભરે[1]-દિલશું હો! કે સાહિબ રીઝે-મારા૦,
વેગે વંછિત હો! કે કારજ સીઝે-મારા૦ ॥૧

દશ-દૃષ્ટાંતે હો! કે દુરલભ જાણી-મારા૦,
પુનરપિ સુલભ હો! કે નહિ ભવિ-પ્રાણી-મારા૦
મણુય-જનમ છે હો! કે ગુણની ખાણી-મારા૦,
પ્રભુ-પદ સેવી હો! કે કરો કર્મ-હાણી-મારા૦ ॥૨

શ્રદ્ધા સાચી હો! કે ચિત્તમાં આણી-મારા૦,
કર્ણે-[2]કચોલે હો! કે પીઓ જિન-વાણી-મારા૦
જિન-ગુણ-[3]ગાણી હો! કે મુગતિ-[4]સેનાની-મારા૦,
ભગતિ જુગતે કરી હો! કે લીજે તાણી-મારા૦ ॥૩

ભવ-ભવ ભમતાં! હો! કે પ્રભુ! મુજ મલીયો-મારા૦,
આજ મનોરથ હો! કે સવિ મુજ ફલીયો-મારા૦
કર્મ-પ્રબલથી હો! કે થયો હું [5]ગલીયો-મારા૦,
હવે તુમ[6]સાહ્યો હો! કે હોઈશ બલીયો-મારા૦ ॥૪

દુશ્મન દૂરે હો! કે પ્રભુજી! વારો-મારા૦,
ભય-સાગરથી હો! કે સાહિબ! તારો-મારા૦ ।

---

૧ ઉમંગવાળા ચિત્તથી, ૨ પ્યાલીથી, ૩ સ્તુતિ, ૪ સેનાપતિ, ૫ ઢીલે
૬ પકડ્યે થકે,

શ્રી ખિમાવિજય-ગુરુ હો ! કે દિલમાં ધારો-મારા૦ ।
કહે જશ વહેલે હો ! કે પાર ઉતારો ! મારા૦ ॥૫॥



## (૧૨૧૫) (૫૧-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવ

(દુનિયામાં દેવ ન દુજોજી, જિનવર જયકારી-એ દેશી)

સુણો સુવિધિ-જિણેસર ! સામીજી-સાહિબ સાંભલો,
તું મુજ અંતરજામીજી-સાહિબ૦ ।
આજ અવસર એ પામીજી-સા૦
હું અરજ કરું શિર નામીજી-સા૦ ॥૧॥

કાલ અનંતો ભમીયોજી-સા૦,
દુઃખ અનંતા ખમીયોજી-સા૦ ।
હું તો મોહરાય-વશ પડીયોજી-સા૦,
મિથ્યા-મંત્રી મુજ નડીયોજી-સા૦ ॥૨॥

પ્રમાદ-મદિરા-પાન પાયોજી-સા૦
ચિહું-ગતિ-માંહે ભમાયોજી-સા૦ ।
તિહાં દુઃખ હું બહુ પાયોજી-સા૦
ન મલ્યો કો ! શરણ સખાયોજી-સા૦ ॥૩॥

રાગ કેશરીએ હું ઘેર્યોજી-સા૦
દ્વેષ-ગજેન્દ્ર હું ફેર્યોજી-સા૦ ।
તૃષ્ણા-તરૂણીએ વગોયોજી-સા૦,
વિષયા-દાસી હું મોહ્યોજી-સા૦ ॥૪॥

કામ-કોટવાળે દુઃખ દીધોજી સા૦,

રતિ-અરતિ મળી ધુતારીજી-સા૦,
તેણે દાખી દુરગતિ-બારીજી સા૦ ॥૫॥
હવે તુમ ચરણે હું આયોજી-સા૦,
એ દુઃખ દૂરે ગમાયોજી-સા૦ ।
સેવકને શરણે રાખોજી-સા૦,
તુમથી અધિકો કુણ ? દાખોજી-સા૦ ॥૬॥
હવે ભવોભવ તુમ સેવાજી-સા૦
માગું હું દેવાધિદેવાજી-સા૦
શ્રી ખિમાવિજય-ગુરુ-રાયજી-સા૦
જશ વાધે સેવતાં પાયજી-સા૦ ॥૭॥



## (૧૨૧૬) (૫૧-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

(જી હો વિમલ જિનેસર સુંદર-એ દેશી)

જી હો ! શ્રી શીતલ-જિન ભેટતાં,
જી હો ! ઉલટ અંગે ન માય ।
જી હો ! રોમ-રોમ તનુ ઉલ્લસે,
જી હો ! હિયડે હરખ ભરાય,
જિનેસર ! ભેટયો ભલે તું આજ,
મુજ સારો વંછિત કાજ-જિ૦ ॥૧॥
જી હો ! ધન વેલા ધન તે ઘડી,
જી હો ! ધન મુજ જીવિત એહ ।
જી હો ! વિકસિત વદન રહે સદા,
જી હો ! જ્યું બાપીયડા મેહ-જિ૦ ॥૨॥

## (૧૨૧૮)(૫૧-૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી-જિન સ

(જગજીવન જગ વાલહો-એ દેશી)

વાસુપૂજ્ય ! જિન ! વાલહા !,
અરજ સુણો મુજ એક-લાલ રે।
અવર દેવ ઇચ્છું નહિ,
એ મુજ મોટી ટેક-લાલ રે-વાસુ૦ ॥૧॥
હરિ-હરાદિક [1]હીડરે, ગુણનું કારણ જોય-લાલ રે।
[2]પરતક્ષ દેખી [3]પટંતરો,
પ્રભુ-ગુણ-[4]પરતીત હોય-લાલ રે-વાસુ૦ ॥૨॥
શૂલ-[5]ચાપ-ચક્ર નવિ ધરે,
નવિ ધરે ગદા-શંખ [6]પાણિ-લાલ રે।
દોષ અઢાર-વરજિત સદા,
તેહની શિર આણ-લાલ રે-વાસુ૦ ॥૩॥
અંતરંગ રિપુ હણે, તોય સમતાવંત કહેવાય-લાલ રે।
ક્રોધ વિના હણવું કિશ્યું ?
એ અચરિજ મુજ થાય-લાલ રે-વાસુ૦ ॥૪॥
એક ભેદ સાચો સાહી, શીતલતા ગુણ હોય-લાલ રે।
વિણ વન્હિયે વન દહે,
શીત-કાલે [7]હિમ સોય-લાલ રે-વાસુ૦ ॥૫॥
વિણુ-આયુધે વિધા ધણી, [8]અનતંકાર ઓપે દેહ-લાલ રે।
[9]દ્રવ્ય-રહિત પરમેસરૂ, ઉપમા નાવે કેહ-લાલ રે-વાસુ૦ ॥૬॥

૧ જોવાથી, ૨ સાક્ષાત્, ૩ આંતરું, ૪ ખાત્રી, ૫ ધનુષ્ય, ૬ હાથ
૭ હિ...૮ ...૯ ...

ભુ-ગુણ-પાર ન પામીએ, સહસ-મુખે કહે કોય-લાલ રે
ી ગુરૂ-ખિમાવિજય પય,
પ્રણમે જગ જશ હોય-લાલ રે-વાસુ૦ ॥૭॥



## ૧૨૧૯) (૫૧-૧૩) શ્રી વિમલનાથ-જિન સ્તવ

(સંભવ જિનવર વિનતિ-એ દેશી)

વિમલ-જિનેસર વંદિયે, [1]છંદીયે મિથ્યા મૂલો રે ।
આનંદીયે પ્રભુ-મુખ દેખીને,
તો લહીયે સુખ-અનુકૂલો રે-વિમલ૦ ॥૧

વિમલ નાણ છે જેહનું, વિમલ દંસણ સોહે રે ।
વિમલ ચારિત્ર-ગુણે કરી,
ભવિયણનાં મન મોહે રે-વિ૦ ॥ ૨

વિમલ બુદ્ધિ તો ઉપજે, જો વિમલ-જિનેસર ધ્યાય રે
વિમલ-ચરણ પ્રભુ સેવતાં,
વિમલ પદારથ પાય રે-વિમલ૦ ॥ ૩

[2]વિમલ-કમલ-દલ-લોયણાં, વદન વિમલ-શશી સોહે રે
વિમલ વાણી પ્રભુની સુણી,
ભવ્ય-જીવ પડિબોહે રે-વિમલ૦ ॥ ૪

વિમલ જીહા તસ જાણીયે,
જે વિમલ-જિણંદ ગુણ ગાવે રે ।
શ્રી ખિમાવિજય-પય સેવતાં,
વિમલ જશ બહુ પાવે રે-વિમલ૦ ॥ ૫ ॥



---

૧ ઉખેડી નાખીએ, ૨ નિર્મળ,

## (૧૨૨૦) (૫૧-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્ત

(શ્રી સુપાસ જિનરાજ-એ દેશી)

અનંત પ્રાણીનો નાથ, [1]અનંત-ગુણ-મણિ-આથ,
આજ હો! નામ રે [2]પરિણામિ જુગતું જેહનેજી ॥૧
દરિસણ-નાણ અનંત, તિમ વળી સુખ અનંત,
આજ હો! વીર્ય વિરાજે અનંતું જેહનેજી ॥૨
આણી કર્મનો અંત, એ લહી ચાર અનંત,
આજ હો! રાજે રે, શિવ-પદવી છાજે જેહનેજી ॥૩
ભમતાં ભવ અનંત, જો મિલીયો ભગવંત,
આજ હો! હરખ્યો રે, પરખ્યો [3]પુણ્ય-પટંતરો ॥૪
દરિસણ દુર્લભ દેવ, વળી તુમ ચરણની સેવ,
આજ હો! સ્વામી રે, મેં પામી પ્રેમે તે ભલીજી ॥૫
કૃપા કરો! ભગવંત, જિમ લહું! કર્મનો અંત,
આજ હો! જાચું રે, નવિ રાચું અવરને દેખીનેજી ॥૬
શ્રી ખિમાવિજય-ગુરૂ-નામ, જાણે ક્ષમા-ગુણ ધામ,
આજ હો! પામી રે, શુભ-કામી જશ લહીયે ઘણોજી ॥૭

*

## (૧૨૨૧) (૫૧-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન

(નારી તે પિયુને વિનવે હો લાલ-એ દેશી)

ધર્મ-જિનેસર ધ્યાવતાં હો! લાલ, મુજ મન વરે [1]રૂડા-
સલુણા સાહિબા!

---

૧ અનંત ગુણરૂપ સંપત્તિવાળા, ૨ છેવટે, ૩ પુણ્યનું આંતરું.
૧ રૂડા=પ્રકૃ.

પણ આઠ અરિ આડા ફરે હો લાલ.
જેહની મોટી ધાડ-સલુણા૦ ॥ ૧ ॥

પહેલો અજ્ઞાન-પટ આડો ધરે હો લાલ,
તો કિમ દેખું રૂપ-સ૦ ।
બીજો રાખે રોકીને હો ! લાલ,
મિલવા ન દીયે જિન ભૂપ-સ૦ ॥ ૨ ॥

મધુર-ખડગ-ધાર ચાટવી હો ! લાલ,
ત્રીજો દેખાડે સુખ-સ૦ ।
જીભ-છેદથી વેદના હો ! લાલ,
તિમ ભોગવાવે દુઃખ-સ૦ ॥ ૩ ॥

ચોથે મદિરાપાન પાઇને હો ! લાલ !
વિકલ કરે મુજ બુદ્ધ-સ૦ ।
યથા-તથા પણે બોલતાં હો ! લાલ,
પાછળ ન રહે શુદ્ધ-સ૦ ॥ ૪ ॥

હેડે ઘાલે પાંચમો હો ! લાલ, રાખે ભવ પર્યંત-સ૦ ।
જનમ મરણ કરાવે ઘણાં હો ! લાલ,
નાણ્યો ભવનો અંત-સ૦ ॥ ૫ ॥

છઠ્ઠો વિવિધ-રૂપ દાખવે હો ! લાલ,
ચિતારા સમ તેહ-સ૦
ગતિ-જાતિ નામે કરી હો ! લાલ,
બોલાવે બહુ સ્નેહ-સ૦ ॥ ૬ ॥

ઉંચ-નીચ કુલ ઉપજાવતો હો ! લાલ,
દે હેલના-બહુમાન-સ૦

કુલાલ સમ તે જાણીયે હો ! લાલ,
સાતમાનું અભિધાન-સ૦ ॥૭॥
દાન દેતાં રાજા પ્રતે હો ! લાલ,
રાખે રખવાલ જિમ-સ૦ ।
દાન-લાભાદિક- લબ્ધિને હો ! લાલ,
આઠમો વારે તિમ-સ૦ ॥૮॥
એ અરિને અલગા કરો હો ! લાલ,
વિનવું વારોવાર-સ૦ ।
શ્રી ગુરૂ ખિમાવિજય સેવતાં હો ! લાલ,
જશને ઘો ભવ-પાર-સ૦ ॥૯॥



## (૧૨૨૨) (૫૧-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(વિનતિ અવધારો રે, પુર માંહે પધારો રે-એ દેશી)

સુણો શાંતિ-જિણંદા રે, તુમ દીઠે આણંદા રે,
દૂર ટળે ભવફંદા દરિસણ દેખતાં રે, ॥૧॥
મુદ્રા મનોહારી રે, ત્રિભુવન-ઉપકારી રે,
પ્યારી વળી લાગે સહુને પેખતાં રે ॥૨॥
સૌમ્યતાએ શશી નાસી રે, ભમે ઉદાસી રે,
આવ્યો મૃગ પાસે, અધિકાઈ જોવતો રે ॥૩॥
તેજે [1]ભાણુ ભાગો રે, આકાશે જઈ લાગો રે,
ધરે [2]વજ્જી રાગો, રૂપે મોહતો રે, ॥૪॥

૧ સર્પ ૨ ઈં

રમાણુ જે શાંત રે, નિપની તુમ કાંત રે.
ટળી મન ભ્રાંત, પરમાણુ એટલા રે. ॥૫॥
વ જોતાં હોડી રે, નાવે તુમ હોડી રે.
નમે કર જોડી, સુર જે ભલા રે. ॥૬॥
નમે ઈતિ વારી રે, ખટ-ખંડ ભોગ ધારી રે,
થયા વ્રત-ધારી, નારી પરિહરી રે. ॥૭॥
રસી-દાન વરસી રે, સંજમ-શ્રેણી ફરસી રે.
કઠિન કરમની રાશિ, તુમથી તે થરહરી રે. ॥૮॥
યાના-નલ-જોગે રે, આતમ-ગુણ ભોગે રે.
રોગે ને સોગેથી, તું દૂરે રહે રે. ॥૯॥
ગુમે પ્રભુ-પાયા રે, ખિમાવિજય-ગુરુરાયા રે.
તુમ ગુણ પ્રતિ, ભાયા જશ તે લહે રે. ॥૧૦॥



## ૧૨૨૩).(૫૧-૧૭) શ્રી કુંથુનાથ-જિન સ્તવન

(ત્રિસલાનંદન ચંદન શીત-એ દેશી)

કુંથુ-જિનેસર સાચો દેવ,
ચોસઠ ઇંદ્ર કરે જસ સેવ-સાહિબ સાંભળો ।
તું સાહિબ ! જગનો આધાર,
ભવ ભમતાં મુજ નાવ્યો પાર-સા૦
કહું મુજ મનની વાત, મૂકી આંબળો-સા૦ ॥૧॥
રશંસા ઉપર મુજ રીઝ, નિંદા કરે તે ઉપર ખીજ-સા૦ ।

એ બે તુમને છે સમભાવ,
તે માગું છું પામી દાવ-સા૦ ॥ ૨ ॥
પુદ્ગલ પામી રાચું રે હું, તે નવિ ઇચ્છે પ્રભુજી તું-સા૦ ।
એ ગુણ મોટો છે તુમ પાસ,
તે દેતાં સુખીયો હોય દાસ-સા૦ ॥૩॥
વિષય-[1]વેરી સંતાપે જોર, કામે વાહ્યો ફરું જિમ ઢોર-સા૦ ।
વલી વલી દુઃખ દીયે ચાર ચોર,
તુમ વિના કુણ આગળ કરૂં ! [2]સોર-સા૦ ॥૪॥
તુમથી ભાગ્યા લાગ્યા મુજ કેડ,
ચિંહુ ગતિની કરાવે બેડ-સા૦ ।
જાણી તુમારો દે મુજ માર,
તો કિમ ન કરો ! પ્રભુજી ! સાર-સા૦ ॥૫॥
સેવક-સન્મુખ જુઓ ! એકવાર,
તો તે ઉભા ન રહે લગાર સા૦ ।
મોટાની [3]મીટે કામ થાય,
[4]તરણિ-તેજે [5]તિમિર પલાય-સા૦ ॥૬॥
કરુણાવંત અનંત-બળ-ધણી,
વાર ન લાગે તુમ તારવા ભણી-સા૦ ।
શ્રીગુરૂ-ખિમાવિજયનો શીષ,
જશ પ્રેમે પ્રણમે નિશદિન-સા૦ ॥૭॥

(૧૨૨૪) (૫૧-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવ

(મારો મુજરો લોને રાજ-એ દેશી)

મારા સાહિબ ! શ્રીઅરનાથ ! અરજ સુણો એક મોરી
પ્રભુજી ! પરમ કૃપાલ, ચાકરી ચાહું તોરી ।
ચાકરી ચાહું પ્રભુ-ગુણ ગાઉં,
સુખ અનંતા પાઉં-મારા૦ ॥ ૧
જિન-ભગતે જે હોવે રાતા, પામે પર-ભવ શાતા ।
પ્રભુ-પૂજાએ આળસુ થાતા,
તે દુઃખીયા પર-ભવ જાતા-મારા૦ ॥ ૨
પ્રભુ-સહાયથી પાતક ધ્રૂજે, સારી શુભ મતિ સૂઝે ।
તે દેખી ભવિયણ પ્રતિ-બૂઝે,
વળી કર્મ-રોગ સવિ રુઝે-મારા૦ ॥૩
સામાન્ય-નરની સેવા કરતાં, તો પણ પ્રાપતિ થાય ।
તો ત્રિભુવન-નાયકની સેવા,
નિશ્ચય નિષ્ફળ ન જાય-મારા૦ ॥ ૪
સાચી સેવા જાણી પ્રાણી જે જિનવર આરાધે ।
શ્રી ખિમાવિજય પય પામી પુણ્યે,
જશ-સુખ લહે નિરાબાધે-મારા૦ ॥૫

(૧૨૨૫) (૫૧-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવ

(સિદ્ધારથના રે નંદન વિનવું-એ દેશી)

સેવો મલ્લિ-જિનેશ્વર મન ધરી, આણી હરખ અંગ ।
નિત નિત [illegible] સુ કરો,

જેહવો [1]ચોળનો રંગ-સેવો૦ ॥૧॥
જિણે પામી વલી નરભવ હોહિલો, નવિ સેવ્યા જગદીશ ।
તે તો દીન-દુઃખી ઘર-ઘર તણાં,
કામ કરે નિશદિશ-સેવો૦ ॥ ૨ ॥
પ્રભુ સેવ્યે સુર સાંનિધ્ય ઈહાં કરે, પર-ભવ અમરની રિદ્ધ ।
ઉત્તમ કુલ આરજ-ક્ષેત્ર લહી,
પામીયે અ-અવિચલ સિદ્ધ-સેવો૦ ॥૩॥
પ્રભુ-દરિસણ દેખી નવિ ઉલ્લસે, રોમાંચિત જસ દેહ ।
ભવ-સાગર ભમવાનું જાણીયે,
પ્રાયે કારણ તેહ-સેવો૦ ॥ ૪ ॥
જિન-મુદ્રા દેખીને જેહને, ઉપજે અભિનવ હર્ષ ।
ભવ-દવ તાપ શમે સહી તેહનો,
જિમ વૂઠે [2]પુક્ખર-વર્ષ સેવો૦ ॥૫॥
શુભ ગુણ ગાવા રે જિહ્વા ઉલ્લસે,
પુણ્ય-પંડૂર હોય જાસ ।
બીજા કલેશ-નિંદા-વિકથા-ભર્યા,
કરે પરની અરદાસ-સેવો૦ ॥૬॥
ગિરૂઓ સાહિબ સહેજે ગુણ કરે, આપે અ-વિચલ ઠામ ।
શ્રીગુરૂ ખિમાવિજય-પય સેવતાં,
સકલ ફલે જશ-[3]કામ સેવો૦ ॥ ૭ ॥

## (૧૨૨૬) (૫૧-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

(આતમ ભક્તિ મિલ્યા કેઈ દેવા-એ દેશી)

શ્રી મુનિસુવ્રત-સ્વામી હો! જિનજી, સુણ સેવકની વિનતી,
આ ભવ-સાગરથી તાર હો! જિ૦,
કરૂં તુજને બહુ [1]મીનતિ।
તુજ સમ અવર ન કોય હો! જિ૦,
જે આગળ જઈ જાચીએ।
જે નવિ પામ્યા પાર હો! જિ૦,
તે દીઠે કિમ રાચીયે?-શ્રી૦ ॥૧॥

જે હોવે ધનવંત હો! જિ૦ તે અવરાને ઉદ્ધરે,
આપ હોવે નિરધન હો! જિ૦ કિમ બીજાને સુખ કરે!।
પામી સુરતરૂ સાર હો! જિ૦,
કુણ જઈ બાવલ બાથ ભરે?
રતન ચિંતામણિ છાંડ હો! જિ૦,
કહો કુણ કાચ કરે ધરે! શ્રી૦ ॥૨॥

[2]શાલ-દાલ લહી [3]સાર હો! [4]કુકસ-ભોજન કુણ જમે?,
ગંગા-જલ ઉવેખ હો! જિ૦ છિલ્લર-જલ કો કિમ ગમે?,
પરિહરી [5]પાધરો પંથ હો! જિ૦ [6]કુવટ-[7]વાટે કુણ ભમે?,
તિમ તુજ આદરી સેવ હો! જિ૦
અવર દેવ જઈ કુણ નમે? શ્રી૦

---

૧ આજીજી-પ્રાર્થના ૨ ઉત્તમ ચોખા, ૩ શ્રેષ્ઠ ૪ હલકું, ૫
૬ ઉજ્જડ, ૭ રસ્તે,

હવે મુજ વાંછિત આપ! હો! જિ૦,
આશા ધરી હું આવી
તાહરે તો બહુ દાસ હો! જિ૦,
મુજ ચિત્ત તું હી જ ભાવીયો।
આપશો! આખર દેવ હો! જિ૦ તો શી ઢીલ કરો! હવે,
માગવા મોટી મોજ હો! જિ૦,
કિમ અવસર લહેશું? અમે-શ્રી૦ ॥૪॥
માટે થઈ મહેરબાન હો! જિ૦ વેગે મુઝને તારીયે,
કુમતિ પડી છે કેડ હો! જિ૦ તેહને સાહિબ વારીયે।
વિષ-ધર ચાર કષાય હો! જિ૦ તેહનો ભય નિવારીયે,
શ્રીખિમાવિજય-પય-સેવ હો! જિ૦
લહી જશ કહે કિમ હારીયે? શ્રી૦ ॥૫॥



## (૧૨૨૭) (૫૧-૨૧) શ્રી નમિનાથ-જિન ૨

(સુમતિનાથ ગુણશું મિલીજી-એ દેશી)

એકવીશમા જિન આગલેજી, અરજ કરું કર જોડ।
આઠ અરિએ મુજ બાંધીયોજી, તે ભવ-બંધન-તોડ-
-પ્રભુ! પ્રેમ ધરીને અવધારો અરદાસ
એ અરિથી અલગા રહ્યાજી, અવર ન દીસે દેવ।
તો કિમ તેહને જાચીયેજી?,
કિમ કરું તેહની સેવ?-પ્રભુ૦।
હાસ્ય-વિલાસ વિનોદમાંજી, લીન રહે સુર જેહ।

[1]આપે અરિ-ગણ વશ પડયાજી,
અવર ઉગારે કિમ તેહ ?-પ્રભુ૦ ॥૩॥
[2]છત હોય તિહાં જાચીયેજી, અ-છતે કિમ સરે કાજ ? ।
યોગ્યતા વિણુ જાચતાંજી,
પોતે ગુમાવે લાજ-પ્રભુ૦ ॥ ૪ ॥
નિશ્ચય છે મન માહરેજી, તુમથી પામીશ પાર ।
પણ ભુખ્યો ભોજન-[3]સમેજી.
[4]ભાણે ન ટકે લગાર-પ્રભુ૦ ॥ ૫ ॥
તે માટે કહું તુમ ભણીજી, વેગે કીજે સાર ।
આખર તુમહીજ આપશોજી,
તો શી કરો હવે વાર ?-પ્રભુ૦ ॥૬॥
મોટાના મનમાં નહીજી, [5]અરથી ઉતાવળો થાય ।
શ્રી ખિમાવિજય-ગુરૂ નામથીજી,
જસ જશ વાંછિત થાય-પ્રભુ૦ ॥૭॥

●

## (૧૨૨૮) (૫૧-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(કુંથુ જિનેસર જાણજો રે લાલ-એ દેશી)

શૌરીપુર સોહામણું રે-લાલ,
સમુદ્રવિજય નૃપ-નંદ રે-સોભાગી ।
શિવાદેવી માતા જનમીયો રે-લાલ,
દરિસણ પરમાનંદ રે-સો૦

૧ પોતે, ૨ ખીજાની છત, ૩ સમયે, ૪ જમવા ભેગા થાળી ૫ ગરજ
વાળો.

-નેમિ-જિનેસર વંદિયે રે લાલ ॥૧॥
જોબન વય જબ જિન હુઆ રે-લાલ,
આયુધ-શાળા આય રે-સો૦ ।
શંખ શબ્દ પૂર્યો જદા રે-લાલ,
ભય-ભ્રાંત સહુ તિહાં થાય રે-સો૦ નેમિ૦ ॥૨॥
હરિ હઈડે એમ ચિંતવે રે-લાલ,
એ બલિયો નિરધાર રે-સો૦ ।
દેવ-વાણી તબ ઈમ હુએ રે લાલ,
બ્રહ્મચારી વ્રત-ધાર રે-સો૦ નેમિ૦ ॥૩॥
અંતેઉરી સહુ ભેળી થઈ રે-લાલ,
જલ-શૃંગી કર લીધ રે-સો૦ ।
મૌન પણે જબ જિન રહ્યા રે-લાલ,
"માન્યું-માન્યું" એમ કીધ રે-સો૦ નેમિ૦ ॥૪॥
ઉગ્રસેન-રાય તણી સુતા રે-લાલ,
જેહનું રાજુલ નામ રે-સો૦ ।
જાન લેઈ જિનવર ગયા રે-લાલ,
ફળ્યો મનોરથ તામ રે-સો૦ નેમિ૦ ॥૫॥
પશુઅ પોકાર સુણી કરે રે-લાલ.
ચિંતે ચિત્તે જિનરાજ રે સો૦ ।
ધિગ ! વિષય-સુખ કારમું રે-લાલ,
[illegible] ભવનો [illegible] રે-સો૦ નેમિ૦ ॥૬॥
[illegible] રથ ફેરિયો રે-લાલ, દેઈ વરસી દાન રે-સો૦ ।

સંજમ-મારગ આદર્યો રે-લાલ,
પામ્યા કેવળ-જ્ઞાન રે-સો૦ નેમિ૦ ॥૭॥
"અવર ન ઈચ્છું ઈણ ભવે" રે-લાલ,
રાજુલે અભિગ્રહ લીધ રે-સો૦ ।
પ્રભુ પાસે વ્રત આદરી રે-લાલ,
પામી અ-વિચળ રિદ્ધ રે-સો૦ નેમિ૦ ॥૮॥
ગિરનાર ગિરિવર-ઉપરે રે-લાલ,
ત્રણ કલ્યાણક જોય રે૦ ।
શ્રીગુરુ ખિમાવિજય તણો રે-લાલ,
જશ જગ અધિકો હોય રે-સો૦ નેમિ૦ ॥૯॥



## (૧૨૨૯) (૫૧-૨૩) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવન

(શ્રીઅરજિન ભવજળનો તારૂ-એ દેશી)

પાસ-જિનેસર પુણ્યે મલીયો, રહેજે સુરતરુ ફલીયો રે-
-પ્રભુ પુરિસાદાણી,
અનંત ગુણ-મણિખાણી-પ્રભુ પુરીસાદાણી ।
ધન્ય દિવસ ! મુજ આજથી વલીયો,
જિન-શાસનમાં ભલીયો રે-પ્રભુ૦ ॥૧॥
સમર્યો સંકટ સહુના ચૂરે, સાચો વાંછિત પૂરે રે-પ્રભુ૦ ।
પ્રભુ-પદ પામી જે રહે દૂરે,
તે તો પરભવ ઝુરે રે-પ્રભુ૦ ॥૨॥
કમઠને વારી, નાગને થયાં ઉપગારી રે-પ્રભુ૦ ।

સંજમ-મારગ આદર્યો રે-લાલ,
પામ્યા કેવળ-જ્ઞાન રે-સો૦ નેમિ૦ ॥૭॥
"અવર ન ઇચ્છું ઇણ ભવે" રે-લાલ,
રાજુલે અભિગ્રહ લીધ રે-સો૦ ।
પ્રભુ પાસે વ્રત આદરી રે-લાલ,
પામી અ-વિચળ રિદ્ધ રે-સો૦ નેમિ૦ ॥૮॥
ગિરનાર ગિરિવર-ઉપરે રે-લાલ,
ત્રણ કલ્યાણક જોય રે૦ ।
શ્રીગુરૂ ખિમાવિજય તણો રે-લાલ,
જશ જગ અધિકો હોય રે-સો૦ નેમિ૦ ॥૯॥



## (૧૨૨૯) (૫૧-૨૩) શ્રી પાર્શ્વનાથ-જિન સ્ત

(શ્રીઅરજિન ભવજળનો તારૂ-એ દેશી)

પાસ-જિનેસર પુણ્યે મલીયો, સ્હેજે સુરતરૂ ફલીયો ।
-પ્રભુ પુરિસાદાણ
અનંત ગુણ-મણિખાણી-પ્રભુ પુરીસાદાણી ।
-ધન્ય દિવસ ! મુજ આજથી વલીયો,
જિન-શાસનમાં ભલીયો રે-પ્રભુ૦ ॥૧
સમર્યો સંકટ સહુના ચૂરે, સાચો વાંછિત પૂરે રે-પ્રભુ૦
પ્રભુ-પદ પામી જે રહે દૂરે,
તે તો પરભવ ઝુરે રે-પ્રભુ૦ ॥૨
હઠ કરતા કમઠને વારી, નાગને થયો ઉપગારી રે-પ્રભુ૦

-નેમિ-જિનેસર વંદિયે રે લાલ ॥૧॥

જોબન વય જબ જિન હુઆ રે-લાલ,
આયુધ-શાળા આય રે-સો૦ ।
શંખ શબ્દ પૂર્યો જદા રે-લાલ,
ભય-ભ્રાંત સહુ તિહાં થાય રે-સો૦ નેમિ૦ ॥૨॥

હરિ હઈડે એમ ચિંતવે રે-લાલ,
એ બલિયો નિરધાર રે-સો૦ ।
દેવ-વાણી તબ ઈમ હુએ રે લાલ,
બ્રહ્મચારી વ્રત-ધાર રે-સો૦ નેમિ૦ ॥૩॥

અંતેઉરી સહુ ભેલી થઈ રે-લાલ,
જલ-શ્રૃંગી કર લીધ રે-સો૦ ।
મૌન પણે જબ જિન રહ્યા રે-લાલ,
"માન્યું-માન્યું" એમ કીધ રે-સો૦ નેમિ૦ ॥૪॥

ઉગ્રસેન -રાય તણી સુતા રે-લાલ,
જેહનું રાજુલ નામ રે-સો૦ ।
જાન લેઈ જિનવર ગયા રે-લાલ,
ફલ્યો મનોરથ તામ રે-સો૦ નેમિ૦ ॥૫॥

પશુય પોકાર સુણી કરે રે-લાલ.
ચિત્ત ચિંતે જિનરાય રે-સો૦ ।
ધિગ્ ! વિષયા-સુખ કારણે રે-લાલ,
બહુ જીવનો વધ થાય રે-સો૦ નેમિ૦ ॥૬॥

તોરણથી રથ ફેરીયો રે-લાલ, દેઈ વરસી દાન રે-સો૦ ।

સંજમ-મારગ આદર્યો રે-લાલ,
પામ્યા કેવળ-જ્ઞાન રે-સો० નેમિ० ॥૭॥
"અવર ન ઈચ્છું ઈણ ભવે" રે-લાલ,
રાજુલે અભિગ્રહ લીધ રે-સો० ।
પ્રભુ પાસે વ્રત આદરી રે-લાલ,
પામી અ-વિચળ રિદ્ધ રે-સો० નેમિ० ॥૮॥
ગિરનાર ગિરિવર-ઉપરે રે-લાલ,
ત્રણ કલ્યાણક જોય રે०
શ્રીગુરૂ ખિમાવિજય તણો રે-લાલ,
જશ જગ અધિકો હોય રે-સો० નેમિ० ॥૯॥



## (૧૨૨૯) (૫૧-૨૩) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવન

(શ્રીઅરજિન ભવજળનો તારૂ-એ દેશી)

પાસ-જિનેસર પુણ્યે મલીયો, સ્હેજે સુરતરૂ ફલીયો રે-
-પ્રભુ પુરિસાદાણી,
અનંત ગુણ-મણિખાણી-પ્રભુ પુરીસાદાણી ।
ધન્ય દિવસ ! મુજ આજથી વલીયો,
જિન શાસનમાં ભલીયો રે-પ્રભુ० ॥૧॥
સમર્યો સંકટ સહુના ચૂરે, સાચો વાંછિત પૂરે રે-પ્રભુ० ।
પ્રભુ-પદ પામી જે રહે દૂરે,
તે તો પરભવ ઝુરે રે-પ્રભુ० ॥૨॥
દય કરંતા [illegible] રથો ઉપગારી રે-પ્રભુ० ।

અંગ-અમગ નગાર-વાતારી,
                    લિહે ફૂલો સુર અવનારી રે-પ્રભુ૦ ॥૩॥
છાંડી ભોગ-સંજોગ અસાર, આદરે મહાવ્રત-ભાર રે-પ્રભુ૦ ।
કમઠ કોપે મૂકે જળધાર,
                    ધ્યાનથી ન ચલ્યા લગાર રે-પ્રભુ૦ ॥૪॥
ઘાતી-કર્મ તણો કરી નાશ, કેવળ લહી ઉલ્લાસ રે-પ્રભુ૦ ।
અણહુંતે કોડી એક એક પાસે,
                    દેવ કરે અરદાસ રે-પ્રભુ૦ ॥૫॥
આઠ મહા-પ્રાતિહાર્ય બિરાજે,
                    ઉપમા અવર ન છાજે રે-પ્રભુ૦ ।
પાંત્રીશ ગુણ વાણીયે ગાજે,
                    ભવિના સંશય ભાજે રે-પ્રભુ૦ ॥૬॥
અનેક જીવને પાર ઉતારી,
                    આપ વર્યા શિવનારી રે-પ્રભુ૦ ।
શ્રી ખિમાવિજય-પય-સેવા સારી,
                    જશ લેવા હિત ધારી રે-પ્રભુ૦ ॥૭॥

❁

## (૧૨૩૦) (૫૧-૨૪) શ્રી મહાવીરસ્વામી-જિન સ્તવન

(તાર હો તાર પ્રભુ ! મુજ સેવક ભણી-એ દેશી)

વીર વડ-ધીર મહાવીર મોટો પ્રભુ,
                    પેખતાં પાપ સંતાપ નાઠે ।
જેહના નામ ગુણ-ધામ બહુ માનથી,
                    [illegible] અ-વિચલ લીલ હૈયે ઉલ્લાસે-વીર૦ ॥૧॥

કર્મ-અરિ છીપતો દીપતો વીર ! તું,
ધીર પરિષહ સહે મેરૂ-તોલે ।
સુરે બલ પરખીયો રમત કરી નિરખીયો,
હરખીયો નામ મહાવીર બોલે-વીર૦ ॥૨॥
સાપ ચંડકોશીયો જે મહા-રોષીયો,
પોષીયો તે સુધા-નયન-પૂરે ।
એવડા અવગુણ શા પ્રભુ મેં કર્યાં ?
તાહરા ચરણથી રાખે દૂરે-વીર૦ ॥૩॥
શૂલપાણિ-સુરને પ્રતિબોધીયો,
ચંદના ચિત્ત ચિંતા નિવારી ।
મહેર ધરી ઘેર પહોતા પ્રભુ જેહને
તેહ પામ્યા ભવ-દુઃખ પારી-વીર૦ ॥૪॥
ગૌતમાદિકને જઈ પ્રભુ તારવા
વારવા યજ્ઞ મિથ્યાત્વ ખોટો ।
તેહ અગિયાર પરિવારશું બુઝવી,
રૂઝવી રોગ-અજ્ઞાન મોટો-વીર૦ ॥૫॥
હવે પ્રભુ ! મુજ ભણી તું ત્રિભુવન-ધણી,
દાસ-અરદાસ સુણી સામું જોવે ।
આપ-પદ આપતાં આપદા કાપતાં,
તાહરે અંશ ઓછું ન હોવે-વીર૦ ॥૬॥
ગુરૂ-ગુણે રાજતા અધિક દિવાજતા,
છાજતા જેહ કલિકાલમાંહે

શ્રીખિમાવિજય-પય-સેવ નિત્યમેવ લહી,
પામીયેં શમરસ સુજશ ત્યહિ-વીર૦ ॥૭॥

કલશ

જિન ભગતિ જાણી ગુણખાણી, હરખ આણી જે ગાવશે ।
સિદ્ધિ-રિદ્ધિ-સુ-લદ્ધિ-લીલા,
તેહ જગ જસ પાવશે ॥ ૧ ॥
તપગચ્છ-તિલક સમાન સોહે,
સત્યવિજય ગુરૂ ગુણ-નીલે ।
તસ સીસ સોહે કપુરવિજય,
કપૂર પરે જગ જસ ભલો ॥ ૨ ॥
તસ ચરણ-સેવી નિત્યમેવી, ખિમાવિજય ગુરુ-રાજીયે ।
શ્રી નારંગ-પાસ-પસાય ગાતાં,
જશ મહિમા જગ છાજીયે ॥૩॥
સંજમ-ભેદ[17] સંવતનેજાણી, [8]પ્રવચન આંગ જાણીયે,
ધરમભેદ[4] યુગને લેઈ,
વરસ (૧૭૮૪) સંખ્યા વખાણીયે ॥ ૪ ॥
અલ્પમતિ યથાશક્તિ, રચી પાટણ રચો જિન સ્તુતિ ।
ભાદરવા વદી પાચમ દિને, શુક્રવારે પૂર્ણ પ્રાપ્તિ ॥૫॥
શ્રી જયવિજયજી કૃત ચો.વિશી સંપૂર્ણ

श्री वर्धमानस्वामिने नमः

## શ્રી જ્ઞાનવિમલ સૂરીશ-રચિત
## જિન-સ્તવન ચોવીશી
(અપૂર્ણ*) (૫૨)

### (૧૨૩૧) (૫૨-૧) શ્રી આદીશ્વર-જિન સ્તવન

(રાગ-રામકલી)

તુમ દરિસણ ભલે! પાયો! પ્રથમજિન! તુમ૦ ॥
નાભિ-નરેસર-નંદન નિરૂપમ,
માતા મરૂદેવી-જાયો-પ્રભુ૦ ॥૧॥
આજ અમીયરસ જલધર ઘર વૂઠયો,
માનું ગંગા-જલ નાહ્યો ।
સુરતરૂ-સુરમણી-પ્રમુખ અનોપમ,
તે સવિ આજ મેં પાયો-પ્રભુ૦ ॥૨॥
જુગલા-ધર્મ-નિવારણ! તારણ, જગ-જન મંડપ-વાહ્યો ।
પ્રભુ! તુજ શાસન-વાસન-શક્તે,
અંતર વૈરી હરાવ્યો-પ્રભુ૦ ॥૩॥

---

* આ ચોવિશીમાં ૪, ૬, ૭, ૯, ૧૨મા પ્રભુનું સ્તવન નથી મળ્યું પણ ક્રમની દૃષ્ટિએ અપૂર્ણ પણ ચોવિશી અહીં પ્રકાશિત કરી છે માટે ક્ષંતવ્ય ગણ્ય.

કુગુરૂ-કુદેવ-કુધર્મ-કુવાસન, કાલ અનંત વહાયો ।
મેં પ્રભુ! આજથી નિશ્ચય કીનો,
સો મિથ્યાત ગમાયો-પ્રભુ૦ ॥૪॥
બેર-બેર વિનતી કરૂં ઇતની, તુમ સેવા-રસ પાયો ।
જ્ઞાનવિમલ-પ્રભુ સાહિબ સુ-નજરે,
સમકિત પૂરણ સવાયો-પ્રભુ૦ ॥૫॥

## (૧૨૩૨) (૫૨-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

અજિત-જિન! તુમ શું પ્રીતિ બંધાણી-અજિત૦ ॥
જિતશત્રુ-નૃપ-નંદન [1]નંદન,
ચંદન-શીતલ વાણી-અજિત૦ ॥ ૧ ॥
[2]માત-ઉદર વસતે પ્રભુ! તુમચી, અચરિજ એક કહાણી ।
સોગઠ-પાસે રમતે જીત્યો,
પ્રીતમ વિજયા-રાણી-અજિત૦ ॥ ૨ ॥
તુંહી નિરંજન રંજન-જગ-જન,
તુંહી અનંત-ગુણ-ખાણી ।
પરમાનંદ પરમ-પદ-દાતા,
તુજ-સમ કો નહિં નાણી!-અજિત૦ ॥૩॥
ગજ-લંછન કંચન-વાન-અનુપમ, માનું સોવન[3]-પિંગાણી।
તુજ વદન પ્રતિબિંબિત શોભિત,
વંદત સુર ઇદ્રાણી-અજિત૦ ॥૪॥

૧ મનને પ્રસન્ન કરનાર, ૨ ગર્ભાવાસમાં રહ્યા, ૩ સોનાથી રંગ્યા હોય તેમ,

અજિત -જિનેશ્વર ! કેશર-[૪]ચરચિત,
કોમલ કમલ-સમ-પાણી ।
જ્ઞાનવિમલ-પ્રભુ-ગુણ-ગુણ ભણતાં,
શિવ-સુખ-રયણની ખાણી-અજિત૦ ॥૫॥

★

## (૧૨૩૩) (૫૨-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

સાહિબ! સાંભળો રે! સંભવ! અરજ અમારી,
ભવો-ભવ હું ભમ્યો રે, ન લહી સેવા તુમારી ।
નરક-નિગોદમાં રે તિહાં હું બહુ-ભવ ભમિયો,
તુમ વિના દુઃખે સહ્યાં રે,
અહો નિશ ક્રોધે ધમધમિયો-સાહિબ૦ ॥૧॥
ઇંદ્રિય-વશ પડયો રે, પાલ્યાં વ્રત નવિ સૂસે[૧],
ત્રસ પણ નવિ ગણ્યા રે, હણીયા થાવર [૨]હુંશે ।
વ્રત ચિત્ત નવિ ધર્યાં રે બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડી રે,
તિહાં મેં હઇડલું ખોલ્યું-સાહિબ૦ ॥ ૨ ॥
ચોરી મેં કરી રે, [૩]ચઉવિહ અદત્ત ન ટાલ્યું,
શ્રીજિન-આણ્યું રે, મેં નવિ સંજમ પાલ્યું ।
[૪]મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેષ્યો,
રસના-લાલચે રે, નીરસ-[૫]પિંડ ઉવેખ્યો-સાહિબ૦ ॥૩॥

---

૪ પૂજાએલ-વિલેપાયેલ,
૧ ખંત રાખી, ૨ હોંશથી, ૩ સ્વામી અદત્ત, તીર્થંકર અદત્ત, જીવ અદત્ત. ગુરુ અદત્ત. ૪ ભમરો. ૫ આહાર,

નરભવ દોહિલો રે, પામી મોહ-વશ પડિયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઈ અડિયો ।
કામ ન કો સર્યાં રે, પાપે [1]પિંડ મેં ભરીઓ,
સૂધ-બુધ નવિ રહી રે,
તેણુ નવિ આતમ તરીઓ-સાહિબ૦ ॥૪॥

લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તો પણ નવિ મલી રે મલી તો નવિ રહી રાખી।
જે જન અભિલષે રે, તે તો તેહથી નાશે,
તૃણ-સમ જે ગણે રે,
તેહની નિત રહે પાસે-સાહિબ૦ ॥ ૫ ॥

ધન ધન તે નરા રે, એહનો મોહ વિછોડી-
વિષય નિવારીને રે, એહને ધર્મમાં જોડી ।
અભક્ષ્ય તે મેં ભખ્યાં રે, રાત્રિભોજન કીધાં-
વ્રત નવિ પાળીયાં રે, જેહવાં મૂળથી લીધાં-સાહિબ૦ ॥૬॥

અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મલીયો-
તુમ વિના કોણ દિયે રે, બોધિ-રયણ મુજ બલિયો ।
સંભવ! આપજો રે ચરણ-કમલ તુમ સેવા-
નય એમ વિનવે રે,
સુણજો દેવાધિદેવા !-સાહિબ૦ ॥ ૭ ॥

## (૧૨૩૪) (૫૨-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

તુમ હો બહુ-ઉપગારી ! સુમતિ-જિન ! તુમ હો૦ ।
મેઘ-નૃપ-નંદન આનંદન,
મંગલા-માત તુમારી-સુમતિ૦ ॥ ૧ ॥

પંચમ-જિન પંચમી-ગતિદાતા પંચ-મહાવ્રતધારી ।
પંચ-વિષય-વિકારરહિત જિન,
પંચમ-નાણ-વિચારી-સુમતિ૦ ॥ ૨ ॥

પ્રભુ ! તુમ દરિસણ નિશ્ચય કીનો, સેવું સેવા તુમારી ।
સુમતિ-સુવાસ વસી મન-ભીતર,
કયા કરે કુમતિ બિચારી ?-સુમતિ૦ ॥ ૩ ॥

જ્યું ઘૃત દૂધ [૧]સુવાસ કુસુમમેં, પ્રીતિ બની એક-તારી ।
દિલ ભરી દેખી મેરે સાહિબકો,
[૨]વિસરે કોણ [૩]અ-વિચારી ?-સુમતિ૦ ॥ ૪ ॥

સુરતરૂ-સુરમણિથી તુમ આણા, અધિક લગી મોહે પ્યારી ।
જિણથી દૂરે ગઈ ભવ-ભવકી,
દુરગતિ-હમસે [૪]અટારી-સુમતિ૦ ॥ ૫ ॥

તીન ભુવન મનમોહન સાહિબ, સેવે સુર-નરનારી ।
જ્ઞાનવિમલ-પ્રભુ-ચરણ શરણકી,
જાઉં મૈં બલિહારી સુમતિ૦ ॥૬॥



---

૧ સુગંધ, ૨ ભૂલે, ૩ વગર વિચાર્યે, ૪ ખરાબ,

## (૧૨૩૫) (૫૨-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવન

(રાગ-મુજરો નવઝારો-એ દેશી)

શ્રીચંદ્રપ્રભ-જિનરાજજી, ચંદ્રપુરી જસ વાસ ।
ચંદ્રકિરણથી ઉજલો રે, કાંઈ! પ્રસર્યો જગે જસવાસ,
મુજરો છે મ્હારો-સુણ જિનરાજ!
-સવિ શિરતાજ
-સવિ ગુણ કાજ
-દીપતા આજ-મુજરો૦ ॥૧॥
ચંદ્રલંછન ચંદ્ર-રૂચિ વાન,
કાંઈ! ચંદ્ર-શીતલ દીદાર-મુજરો૦ ।
સૂરતિ સુંદર સોહિએ રે,
ત્રિભુવન-મોહનગાર-મુજરો૦ ॥ ૨ ॥
જિણ દિનથી તુમને શિર ધર્યા રે,
કાંઈ! તિણ દિનથી જયકાર-મુજરો૦ ।
કલ્પતરૂ ઘર-આંગણે રે,
કાંઈ તિહાં નહિ દુઃખ-સંસાર-મુજરો૦ ॥૩॥
જિણે કાનને રહે કેશરી રે,
કાંઈ તિહાં નહિ દુષ્ટ-પ્રચાર-મુજરો૦ ।
જિહાં દિનકર-કર વિસ્તરે રે,
કાંઈ તિહાં નહિ તિમિર-વિકાર-મુજરો૦ ॥૪॥
ભુજંગ-પરાભવ તિહાં નહિ રે,

તિમ-પરે પ્રભુ! તુમ્હે ચિત્ત વસે રે,
કાંઇ ન રહે પાપ લગાર-મુજરો૦ ॥૫॥
મહસેન-નૃપ-કુલ ચંદલો રે,
કાંઈ લક્ષ્મણા-માત-મલ્હાર-મુજરો૦ ।
અદ્દમ-ચંદ્ર સવિ સુખ કરૂ રે.
કાંઇ અચરિજ એહ ઉદાર-મુજરો૦ ॥૬॥
...............................................................
...............................................-મુજરો૦ ।
નયન-ચકોરા ઉલ્લસ્યા રે,
કાંઇ નિરખી તુમ દિદાર-મુજરો૦ ॥૭॥
જ્ઞાન-વિમલ ચઢતી કળા રે,
કાંઈ તાહરી અ-ક્ષય અ-પાર-મુજરો૦ ।
અનુભવ-સુખ સહેજે મિલે રે,
કાંઈ એહ પ્રભુ-ઉપગાર-મુજરો૦ ॥૮॥



## (૧૨૩૬) (૫૨-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

શીતલ-જિન! સોહામણો-માહરા બાલુડા!
હુલરાવે નંદા-માય-માહરા નાનડીયા ।
નેત્ન-સલોવડી તું અછે-મારા૦,
દીઠે અમ સુખ થાય-મારા૦ ॥૧॥
મુખડે ચંદ હરાવિયો-માહરા બાલુડા,
તેજે સૂરજ કોડી-મારા૦ ।
રૂપ અનોપમ તાહરૂં-મારા૦,
અવર ન તાહરી જોડી-મારા૦ ...

આંખડી કમળની પાંખડી-મારા૦, ચાલે હાલાં હંસ-મારા૦ ।
ત્રુજથી અમ સોભાગીયા-મારા૦,
પવિત્ર કીધો અમ વંશ-મારા૦ ॥૩॥
જે આવે તે સુખડી-મારા૦, તિથો આપું ધરી નેહ-મારા૦ ।
ખોળામાંહી બેસીયે-મારા૦,
તું અમ મનોરથ-મેહ-મારા૦ ॥૪॥
અમીય-મમાદો બોલડે-મારા૦, બોલે ચતુર-સુજાણ-મારા૦ ।
બાળપણે હું તાહરે-મારા૦,
તું અમ જીવન-પ્રાણ-મારા૦ ॥૫॥
ખમા-ખમા મુખે ઉચરે-મારા૦,
જીવો કોડિ-વરિસ-મારા૦ ।
જ્ઞાનવિમલ-જિન માવડી મારા,
દિયે એમ નિત આશીષ-મારા૦ ॥૬॥

⁂

## (૧૨૭૭) (૫૨-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(નીંદલડી વેરણ હુઈ રહી-એ દેશી)

શ્રીશ્રેયાંસ-જિણંદનું, મેં નિરખ્યું હો ! અપૂરવ મુખ-ચંદ તો ।
નયન-ચકોરા ઉલ્લસ્યા,
સુખ પામ્યા હો ! જિમ સુરતરુ-કંદ તો-શ્રી૦ ॥૧॥
[1]બિહુ-પખે પૂરણ સર્વદા,
ત્રિભુવનમાં હો ! એ પ્રગટ પ્રકાશતો ।

૧ પ્રમાણ [illegible]

ઉપકરણ અહનિશ અછે,
વળી કરતો હો! ભવિ-કુમુદ-વિકાસતો-શ્રી૦ ॥૨॥

[2]દોષાકર કહીએ નહિં,
નિ-કલંકી હો! નહિં જલધિ-પ્રસંગ તો।

[3]મિત્ર ઉદય કરે અતિ ઘણો,
[4]પક્ષપાતી હો! નહિ જેહ અ-સંગ તો-શ્રી૦ ॥૩॥

તેજ થકી રવિ [5]તમ હરે,
નવિ રૂંધે હો! વાદલ જસ છાયતો।

ગુરુ-બુધ જન સેવે સદા,
શુભ-કામે હો! ધરે તાસ સહાયતો-શ્રી૦ ॥૪॥

અનુભવ[6]-જલનિધિ-ઉલ્લસે,
આનંદિત હો! હોઇ! ભવિજન[7]-કોકતો।

સરસ-સુધારસ-વયણથી,
વળી નાશે હો! મિથ્યા-મત-શોક તો-શ્રી૦ ॥૫॥

જ્ઞાનવિમલ-પ્રભુતા ઘણી,
જસ નામે હો! હોઈ અધિક આણંદતો।

વિષ્ણુ-નૃપતિ-કુલ-દિન[8]-મણિ,
અગીઆરમો હો! વંદુ જિનચંદ તો-શ્રી૦ ॥૬॥

*

૨ દોષાકર=ચંદ્ર પણ પ્રભુજી દોષના, આકર=ખાણ નથી, ૩ ચંદ્ર તો મિત્ર=સૂર્યનો અસ્ત થાય ત્યારે ઉગે, પણ પ્રભુજી તો મિત્રભાવે સહુનો ઉદય કરનારા છે, ૪ ચંદ્ર તો પક્ષ=કૃષ્ણપક્ષમાં પાતી=પડવા-વાળો, ક્ષીણ કલાવાળો, પણ પ્રભુજી પક્ષપાતી=રાગ-દ્વેષવાળા નથી, ૫ અંધકાર, ૬ સમુદ્ર, ૭ ચકોરપક્ષી, ૮ સૂર્ય.

## (૧૨૩૮) (૫૨-૧૪) શ્રી અનંતનાથ-જિન સ્તવન

(જિન રશ્મિ વડા રે-એ દેશી)

અનંત-જિણંદશું રે, કીધો અ-વિહડ નેહ,
ખિણ-ખિણ સાંભરે રે, જિમ ચાતક-મન મેહ ।
તે તો સ્વારથી રે, આ પરમારથ હોય,
અનુભવ-લીલમાં રે,
[1]હીરયો [2]ભેદ ન હોય-અનંત૦ ॥ ૧ ॥

સહજ-સ્વભાવથી રે, સહુના છો રે ! આધાર,
કિમ કરી પામીયે રે ?, મોટા દિલતણો પાર ।
પણ એક આશરો રે, પામ્યો છે નિરધાર,
સુ-નજરે જોયતાં રે, કીધા બહુ ઉપગાર-અનંત૦ ॥૨॥

જિન ! ગુણ તાહરા રે, લખીયા કિમહિ ન જાય !,
ભવ ને ભવાંતરે રે, [3]પાઠે પણ ન કહાય,
આતમ-દર્પણે રે, પ્રતિબિંબ્યા સવિ તેહ ।
ભક્તિ-પ્રભાવથી રે અચરિજ મોટું છે, એહ-અનંત૦ ॥૩॥

કે કોઇ હાણી છે ! રે, કે કોઇ બેસે છે ? દામ,
એક ગુણ તાહરો રે, દેતાં કહું કિશું સ્વામી ।
ખોટ ન તાહરે રે, થાશે સેવક-કામ,
યશ તુમ વાધશ્યે રે, એક-ક્રિયા દોઇ-કામ-અનંત૦ ॥૪॥

અરજ સુણી કરી રે, સુ-પ્રસન્ન થઈ હવે સ્વામી,
એક ગુણ આપીઓ રે, નિર્મલ તત્ત્વ-શ્રદ્ધાન ।

---

૧ ડૂબેલાને, ૨ આંતરું, ૩ બોલી જવા રૂપે,

શક્તિ-સ્વભાવથી રે, નાઠા દુશ્મન દૂરિ,
વાંછિત નીપન્યા રે,
ઇમ કહે જ્ઞાનવિમલ સૂરિ. ॥ અ૦

(૧૨૩૯) (૫૨-૧૫) શ્રી ધર્મનાથ-જિન

(રાગ-રામગિરિ)

ધર્મ-જિન વરદ-દરસણ પાયો, પ્રબલ-પુણ્યે આજ
માનું ભવ-જલ[1]રાશિ તરતાં,
જડયું જંગી-જહાજ રે-ધર્મ૦
સુકૃત-સુરતરૂ સહેજે ફળીયો, [2]દુરિત ટલ્યો વેગરે ।
ભુવન-પાવન સ્વામી મિલ્યો,
ટાલ્યો સકલ ઉદ્વેગ રે-ધર્મ૦ ॥
નામ સમરૂં રાત-દિહા, પવિત્ર જિહાં હોઈ રે ।
ફેરી ફરી મુજ એહ [3]ઈહા,
નેહ-નયણે જોઈ રે-ધર્મ૦ ॥
તુંહિ માતા તુંહિ ત્રાતા, તુંહિ ભ્રાતા સયણ રે ।
તુંહિ સુરતરૂ તુંહિ સદ્ગુરૂ,
નિસુણી સેવક-વયણ રે-ધર્મ૦ ॥
આપે વિલસો સુખ અનંતા, રહ્યા દુઃખથી દૂર રે ।
ઈણ પરે કિમ શોભા લેશો,
કરો દાસ [4]હજુર રે-ધર્મ૦ ॥ ૫
એમ વિચારી ...

જ્ઞાન-વિમલ જિણંદ-ધ્યાને,
લહે સુખ નિત્યમેવ રે-ધર્મ૦ ॥ ૬ ॥



## (૧૨૪૦) (૫૨-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

(રાગ-ધન્યાશ્રી-કડખો)

તાર ! મુજ તાર ! મુજ તાર ! જિનરાજ ! તું,
આજ મેં તોહિ દીદાર પાયો ।
સકલ સંપત્તિ મિલ્યો આજ શુભ દિન વલ્યો,
સુરમણિ આજ [1]અણચિંત આયો-તાર૦ ॥૧॥
તાહરી આણ હું [2]શેષ પરે શિર વહું,
[3]નિરતો સદા હું રહું ચિત્ત-શુદ્ધિ ।
ભમતાં ભવ-કાનને સુરતરૂની પરે,
તું પ્રભુ ! ઓળખ્યો ! દેવબુદ્ધિ-તાર૦ ॥૨॥
અથિર-સંસારમાં સાર ! તુજ સેવના,
દેવના દેવ ! તુઝ સેવ સારે ।
શત્રુને મિત્ર સમભાવી બેહું ગણે,
ભકત-વત્સલ સદા બિરુદ ધારે-તાર૦ ॥૩॥
તાહરા ચિત્તમાં દાસ-બુદ્ધિ સદા
હું વસું, એહવી
પણ મુજ ચિત્તમાં તુંહિ જો નિત વસે,
તો કિશું કીજીયે મોડ શૂરે ?

૧ અચાનક, ૨ પ્રસાદીની જેમ, ૩ તારી આજ્ઞામાં

તું કૃપા-કુંભ ! ગતદંભ ! ભગવાન ! તું,
સકલ-વિલોકને સિ
ત્રાણ મુજ ! પ્રાણ મુજ ! શરણ આધાર તું,
તું સખા ! માત ! ને તાત ! ભ્રાતા !-તા
આતમરામ અભિરામ અભિધાન તુજ,
સમરતાં જન્મનાં દુરિ
તુજ વદન-ચંદ્રમા નિશ-દિન પેખતાં,
નયન-ચકોર આનંદ પાવે-તાર
શ્રી વિશ્વસેન-કુળ-કમલ-દિનકર જિસ્યો,
મન વસ્યો માત અચિરા મ
શાંતિ જિનરાજ ! શિરતાજ દાતારમાં,
અભયદાની શિરે જશ ગવાયો-તાર૦
લાજ-જિનરાજ ! અબ દાસની ૧તો શિરે,
અવસરે મોહરયું લાજ
પંડિતરાય કવિ-ધીરવિમલ તણો,
સીસ શુભ જ્ઞાનવિમલાદિ ગાવે-તાર૦

O

(૧૨૪૧) (પર-૧૭) શ્રી કુંથુનાથ જિન સ્ત

(રાગ-જીલોની દેશી)

જી હો ! કુંથુ-જિણંદ ! દયા કરી,
જીહો ! દાસતણી અરદાસ
જી હો ! સુણીયે સુ-પ્રસન્ન-હેજથી,

૧ તમારા માથે.

જી હો ! જિપતે વચન-વિલાસ-
રૂપનિધિ ! સાહિબ ! કુંથુજિણંદ !
જી હો ! તું શમ-સુરતરૂ-કંદ-રૂપા૦ ॥૧॥
જી હો ! [1]સૂરતણા કુલે ઉપન્યો,
જી હો ! છતે દુશ્મન-વર્ગ ।
જી હો ! તેહમાં અચરિજ કો નહીં,
જી હો ! પામ્યા જે [2]અપવર્ગ-રૂપા૦ ॥૨॥
જી હો ! [3]શ્રી નંદનપણે રૂપનો,
જી હો ! પાર ન પામે કોય ।
જી હો ! [4]ઇશ્વર સવિ સેવા કરે,
જી હો ! એહી જ અચરિજ જોય-રૂપા૦ ॥૩॥
જી હો ! સંગ કરે સવિ ભાવનો,
જી હો ! તોહે તું નિસ્સંગ ।
જી હો ! અ-ક્ષય અ-રૂપી તું સદા,
જીહો ! આતમ-ભાવ અ-સંગ-રૂપા૦ ॥૪॥
*જી હો ! [5]અણુધોતા મલ-શીલ છે,
જી હો ! અણુ-તેડયો સુ-સહાય ।
જી હો ! ભવ-વિણુ તુંહિ મહેશ છે,
જી હો ! અ-શરણુ-શરણુ કહાય-રૂપા૦ ॥૫॥

---

૧ પ્રભુજીના પિતાનું નામ છે, ૨ મોક્ષ, ૩ પ્રભુજીની માતાનું નામ શ્રીદેવી છે, તેમના પુત્ર પણે. ૪ શક્તિશાળી દેવો.
* આ ગાથા શ્રીવીતરાગ સ્તોત્ર (પ્રકાશ ૧૩ ગા. ૨ અને ગાથા)ની કેટલાંક પદોને યાદ કરાવે છે.
૫. વગર ધોયે પણ નિર્મળ શીલવાળા.

## (૧૨૪૨) (૫૨-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન.

(તુજ સાથે નહી બોલું ઋષભજી! તેં મુજને વિસારીજી. એ દેશી)

શ્રી અરનાથ! સ-નાથ કરો-મુજ જાણો સેવકભાવેજી,
ભવ-ભવ-સંચિત બહુ પાતિકડાં,
જિમ તે અલગાં જાવેજી ।
કાલ અનાદિ-અનંત વહ્યો એમ, તુમ સેવા નવિ થાવેજી,
કોઈક કર્મ-વિવર-સુપસાયે,
શુભ-રૂચિ ગુણ પ્રગટાવેજી ॥ ૧ ॥
તુમ ગુણ-અનુભવ ધવલ-[1]વિહંગમ, લીલા કરતો આવેજી,
મુજ [2]માનસ માનસ-સરમાંહિ, જો કબહી રતિ પાવેજી ।
વાણી-ચંચુતણે સુપસાયે, તત્વ-ખીર પ્રગટાવેજી,
નીરપરે જે અલગા દાખે, દંભ-સ્વભાવ-વિભાવેજી ॥૨॥
દર્શન પ્રીતિ [3]સગુણ-મુક્તાફલ કંઠે હાર બનાવેજી,
સહજ સંતોષ લહે તત્ર સમતા, ઘૂઘરી-નાદ બજાવેજી ।
શુભમતિ-પરિણતિ હંસી સાથે [4]કેલી કરી રતિ પાવેજી,
શુદ્ધ-હંસ-સંતતિ-નિર્માપણ,
કારણ ગુણ ઉપજાવેજી ॥ ૩ ॥
કુમતિ-કમલિની-કંદ ઉખેડે શુદ્ધ-સુભૂમિ જગાવેજી,
નિશ્ચયનય-વ્યવહારે બિહુ-પખ, શોભા સમુદય થાવેજી ।
[5]કલુષ [6]કુશાસન જલ નવિ સેવે, ધરતો સમતા ભાવેજી,

૧ પક્ષી, ૨ મનરૂપ માનસરોવરમાં, ૩ સારા ગુણવાળા ૪ ક્રીડા,
૫ ખરાબ, ૬ જૈનેતર દર્શન રૂપ પાણીમાં

જિન શાસનમાં રાજહંસ-સમ,
આતમ-નામ ધરાવેજી ॥ ૪ ॥
એવો અનુભવ-હંસ તે પરખે, જે પ્રભુ ધ્યાને ધ્યાવેજી,
બાહ્યાગરણુ છારોદક-સરિખાં તેહને હાથ ન આવેજી।
ગુણી-જન-સેવા ને તુમ આણા, સેજે રસ ચિત્ત ઠ્યાવેજી,
જ્ઞાનવિમલસૂરિ નૂર-મહોદય,
દિન-દિન અધિકો થાવેજી ॥ ૫ ॥

⁘

## (૧૨૪૩) (૫૨-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવન

(લાછલદે-માત-મલ્હાર-એ દેશી)

મલ્લિજિનેસર-દેવ ! સારે સુર-નર સેવ,
આજ હો ! જેહનો રે મહિમા મહિમાંહે ગાજતોજી ॥૧॥
નીલવરણુ જસ છાય, પણવીશ ધનુષ્યની કાય-
આજ હો ! આયુ રે પંચાવન વરસ સહસનુંજી ॥
કુંભ-નરેસર તાત, પ્રભાવતી જસ માત,
આજ હો ! દીઠે રે આનંદિત હોયે ત્રિભુવન-જનાજી ॥૩॥
લંછન-મિષે રહ્યો કુંભ, તારક ગુણથી અ-દંભ,
આજ હો ! એહવા રે ગુણ વસીયા આવી તેહમાંજી ॥૪॥
જ્ઞાનવિમલ-ગુણ-નૂર, વાધે અતિ-મહપૂર-
આજ હો ! પાવે રે મનવંછિત પ્રભુના નામથીજી ॥૫॥

## (૧૨૪૪)(૫૨-૨૦) શ્રી મુનિસુવ્રત-જિન સ્તવન

મુનિસુવ્રત-જિનવર વીશમા,
ત્રણ ભુવન જન આસ્થા-થાન ઠામ સુખ-સિદ્ધિ-મંદિર ।
ભવિ-જન ચિત્તે વિસરયા,
મુનિસુવ્રત જિનવર વીશમા ॥ ૧ ॥
જિનમુદ્રા જિનવરને સરિખી, અવર નહિ કોઇ ઉપમા ।
ચામલ-વરણ શરણ ત્રિહું જગને,
એહ સુભગતા મનોરમા-મુનિ૦ ॥૨॥
કુમતિ-કુસંગતિ કુ-ગ્રહ-બુદ્ધિ,
જેણે તુમ્હ પદ નવિ નમ્યા-
કાલ અનાદિ-અનંત લગે તે,
નરક-નિગોદમાંહિ ભમ્યા-મુનિ૦ ॥ ૩ ॥
તે ધન્ય તે કૃતપુણ્ય ભવિક-જન,
જસ ચિત્તે પ્રભુ-ગુણ રમ્ય
જ્ઞાન-વિમલ ગુણ નવનિધિ-સંપદા,
જેણે દુરમન સવિ દમ્યા-મુનિ૦ ॥



## (૧૨૪૫) (૫૨-૨૧) શ્રી નમિનાથ-જિન સ્ત

(આજ સખી સંખેસરો-એ દેશી)

નમિએ શ્રી નમિનાથને જે શિવ-સુખદાતા,
નેહ ધરીને અહનિશે જે ભવભયત્રાતા

વિજય-ભૂપનો બેટડો વધાનો આયો,
નીલ-કમલદલ-લંછનો; સુરનરપતિ ગાયો ॥૧॥
મન મોહ્યું છે માહરૂં તુજ મૂરતિ-દેખી,
સુંદરી એવી કો નહિ તુજ સૂરતિ-સરખી ।
ઉપશમ-રસનો કુંડ છે નિરૂપમ તુજ નયણાં,
જગ-જનને હિતકારિયા જેહનાં છે વયણાં ॥૨॥
વદન-પ્રસન્નતા અતિઘણી નિર્મળતા રાજે,
નિત્ય-વિરોધી જીવનાં વયરાદિક ભાજે ।
શસ્ત્રાદિક જેહને નહિ, નહિ કામવિકાર,
વાહન-પ્રમુખ ન જેહને, નહિ દોષ અઢાર ॥૩॥
પદ્માસન બેઠા થકાં ભવિયણ પડિબોહે,
અનુપમ ગુણ કાંઇ એહવો સવિ જગજન મોહે ।
વીતરાગ-ભાવે મિલ્યા રુધિરાદિક અંગે,
દૂધ-ધારપરે ઉજલા નિર્મોહ પ્રસંગે ॥ ૪ ॥
સુરભિ-ગંધ સવિ અંગના અવયવ મલ જેના,
કમળતણા પરિમલપરે શ્વાસાદિક તેહનાં ।
લોકોત્તર-ગુણથી લહ્યો લોકોત્તર દેવ,
જ્ઞાન વિમલ-ગુણનો ધણી જે તુમને સેવે. ॥૫॥



## (૧૨૪૭) (૫૨-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

રહો! રહો રે! યાદવરાય! દો ઘડીયાં,
દો ઘડીયાં દો-ચાર ઘડીયાં;
-રહો૦
[1]મોહ-મહિરાણ શિવાદેવી જાયા!
તુમે છો આધાર અડવડીયાં-રહો૦ ॥૧॥
નાહ! વિવાહ ચાહ કરીએ,
કયું આવત ? ફિર રથ ચડીયાં-રહો૦ ।
પશુર્ય પોકાર સુણીયં કિય કરૂણા,
છોડી દીયે પશુ-પંખી ચડીયાં-રહો૦ ॥૨॥
મોદ બિછાઉં મેં વારી જાઉં,
કરૂં વિનતિ ચરણે પડીયાં-રહો૦ ।
પીયુ વિણ દીઠા તે વરિસ-સમોવડ,
ન ગમે [2]સેનને [3]સેજડીયાં-રહો૦ ॥૩॥
વિરહ-દિવાની વિલપતી જીવન,
વાડી-વન ઘર સેરડીયાં-રહો૦ ।
અષ્ટ-ભવાંતર નેહ નિવાહત,
નવમે ભવ તે વિછડીયાં-રહો૦ ॥૪॥
સહસાવન મહિ સ્વામી સુણીને,
રાજુલ રૈવતગિરિ ચડિયાં-રહો૦ ।
પીયુજીનો નિજ-શિરે હાથ દેવાવત,
ચાખે ચારિત્ર-શેલડીયાં-રહો૦ ।

૧ મોહના ઉપ...

યાદવ-વંશ-વિભૂષણ નેમજી, રાજુલ મીઠી વેલડીયાં-રહો૦ ।
જ્ઞાનવિમલ-ગુણે દંપતી નિરખત,
હરખત હોત મેરી આંખડીયાં-રહો૦ ॥૬॥



## (૧૨૪૮)(૫૨-૨૭) શ્રી પાર્શ્વનાથ-જિન સ્તવન

(રાગ-કડખો)

વિમલવર સકલ-ગુણ-રયણાયરૂ,
પાસ સુખસાગરૂ હરિસ પાયો ।
સહજ-આનંદ સુખકંદ અતિ ઉલ્લસ્યો
[1]ઐન જિનવચન-સુખ-ચેન આયો-વિમલ૦ ॥૧॥
શુદ્ધ [2]અનિદાન તુઝ ધ્યાન ગુણ-જ્ઞાનથી,
સુઝ ઉપાદાન પ્રભુતા પ્રકાશી ।
વિકટ-મિથ્યાત્વની ભ્રાંતિ [3]નિકટે નહિ,
દૂર રહી લોલ્યતા દીન-દાસી-વિમલ૦ ॥૨॥
એક સુ-વિવેક પ્રભુ નેક-નજરે કરી,
નિરખતાં વાસના દુરિત જાવે ।
[4]તરણિ-કિરણે કરી કમલ વિકસિત થઈ,
[5]બહલ-પરિમલ યથા પ્રગટ થાવે-વિમલ૦ ॥૩॥
એક મુજ ટેક અતિરેક ગુણ-ઉલ્લસી,
તુજ વિના અવર નવિ ચિત્ત આણું ।

૧ સાક્ષાત્ ૨ નિયાણાવગરના, ૩ પાસે ન આવે, ૪ સૂર્ય, ૫ બહુ

એહ પરતીત-વિધિ નીતિ ત્રિ-કરણ થકી દેવ !
તુજ્ઝ સેવ ભવે-ભવે [૬]આશ હું-વિમલ૦ ॥૪॥

દીપ નિશિ દીપ ભવ-[૭]સિંધુમાં બુડતાં,
કલ્પતરૂ જેમ [૮]થલે [૯]અનલ [૧૦]શીતે ।
તપતિ[૧૧] તરસ્યો સુધાપાન જિમ ઉલ્લસે,
તેહથી અધિક તુજ્ઝ દરિસન પ્રીતે-વિમલ૦ ॥૫॥

સિદ્ધ સુખ[૧૨] આધિકા ભ્રાંતિ નિઃકાશિકા,
જિહાં થકી થિર ધરી આણ તોરી ।
[૧૩]અપર-પરિણતિ ગઈ આપ-પરિણતિ ભઈ,
જ્ઞાન-અનુભવ [૧૪]ક્રિયા દોર [૧૫]જોરી-વિમલ૦ ॥૬॥

સહજ-ભક્તિ કરી મુગતિ હોય કર્મની,
તેહનો હેતુ પ્રભુ-પાસસામી ।
કુંવર અશ્વસેન નૃપ માત વામાતણો,
પરમ આનંદ-કામી અ-કામી-વિમલ૦ ॥૭॥

ચિત્તમાં રાખીયે યોગ્યતા-ગુણ થકી,
દાસને આપનો લેખવીજે ।
જ્ઞાનવિમલાદિગુણ સુ-જસ-મહોદય હુવે,
[૧૬]ભેદના [૧૭]છેદ એકતાન કીજે-વિમલ૦ ॥૮॥

---

૬ આશાવાળો, ૭ સમુદ્રમાં, ૮ જમીન પર, ૯ આગ, ૧૦ ઠંડીમાં, ૧૧ ઉનાળામાં ૧૨ ઉત્કંઠા, ૧૩. બીજાં દ્રવ્યોની, ૧૪ ક્રિયાની દોરી, ૧૫ જોડી, ૧૬ જુદાઈનો, ૧૭ નાશ.

## (૧૨૪૯) (૫૨-૨૪) શ્રી મહાવીરસ્વામી-જિન સ્તવન

(રાગ ધન્યાશ્રી)

(આજ ગઈ'તી હું સમવસરણમાં-એ દેશી)

વંદો વીર-જિનેસર-રાયા, ત્રિશલા-માતા-જાયાજી ।
હરિ-લંછન કંચન-વન કાયા,
મુઝ મન-મંદિર આયાજી-વંદો૦ ॥૧॥

દુષમ-સમયે શાસન જેહનું, શીતલ ચંદન-છાયાજી ।
જે સેવંતાં ભવિજન-[1]મધુકર,
દિન-દિન હોત સવાયાજી-વંદો૦ ॥૨॥

તે ધન પ્રાણી સદ્ગતિ ખાણી, જસ મનમાં જિન આયાજી ।
[2]વંદન-પૂજન સેવા ન કીધી,
તે કાં જનની જાયાજી ?-વંદો૦ ॥૩॥

[3]કર્મ કટક-ભેદન બલવત્તર, વીર-બિરુદ જેણે પાયાજી ।
એકલ-મલ્લ અતુલી-બળ અરિહા,
દુશ્મન દૂરે ગમાયાજી-વંદો૦ ॥૪॥

વાંછિત-પૂરણ સંકટ-ચૂરણ, તું માત-પિતા સહાયાજી ।
સિંહ પરે ચારિત્ર આરાધી,
સુજસ-નિશાન-બજાયાજી-વંદો૦ ॥૫॥

ગુણ અનંત ભગવંત વિરાજે, વર્ધમાન-જિનરાયાજી ।
ધીરવિમલ-કવિ-સેવક નય કહે,
શુદ્ધ સમકિત-ગુણ દાયાજી-વંદો૦ ॥૬॥

---

૧ ભમરાઓ, ૨ જેમણે આવા પ્રભુજીનું વંદન, પૂજન કે સેવા નકરી તેઓને તેમની માતાએ જન્મ શા માટે આપેલો? અર્થાત્ તેમનું જીવન નકામું છે, (ત્રીજી ગાથાના ઉત્તરાર્ધનો અર્થ) ૩ કર્મ રૂપ સૈન્યને ભેદવામાં અત્યંત બળવાન

वर्द्धमान-स्वामिने नमः

પં. શ્રી ગુણવિલાસજી કૃત

જિન-સ્તવન ચોવિશી

(૫૩)

## (૧૨૫૦) (૫૩-૧) શ્રી ઋષભદેવ-જિન સ્તવન

(રાગ-દેવ ગંધાર)

અબ મોહીગે તારો દીનદયાલ ।

સબહી મતમેં દેખ-[1]જિત તિત[2]

તુમહિ નામ રસાલ-અબ૦ ॥૧॥

આદિ-અનાદિ પુરૂષ હો! તુમહી, તુમહી વિષ્ણુ ગોપાલ ।

શિવ બ્રહ્મા તુમહીમેં સરજે,

ભાંજી ગયો ભ્રમ-જાલ-અબ૦ ॥૨॥

મોહ-વિકલ ભૂલ્યો ભવમાંહી, ફિર્યો અનંતો કાલ ।

ગુણવિલાસ શ્રી ઋષભ-જિનેસર!

મેરી કરો પ્રતિપાલ-અબ૦ ॥૩॥

❀

## (૧૨૫૧) (૫૩-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

(રાગ-વિલાસ)

સુણ ત્રિભુવનકે રાય! અજિત-જિનેસર સ્વામ

૧ જેટલા, ૨ તેટલા.

શ્રી ગુણવિલાસજી મ. કૃત

પ્રભુ ! મોહે તારો દુઃખ નિવારો,
કીજે શિવપુર ગામી-સુગુ૦
કાલ અનાદિ ભ્રમત મેં ન લહ્યો, નિજ-અનુભવ હિતક
[1]પર-પરિણતિમેં માચી રહ્યો નિત,
જાણ્યો ન અંતરજામી-સુગુ૦ ॥
પરમ-પુરૂષ તુંહી પરમેસર, પુન્યે તોરી સેવા પામી ।
અબ [2]ભ્રમભાવ-[3]મિટાવ કરો સબ,
ગુણવિલાસ જસ નામી-સુગુ૦ ॥૩॥

(૧૨૫૨) (૫૩-૭) શ્રી સંભવનાથ-જિન સ્તવન

(રાગ-વેલાઉલ અહિયા)

સાર જગ શ્રીજિનનામ સંસાર-શ્રી૦ ।
શ્રીજિન-નામ તેં વંછિત પાવે,
રિદ્ધિ સિદ્ધિ નિધિ વિસ્તાર-સાર૦ ॥૧॥
[1]ધર ચિત્ત ભાઉ ! દાઉ હૈ નીકો, લહી માનવ અવતાર ।
મેરી વિભાવ-દશાકી પરિણતિ,
જિન-સુમિરન ચિતધાર-સાર૦ ॥૨॥
શ્રીજિનનામ-ભજન તેં ભવિજન, બહુત-જન ઉતરે પા
ગુણવિલાસ સંભવજિન જપી લે,
સુખ આનંદ જયકાર-સા૦ ॥૩॥

★

---

૧ પુદ્‌ગલભાવની પરિણતિ સાથે, ૨ ભ્રમણાના વિચારો, ૩ દૂર
૧ હે ભાઈ ! સારો દાવ છે એ ચિત્તમાં ધાર ! (બી...
લીટીનો અર્થ)

## (૧૨૫૩) (૫૩-૪) શ્રી અભિનંદન-જિન સ્તવન

(રાગ-કાફી)

તારો મોહે સ્વામી, શરન તિહારે આયો ।
કાલ અનંતાનંત ભમંતે,
અબ મૈં દરિશન પાયો-તારો૦ ॥૧॥
તુમ શિવદાયક સબ ગુણ-જ્ઞાયક, તારક બિરુદ ધરાયો ।
લાયક જાની આણી મન ભાવન,
પાયકમલ ચિત લાયો-તારો૦ ॥૨॥
તુમ હો નિરંજન જન-મન-રંજન, ખંજન નૈન સુહાયો[1] ।
ગુણવિલાસ પ્રભુ જિન અભિનંદન, વંદનકો લલચાયો ॥૩॥

●

## (૧૨૫૪) (૫૩-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

(રાગ-ભૈરવ)

તેરી ગતિ તુંહી જાને, મેરે મન તુંહી હૈ ।
ઓર સર્વ ભ્રમ ભાવ, મોહજાલ મુંહી હૈ-તેરી૦ ॥૧॥
જ્ઞાનમેં બિચાર ઠાની, શુદ્ધ બુદ્ધિ ગહી હૈ ।
આપકી પ્રસાદ પાઇ, સુબ્ધ દૃષ્ટિ લહી હૈ-તેરી૦ ॥૨॥
ચંદ જ્યોં ચકોર પ્રીતિ, એસી રીતિ ગ્રહી હૈ ।
આદિ-અંત એક રૂપ, તોસોં હોઇ રહી હૈ-તેરી૦ ॥૩॥

---

૧ ખંજન-પક્ષીની જેવી સુંદર આંખો શોભે છે. (ત્રીજી ગાથાની બીજી લીટીનો અર્થ)

પ્રભુ ! મોહે તારો દુઃખ નિવારો,
કીજે શિવપુર ગામી-પ્રભુ૦ ॥૧॥

કાલ અનાદિ ભમત મૈં ન લહ્યો, નિજ-અનુભવ હિતગામી
[1]પર-પરિણતિમેં માચી રહ્યો નિત,
જાણ્યો ન અંતરજામી-પ્રભુ૦ ॥૨॥

પરમ-પુરુષ ઉંદી પરમેસર, પુન્ય તોરી સેવા પામી ।
અબ [2]ભ્રમભાવ-[3]મિટાવ કરો સબ,
ગુણવિલાસ જસ નામી-પ્રભુ૦ ॥૩॥

●

## (૧૨૫૨) (૫૩-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

(રાગ-વેલાઉલ અહિયા)

સાર જગ શ્રીજિનનામ સંસાર-શ્રી૦ ।
શ્રીજિન-નામ તેં વંછિત પાવે,
રિદ્ધિ સિદ્ધિ નિધિ વિસ્તાર-સાર૦ ।

[1]ધર ચિત્ત ભાઉ ! દાઉ હૈ નીકો, લહી માનવ અવતાર
મેરી વિભાવ-દશાકી પરિણતિ,
જિન-સુમિરન ચિતધાર-સાર૦ ॥૨॥

શ્રીજિનનામ-ભજન તેં ભવિજન, બહુત-જન ઉતરે પાર ।
ગુણવિલાસ સંભવજિન જપી હે,
સુખ આનંદ જયકાર-સા૦ ॥૩॥

★

---

[1] પુદ્ગલભાવની પરિણતિ સાથે, [2] ભ્રમણાના વિચારો, [3] દૂર.
[1] હે ભાઈ ! સારો દાવ છે એ ચિત્તમાં ધાર ! (બીજી ગાથાની પ્રથમ
[લી]નો અર્થ)

## ૨૫૩) (૫૩-૪) શ્રી અભિનંદન-જિન સ્તવન

(રાગ-કાફી)

તારો મોહે સ્વામી, શરન તિહારે આયો ।
કાલ અનંતાનંત ભમંતે,
અબ મૈં દરિશન પાયો-તારો० ॥૧॥
તુમ શિવદાયક સબ ગુણ-જ્ઞાયક, તારક બિરુદ ધરાયો ।
લાયક જાની આણી મન ભાવન,
પાયકમલ ચિત લાયો-તારો० ॥૨॥
તુમ હો નિરંજન જન-મન-રંજન, ખંજન[1] નેન સુહાયો ।
ગુણવિલાસ પ્રભુ જિન અભિનંદન, વંદનકો લલચાયો ॥૩॥



## (૧૨૫૪) (૫૩-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

(રાગ-વેરવ)

તેરી ગતિ તુંહી જાને, મેરે મન તુંહી હૈ ।
ઓર સર્વ ભર્મ ભાવ, મોહજાલ યુંહી હૈ-તેરી० ॥૧॥
જ્ઞાનમેં બિચાર હાની, શુદ્ધ બુદ્ધિ ગહી હૈ ।
આપકી પ્રસાદ પાઇ, શુભકુ દૃષ્ટિ લહી હૈ-તેરી० ॥૨॥
ચંદ જ્યોં ચકોર પ્રીતિ, ઐસી રીતિ ઝહી હૈ ।
આદિ-અંત એક રૂપ, તોસોં હોઇ રહી હૈ-તેરી० ॥૩॥

---

૧ ખંજન-પક્ષીની જેવી સુંદર આંખો શોભે છે. (ત્રીજી ગાથાની બીજી લીટીનો અર્થ)

એ કયાત અદ્ભુત બાત, કહી બાત નહી હૈ ।
વાર હો ! સુમતિનાથ ગુણવિલાસ વહી હૈ-તોરી.

## (૧૨૫૫) (૫૩-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(રાગ-આસાઉરી દેવગંધાર)

પ્રભુજી ! તુમારી અ-કથ કહાની ।
દાન બિના સબ જેર કીએ હૈ,
સુર-નર જગકે પ્રાની-પ્રભુ૦ ॥
[1]નિર-અંબર સુંદર સહજહી, બિનુ સંપતિ રજધાની ।
ક્રોધ બિના સબ કર્મ વિનાશે,
અ-પઠિત બડે વિજ્ઞાની-પ્રભુ૦ ॥૨॥
રાગ બિના સબ જગત-જન તારે, શુદ્ધ અક્ષર સુવાર્ન
ગુણવિલાસ પ્રભુ પદમજિનેસર,
કીજે આપ-સમાની-પ્રભુ૦ ॥૩



## (૧૨૫૬) (૫૩-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્ત...

(રાગ-રામકલ...

પૂર મનોરથ સાહિબ મેર
અદનિધિ
[1]અંતરાય અરિ રહ્યો ઘેરી,
તાકો તતક્ષ

---

...પાં વિના  [1] અંતરા...

ભવ-વન માંહિ ભમ્યો બહુ તેરા,
પુણ્ય-સંજોગે લહ્યો તુમ [3]ડેરા-પૂર૦ ॥૩॥
ગુણવિલાસ પ્રભુ ટારો ફેરા,
દીજે સુપાસજી [4]પાસ બસેરા-પૂર૦ ॥૪॥



## (૧૨૫૭) (૫૧-૮) શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

(રાગ-રામકલી)

ચંદ્ર પ્રભ ઉર આન હો ! ભવિકજન ! ચંદ્ર૦ ।
દરસન-ચંદનતેં અતિ-શીતલ,
ઉજ્જ્વલ ચંદ્ર સમાન હો-ભવિક૦ ॥૧॥
ચંદ્ર સરાગી પ્રભુ નિરાગી,
જાગત-જ્યોતિ અમાન હો-ભવિક૦ ॥૨॥
રાહુ મલિન કરે નિત શશિકો,
સોયે ધરે પ્રભુ-ધ્યાન હો-ભવિક૦ ॥૩॥
સદા ઉદિત સંપૂરણ સ્વામી,
[1]વાકે કલા વૃદ્ધિ-હાનિ હો-ભવિક૦ ॥૪॥
નિરખત અનુપમ અમૃત વરસે,
મોહ-તિમિર-હર ભાન હો-ભ૦ ॥૫॥
ગુણવિલાસ પ્રભુકે ચરનાંબુજ, સેવે સુરરાજન હો-ભ૦ ॥૬॥

## (૧૨૫૮) (૫૩-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(રાગ-વિલાઉલ સુઘબ)

ઇહવિધ સુવિધિ-જિનંદકા, લખી રૂપ ઉદારા ।
હૃદય-કમલમેં ધ્યાઈયે, લહિયે ભવપારા-ઇહિ૦ ॥૧॥
અશન-વસન જાકે નહી, નહિ મદન-વિકારા ।
ભય-વરજિત આયુધ બિના, કરનીસેં ન્યારા-ઇહિ૦ ॥૨॥
લિંગ નહિ સંજ્ઞા નહી વરણુ-વિચારા ।
નિરંજન પરમાતમા, સે દેવ હમારા-ઇહિ૦ ॥૩॥
બ્રહ્મા વિષ્ણુ મહેસરો, પરમેસર પ્યારા ।
ગુણવિલાસ શ્રીજિનરાજસેં, જિન રાગ નિવારા-ઇહિ૦ ॥૪॥

## (૧૨૫૯) (૫૩-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

(રાગ-ગોડી)

આજ મેં પુણ્ય-ઉદે પ્રભુ દીઠો ।
શીતલ ચિત્ત ભયો અબ મેરો,
પ્રશમ્યો મોહ [1]અંગીઠો-આજ૦ ॥૧॥
ઐસો રંગ લાગ્યો જિનજીસો, જૈસો ચોલ મજીઠો ।
ના જાનું કબ નૈનનકે પથ,
હૃદયમેં આનંદ પઈઠો-આજ૦ ॥૨॥
સો નિજ-રૂપ મેં આજ પિછાન્યો, જો અમૃતે મીઠો ।
ગુણવિલાસ શીતલ જિન નિરખત,

## (૧૨૬૦) (૫૩-૧૧) શ્રી શ્રેયાંસનાથ-જિન સ્તવન

(રાગ-મલ્હાર)

મહિર કરો મહારાજ, હમ પર-મહિર૦ ।
તુમ બિન સુખ-દુઃખ અંતરગતકી,
કિસ આગે કહો જાય ?-હમ૦ ॥ ૧ ॥
અપને સેવકકું સબ ચાહે, તુમ કયીં રહે હો ? ભુલાય ।
જો કછુ ચૂક પરી [1]ન્હે હમપેં,
તો દીજે [2]બકસાય-હમ૦ ॥ ૨ ॥
તુમ હો ! સબલ નિબલ હમ સ્વામી ! જોર કછુ ન બસાય ।
સોઈ બાત કરો તુમ સાહિબ !
જો કછુ આવે કામ-હો૦ ॥ ૩ ॥
એસો કૌન સદેશો શિવપુર, જો આવે પહુંચાય ।
ગુણવિલાસ શ્રેયાંસ કૃપા કરી,
લીજે પાસ બુલાય-હમ૦ ॥ ૪ ॥

## (૧૨૬૧)(૫૩-૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી-જિન સ્તવન

(રાગ-સોરઠ તથા સામેરી)

પ્રભુજી ! તેરી પરતીત ન જાની ।
[1]મીનતિ વીનતિ કરી થાકયો,
તુમ મનમેં કછુ [2]નાની-પ્રભુજી૦ ॥ ૧ ।

૧ અપ હોય. ૨ માફી આપો. ૧ આજીજી, ૨ ન આણી;

દિનકરકો ચકવી જ્યોં ચાહે, ત્યોં મેરે મન આન જગીરી ।
ગુણવિલાસ કુંથુજિન દેખત,
દિલકી દુવિધા દૂર ભગીરી-અબ૦ ॥૨॥



## (૧૨૬૭) (૫૩-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(રાગ-શ્રીરાગ)

ભજ ભજ રે મન અર-ચરનં ।
ભવ-જલ પતિત ઉધારન ભવિકો,
[1]તરની જ્યોં તારન-તરનં-ભજ૦ ॥૧॥

નામત-અમર-ગણ શીશ મુકુટ મણી,
તાકી[2] દ્યુતિ અધિકી ધરન ।
વિપતિ-વિદારક સંપતિ-કારક,
પૂરવ-સંચિત [3]અઘહરનં-ભજ૦ ॥૨॥

[4]ઈતિ અનીતિ [5]ફંદંગલ વારક,
નિત નવનવ મંગલકરનં ।
ગુણવિલાસ સુર-કિન્નર વંદિત,
[6]ભીતજનાં અસરન-સરનં-ભજ૦ ॥૩॥



---

૧ વહાણની પેઠે, ૨ કાંતિ, ૩ પાપ હરનાર, ૪ ઉપદ્રવ, ૫ ઉત્પાત
૬ ડરેલા મનુષ્યો અથવા જેને કોઈનું શરણ નથી એવા ને આપ
[illegible]

## (૧૨૯૮) (૫૩-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવ

(રાગ-કનરો)

મેરે તુમહી હો સ્વામ ! ધ્યાવતહું [1]વસુ જામ-મેરે૦ ॥૧॥
અન્યદેવ જે હરિ-હરાદિક,
નહી તિનસેં કછુ કામ-મેરે૦ ॥૨॥
તુમ સુખ-સંપતિ શાતાદાતા,
તુમહી હો ગુણગ્રામ-મેરે૦ ॥ ૩ ॥
ગુણવિલાસ મલ્લિજિન કિરપા કર,
[2]જીઅ પાવે વિસરામ-મેરે૦ ॥૪॥

## (૧૨૯૯) (૫૩-૨૦) શ્રીમુનિસુવ્રતસ્વામી-જિન સ્તવન

(રાગ-યમન-કલ્યાણ)

સુણુ મોરે સ્વામી અંતરજામી,
જનમ જનમ તુમ દાસ કહાઉં-સુણુ૦ ॥૧॥
અન્ય દેવકી શરન ન કરી હો,
તુમ ચરનકી સેવા ચિત ધરી હો-
શ્રીમુનિસુવ્રત તુમ ગુન ગાઉં-સુણુ૦ ॥૨॥
ગુણવિલાસ નિહચે કરી માનો,
સાચો સેવક અપનો જાનો,
જો કછુ સો વંછિત ફલ પાઉં-ગણુ૦ ॥૩॥

## (૧૨૭૦) (૫૩-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવન

(રાગ-નટ)

હો નમિજિન! મૈં નિજ રૂપ ન જાન્યો ।
[1]અ-વિકલ્પી [2]અ-જ [3]અ-જર [4]અ-જલ્પી,
અ-ચલ-અ-મલ મન માન્યો-હો નમિ૦ ॥૧॥
પરકો રૂપ સરૂપ નિહારત, મનમેં અતિ હરખાવ્યો ।
પુદ્ગલોં સબ દેખી પસારો,
તાહીમેં ભરમાયો-હો નમિ૦ ॥૨॥
નરભવ પાય [5]અકારથ ખોયો, ખોયો બીજ અ-જાન્યો ।
જ્ઞાનદૃષ્ટિ ધરી રૂપ ન જોયો
સોયો નિંદ અ-ચાયો-હો નમિ૦ ॥૩॥
કાલ અનાદિ અવિદ્યા-સંગતિ, નિજ-પરભાવ ન ઠાન્યો ।
ગુણવિલાસ પર અબ કિરપા કરી,
જ્યોં સુધ પરત પિછાન્યો-હો નમિ૦ ॥૪॥



## (૧૨૭૧) (૫૩-૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

(રાગ-મારૂ)

નેમિ! મોહે [1]આરત તેરી હો!
તુમ દરસન બિનુ ચિહુંગતે,
સહી પીડ ઘનેરી હો-નેમિ૦ ॥૧॥

---

૧ વિકલ્પરહિત, ૨ જન્મ-મરણ વગરનો, ૩ જેને ઘડપણ આવે નહિ એવો, ૪ કલ્પના-બોલવાના ચાળા રહિત, ૫ નકામો.

૧ ચિંતા,

શ્રીનમિ-નેમિ-પાસ-વીરજી, ગુણ કરી એક મિલાએ ।
નિજ-નિજ તીરથકે મગ કરતા,
યાતેં ભિન્ન કહાએ-ઇમુ૦ ॥૩॥
સંવત સત્તર ૧૭૯૭ સતાણુવે વરસે,
માઘ શુક્લ દુતિયાએ ।
જેસલમેર નયરમેં હરખે,
કરી પુરન સુખ પાએ-ઇમુ૦ ॥ ૪ ॥
પાઠક શ્રી સિદ્ધિવર્ધન સદ્ગુરૂ,
જિહિં વિધિ રાગ બતાએ ।
ગુણવિલાસ પાઠક તિહિ વિધસોં,
શ્રી જિનરાજ મલ્હાએ-ઇમુ૦ ॥૫॥



श्री वर्धमानस्वामिने नमः

## શ્રી જગજીવનકૃત ચોવીશી

## જિન-સ્તવન ચોવીશી

(અપૂર્ણ*) (૫૪)

### (૧૨૭૪) (૫૪-૧) શ્રી ઋષભદેવ-જિન સ્તવન

વિમલ નયરી વિનીતા વર વંદીયે, ઇંદ્રપુરી-[1]અનુહારી ।
નાભિનરેશ નરપતિ [2]નીકો,
જિનપદ જન જયકારી. ॥ ૧ ॥

[3]મો મન મોહ્યો રે લાલ, પ્રભુ! પ્રભુતાયેં લટકે ।
આદીશ્વર અનુભવનો રસીયો,
વલ્લભ મનડેં વસીયો-મો મન૦ ॥૨॥

[4]ત્રિભુવ-ભુવન સુખ વિલસીને વરદ,
આઇ-જિણંદ અવતરીયા ।
ઇંદ્ર આદેશ થકી સુર [5]ધનદે,
રયણ [6]નિકેતન ભરીયા-મો મન૦ ॥૩॥

પ્રથમ વૃષભ સુપનો પેખીને, હૃદય નૃપતિ નિરધારી
ધરમ-ધરાદિક કારય ધરસ્યેં,
ઋષભ-કુંઅર સુખકારી-મો મન૦

---

૧ અનુસરતી=જેવી, ૨ સુંદર, ૩ મારા, ૪ દેવોનું ભવનઃ
૫ કુબેરે, ૬ ઘર.

જગનાયક યૌવન વય જાણી, સુનંદા-સુમંગલા રાણી ।
૭ વ્યાહ મઘવા કરી જિનવર વરીયા,

સુખ વિલસે ગુણ-ખાણી-મો મન૦ ॥૫॥

કેર લોકાન્તિક અવસર કેવી, જય જિનવર વિનવીયા ।
ધર્મપેરી ગુણારસ-સાગર,

તારક તરી જિન ભવિયાં-મો મન૦ ॥૬॥

પરમ જિનેશ્વર પરમ-નરેશ્વર, પરમ-સ્થિતિકારી ।
પરમ વીરયપતિ પરમ-૧૦મદનરતિ,

પરમ મતી મતધારી-મો મન૦ ॥૭॥

વરસીદાન દેઈ જિન લીની, નિરૂપમ સંયમ-નારી ।
મુનિ-મારગ તારક મન શુધેં,

કરમ હરન ભય વારી-મો મન૦ ॥૮॥

પરમ-શુક્લ શુભ ધ્યાનથી પ્રભુજી, પામ્યા કેવલ કમલા ।
અમરપતિ આદરશું ઓલગે,

વિબુધ વદે ગુણ વિમલા-મો મન૦ ॥૯॥

અપૂર્વ ચોરાસી લખ પૂરવ આયુ, પાલી પહોતા મુગતે ।
જન જાણે જિનવર જિન-તાને,

તો જિન પદ જિન ગુણ ભગતે-મો મન૦ ॥૧૦॥

પોરબિંદર સંઘ-સુખકર સોહે, ગુરૂભક્તિ કરે ભવ ભાવે ।
સંવત અઢાર સોધી શ્રાવણ માસે,

ગણી જગજીવન ગુણ ગાવે-મો મન૦ ॥૧૧॥



૭ વિવાહ, ૮ ઈંદ્ર, ૯ નાવ, ૧૦ રતિ=વિષમ વાસનાના મદન=દૂર કરનારા.

## (૧૨૭૫) (૫૪-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

અજિત-જિનેસર સેવીયેં રે-પ્રભુ વાલાજી,
તું તો અજિતંકરણ જગદેવ-જિન લટકાલાજી ।
ભવભ્રાંતિ ભમતાં થકાં રે-પ્રભુ વાલાજી,
શુભ લાધી જિનવર-સેવ-જિન લટકાલાજી. ॥૧॥
મનમોહન મહારાજશું રે-પ્રભુ વાલાજી,
મુઝ મિલવા મનોરથ થાય-જિન લટકાલાજી ।
નિ-રાગીસું નેહલો રે-પ્રભુ વાલાજી,
કહો કિણિ પરિ કીધો જાય ?-જિન લટકાલાજી. ॥૨॥
પતિત-પાવન જિન જાણીયે રે-પ્રભુ વાલાજી,
ભવ-તારણ-તરણ-જિહાજ-જિન લટકાલાજી ।
ચાકર ચૂકે ચાકરી-રે પ્રભુ વાલાજી,
જિન બાંહિ ગ્રહ્યાની લાજ-જિન લટકાલાજી-॥૩॥
[1]વિષય-વિ-મન [2]રૂપ વાસીયા રે-પ્રભુ વાલાજી,
[3]અલિ ! દીઠા દેવ અનેક-જિન લટકાલાજી ।
તુઝ વિણુ મન માંને નહી રે-પ્રભુ વાલાજી,
એહવી ભવ-ભવ મુઝ મન-ટેક-જિન લટકાલાજી. ॥૪॥
ખીર સાગર[4]વન સ્વાદીઓ રે-પ્રભુ વાલાજી,
પદધિ [5]લવણુ ભુવન ન સુહાય-જિન લટકાલાજી ।
નંદનવન રમ્યા આનંદશું રે-પ્રભુ વાલાજી,
થિર મન ન કરીર-વન થાય-જિન લટકાલાજી ॥૫॥

... ખેંચાએલ. ૩ હે સખિ !

કૃપાનિધિ જાણી વયણ કહાય–જિન લટકાલાજી ।
પોર શીમાસું અતિ ઉમંગે રે–પ્રભુ વાલાજી.
ગણી જગજીવન ગુણ ગાય–જિન લટકાલાજી. ॥૬॥

O

## (૧૨૭૬) (૫૪–૩) શ્રી સંભવનાથ–જિન સ્તવન

સકલ સુરાસુર–[૧]સંકર, કિંકર જસ નરરાયાજી ।
સંભવ સમ્યક્ શિવ-સુખ-દાયક,
લાયક જિન મન ભાયા–સંભવ સ્વામીજી ॥૧॥
ભવ-ભય-ભંજન [૨]અઘ-મલ-મંજન,
ગંજન અરિદલ કર્મજી ।
જ્ઞાન-દિવાકર જગત-પ્રભાકર,
ધારક જગમાં ધર્મ–સંભવ સ્વામીજી ॥૨॥
પતિત-ઉધ્ધારણ ભવોદધિ-તારણ,
કારણ તું જિન પાયોજી ।
દીનદયાલ [૩]મયાલ કૃપાનિધિ,
ધ્યાન ધરી મન ધ્યાયો–સંભવ સ્વામીજી ॥૩॥
તું [૪]વિધિ તું [૫]બુધ તું આદેસર, પુરસોતમ પદ રામીજી ।
ઈત્યાદિક ભવિ નામ જપંતા,
પરમ મુગતિગતિ પામી–સંભવ સ્વામીજી ॥૪॥

૧ [illegible] ૨ પાપ રૂપ મેલને દૂર કરનાર, ૩ કૃપાળુ, ૪ બ્રહ્મા, ૫ બુદ્ધ

પ્રભુ ગુણ ગરુડ તણો રવ સુણિને,
[૬]દુરિત પન્નગ ભય નાસેજી ।
સૈન્ય ચતુરવિધિ નાવે અરધે,
ગંધહસ્તિને પાસે–સંભવ સ્વામીજી ॥૫॥
નગરી સાવથ્થી નરપતિ નિરૂપમ, જીતારિ જસ ધારીજી ।
સેના ઉર આયુ વીવેકથી,
ત્રિભુવન–જીવ–હિતકારી–સંભવ સ્વામીજી ॥૬॥
દીવ બંદર દયાનિધિ દાની, સંઘ સકલ સુખકારીજી ।
સંવત અઢાર મુનિ આસો માસે,
ગણી જગજીવનજયકારી–સંભવ સ્વામીજી ॥૭॥

◈

## (૧૨૭૭) (૫૪–૪) શ્રી અભિનંદનજિન સ્તવન

(ઢાલ બારમાસ સુરતીની)

અભિનંદન જગવંદન, જનતારક જિનરાજ ।
એકણુ-ચિત્તે આરાધતાં, દાયક શિવસુખરાજ ॥૧॥
જ્ઞાયક લાયક અનંતગુણ, ધ્યાયક જગજસ જાણ ।
ધરમ ધારક અઘ–વારક, ઠારક અમૃત વાણુ ॥૨॥
[૧]આશ્રવ-રુપ અનાદિનો, જિન [૨]જીપક [૩]ભડ જેહ ।
નાણુ નિર્મલ-ખડ્ગે કરી, દુરજન કીઓ સબ દૂરિ ॥૩॥

---

૬ પાપ રૂપ સાપ, ૫ મદોન્મત્ત હાથી પાસે ચતુર્વિધ સૈન્ય પણ અણત્રીમાં નહિ, તેમ પ્રભુ ગુણ આગળ બધા નિષ્ફળ (પહેલી ગાથાના ઉત્તરાર્ધનો અર્થ)

૧ આશ્રવરૂપ દુર્જન (ચોથા પાદમાં છે) ૨ જીતાડનાર, ૩ શૂરવીર

તું પ્રભુ! તાત જગતતણો, ભયવારક ભગવાન।
મિથ્યાત-તિમિર-નિવારણો, તારણો નાવ-સમાન ॥૪॥
અનંત ગુણાતમ જ્ઞાનનો, ભરીયો રયણ-નિધાન।
જગજીવન કરુણા કરી, નાથ! દ્યો નિરમલ નાણ ॥૫॥



## (૧૨૭૮) (૫૪-૫) શ્રી સુમતિનાથ-જિન સ્તવન

સુમતિ સુમતિદાયક સદા-જગત ગુરુ દીવો,
[2]નવલ કુનિ દેવ હો!
અખય [3]અવય સુખ-સાગરુ-જગતગુરુ દીવો,
નીતિ નમતાં તતખેવ હો-
-મનનો મોહન શુભ ગુણનો સોહન, જિન જનપતિ
પ્રભુ મારા! સાંભલો અમ અરદાસ હો! ॥ ૧ ॥
દેવ સકલ મેં દેખીયા-જગત૦ કારિમા કપટના કંદ હો।
દંભરહિત તિમ [4]દિનમણિ-જગત૦
નીકો મંગલાદેવી-નંદ હો! ॥ ૨ ॥
આદિ અનંત સુખ સંપનો-જગત૦
આતિમગુણ શુભ કામ હો।
[5]અડ-સહસ-લક્ષણે ઓપતો-જગત૦
ધરમધારક ગુણ ધામ હો! ॥૩॥
ષટકાય-લોકને ખાંતિશું-જગત૦,
અભયદાયક અભિરામ હો।

---

૧ વિશિષ્ટ, ૨ વળી, ૩ શાશ્વત, ૪ સૂર્ય, ૫ આઠ અધિક એક હજાર ને આઠ

મન-મનોરથ ફ્લે જગ મહી-જગત૦,
સમરંતાં તુઝ ગુઝ સ્વામ હો ॥૪॥
નાણ નિર્મલ નિધિ અહીયે-જગત૦,
ધ્યાવે ધરી શુભ ધ્યાન હો ।
શિવ-રમણી લહે તે સહી-જગત૦,
નાથ અનંત તુઝ જ્ઞાન હો ॥૫॥
અલવેસર અવધારીયેં-જગત૦, તારીયેં પાર સંસાર હો ।
મણી જગજીવન ગુણ સ્તવે-જગત૦,
જિન જપતાં જયકાર હો ॥૬॥

*

(૧૨૭૯) (૫૪-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(હાલ-મારો પ્રભુ બ્રહ્મચારી-એ દેશી)

પદ્મપ્રભ-પદ-પંકજ-સેવા,
મન મધુકર નિત હેવા રે-જિનવર ઉપગારી ।
[2]રક્તોપલ સમ [3]સોહિત દેહા,
ભવિમન ચાતક મેહા રે-જિનવર ઉપગારી ॥૧॥
દોષ અઢાર રહિત પ્રભુ રાજેં,
બાર ગુણેં કરી ગાજે રે-જિન૦ ।
તીન ભુવનમેં આણંદકારી,
સુમતિ વધૂ તુઝ પ્યારી રે-જિનવર ઉપગારી ॥૨॥
તું વરદાથી શિવપદ-ગતિનો,
દાયક સુગતિ-સુપતિનો રે-જિનવર૦ ।

૧ ટેવ, ૨ લાલ પાષાણ, ૩ શોભતું.

સરસ ભગતિને જિન ઉર ધારો,
કરુણા કરી ભવ તારો રે-જિનવર ઉપગારી ॥
તુમ ચરણે મન જે જન બાંધે,
તે આતમ સત્તા સાધે રે-જિન૦
અનંત નિર્મળતા તાદશી નિરખી,
શાસ્ત્ર થકી જિન પરખી રે-જિનવર ઉપગારી ॥૪
નિજ આતિમ-કારજ જે સાધે,
તે જન તુમ આરાધે રે-જિનવર૦
ગુણ ગાવે નિત ગણી જગજીવન,
પ્રભુ ! તું છે ચિંતામણિ રે-જિનવર ઉપગારી ॥૫॥



## (૧૨૮૦) (૫૪-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(રાગ-ધોડી તે આઈ થારા દેશમાં મારુજી એ-દેશી)
વણારસીનગરી વખાણીયે-તારકજી,
[1]અલકાપુરી [2]અનુહારિ હો ।
શ્રી સુપાસ જિણેસર સેવીયે
નવ ગ્રૈવેયક થકી ચવી-તારકજી,
વિશાખા નક્ષત્રે નિરધારી હો-શ્રી સુપાસ૦ ॥૧॥
રાજ કરે રલીયામણો-તારકજી૦
પ્રતિષ્ઠિત નામે ભૂપ હો-શ્રી સુપાસ૦ ॥૨॥
પૃથવી રાણી તસ જાણીયે-તા૦,
ઇંદ્રાણી સમ રૂપ હો-શ્રી સુપાસ૦-

૧ કુબેરની નગરી, ૨ જેવા,

તસ ઉરે આવી ઉપના-તારકજી,
સુપન લહ્યાં દશ-ચ્યાર હો-શ્રી૦ ।
હંસ-ગમની મૃગલોયણી-તારકજી,
જઈ વીનવ્યો ભરતાર હો-શ્રી સુપાસ૦ ॥૩॥

બુધિ-વિન્નાણે કરી જાણીને-તારકજી,
ઉત્તર દીધો નરેશ હો-શ્રી૦ ।
[3]રાજવઈ રાજા જનમશે-તારકજી,
સુપન તણે સુવિસેસ-હો૦શ્રી સુપાસ૦ ॥૪॥

[4]પ્રાત સેવક [5]તેડી [6]પ્રેરીયા તારકજી,
સુપનપાઠકનેં ભૂપાલ હો-શ્રી૦ ।
[7]વિબુધ વદે વર શાસ્ત્રથી-તારકજી,
ચક્રી વા લોક-દયાલ હો-શ્રી સુપાસ૦ ॥૫॥

માસ સવાનવે જનમીયા-તારકજી,
મિથ્યા તિમિર[8] દિનનાથ[9] હો-શ્રી સુપાસ૦ ।
સંયમ લેઈ પ્રભુ પામીયા-તારકજી,
કેવલપદવી વિશાલ હો-શ્રી સુપાસ૦ ॥૬॥

જિનવર જન કેઈ તારતા-તારકજી,
ઉપદેશ સંપત્તિ સવાય હો-શ્રી૦
વિહાર કરંતા આવીયા-તારકજી,
સમેતશિખર ગિરિરાય હો-શ્રી સુપાસ૦ ॥૭॥

---

૨ ચૌદ, ૩ રાજ્યનો માલિક, ૪ સવારે. ૫ મોકલી, ૬ બોલાવ્ય ૭ પંડિતો, ૮ અંધારું ૯ સૂર્ય,

પતિત-પાવન જિન બિરુદ વહો તુમે,
પતિત પતે ભવ તારો જી ।
ધ્યાનારુઢેં રે-જિનપદ પામશે,
તે ઉપગાર તમારો જી-ચંદ્રપ્રભ૦ ॥૫॥
અરજ કરી પઅઘ-ઘન-પટલ ટાલવા,
[અવયવ] (વાયુસમ) સુખનો સાથી જી ।
નિશ્ચે નયથી રે જે જન જાણશે,
હૃદયભિંતર નિજ નાથોજી-ચંદ્રપ્રભ૦ ॥૬॥
વિનતી કીધી રે વિનય-વિવેકસું,
જગજીવનજિન સ્વામી જી ।
સંપતિ કરજ્યો હરજ્યો આપદા,
નાથ! નમું શિર નામી જી ॥૭॥

*

## (૧૨૮૨) (૫૪-૯) શ્રી સુવિધિનાથ-જિન સ્તવન

(વીર સમોસર્યા-એ દેશી)

જિન શાસન-થાપક પ્રભુ રે, કેવલજ્ઞાન-દિણંદ ।
ભવ-ભય-ભંજન ગુણનિધિ રે,
તીરથનાથ જિણંદો રે-સુવિધિજિનેસર ।
પૂર્ણાનંદ પ્રધાનો રે-જગ જિન ભયહરુ ॥૧॥
નાથ સુણી તુઝ સંપદા રે, ગાયો અનુભવ કાજ ।
સ્વ-સત્તા જાણણ ભણી રે,
સેવો બોધિંદ-શિરતાજો રે-સુવિધિ૦ ॥૨॥

---

૫ પાપ રૂપ માટ વાદળ

બાહ્ય-નિમિત્તથી સંપદા રે, પુણ્યાશ્રવની રે ખાણ ।
અંતર અંતર ભેદવા રે,
ધર્મ શુક્લ શુભ આણ રે-સુવિધિ૦ ॥૩॥
તુજ વિણ સેવક તણી રે, સાંભળે જન અરદાસ ।
ભવ-ભીરુ ભવ્ય-જીવડા રે,
ચરણ શરણ નિજ વાસ રે-સુવિધિ૦ ॥૪॥
પર ઉપગારી જિનપતિ રે, પરમારથનો રે જાણ ।
પ્રાણ વલ્લભ મન માહરે રે,
સાહિબ તુંહિ સુજાણ રે-સુવિધિ૦ ॥૫॥
તાહરા ગુણ ગિરુઆ તણા રે, સુરગુરુથી ન કહાય ।
પણ બાલિક નિજ સૂત્ર થકી રે,
જલધિ પ્રમાણ કહાય રે-સુવિધિ૦ ॥૬॥
આશ કરૂં પ્રભુ! તુમ તણી રે, અન્ય ન ધારૂં દેવ,
જગજીવન ગણી ગુણ સ્તવે રે,
ભય-ભંજન જિન-સેવ રે-સુવિધિ૦ ॥૮॥



## (૧૨૮૩) (૫૪-૧૦) શ્રી શીતલનાથ-જિન સ્તવન

(કસીયાને કાંઇ તંબૂ-એ દેશી)

તું સુગણાકર સ્વામી
ધનનામી, જિનવર સેવીયે રે-મ્હારા ન.૫જી,
સુખકર શીતલદેવ જિણંદ
તુજ ગુણનો હું રાગી,
સોભાગી જિનવર મારા નાથજી,
જગપતિ ધ્યાનથી પરમાણંદ-તુજ ગુણનો૦ ॥૧॥

*Ii*

ચક્ર સંપત્તિનો ધારી નિરધારી,
સંપતિ શિવ તણી હો મારા૦ !
દેવલ કમલા વિમલાકંત
ભગતજનનો ત્રાતા
સુદાતા જ્ઞાતા લોકને હો ! મારા નાયજી ! .
તુઝ સુખ વલ્લભ સંકર સંત-તુઝ ગુણનો૦ ॥૨॥
અનંત ગુણી ગુણ-આગર,
સાગર નાગર નેહશું હો-મ્હારા નાયજી ! ।
ધ્યાનથી ધ્યાવેં પાવેં સીધ ।
ધ્યાતા ધ્યેયનો કારક,
ભયવાયક, તારક ભવ તણો હો ! મ્હારા નાયજી !
નામથી પામે પ્રાણી નવનિધિ-તુઝ ગુણનો૦ ॥૩॥
તુઝ પદ પંકજ છંડી,
મન મંડી વસથી
મોહથી નેહો મ્હારા નાયજી ! ।
હિત ધર્યા લૌકિક દેવ દયાલ,
વંછિત સુખ મન ભાવક,
વરદાયક લાયક લોકને હો ! મ્હારા નાયજી !
જિણે તુઝ વાણી જાણી રસાલ-તુઝ ગુણનો૦ ॥૪॥
અહો અનંતનો ફિરતાં,
ભવ ધરતાં સાહિબ સાંભર્યા હો ! મ્હારા નાયજી ! ।
તું પ્રભુ ભક્ત-વચ્છલ જિનરાજ,

તે જિન તારક નિજ આતમનો,
પામે સુગતિ પદ ગાજી રે-જિન૦ ॥૪॥
મહેર કરી જગ-મન-મોહનજી,
અ-ખય અ-વ્યય નિધિ દીજે રે।
ગણી જગજીવન તુમ ગુણ ગાવે',
દયાનિધિ સમકિત દીજે' રે-જિન૦ ॥૫॥



## (૧૨૮૮) (૫૪-૧૫) શ્રી ધર્મનાથ-જિન સ્તવન

(દીઠો સુવિધિ જિણંદ-એ દેશી)

ધરમ-જિણેસર દેવ અનંત ધર્મ, ધારણો હો લાલ-
-અનંત૦ ।
પર પર વાદ ઉપાધિ મિથ્યાત-નિવારણો હો લાલ-
-મિથ્યાત૦ ॥૧॥
આગમ સુગતિ વિવેક અ-શેષ હીયેં ધરે હો લાલ-
-અ-શેષ૦ ।
તે જન શ્રી જિનરાજ સંસાર થકી તરે હો-
-સંસાર૦ ॥ ૨ ॥
ભક્ત વત્સલ પ્રતિપાલ દયાલ દયા કરી હો-દયાલ૦ ।
પરમ પાવન તુઝ નામ તારક,
જગમાં તરી હો-તારક૦ ॥ ૩ ॥
તે માટે પ્રભુ ધ્યાન નિધાન ધરી મુદા હો-નિધાન૦ ।
આશ્રવ દૂરિ [1]ઓચેતી સમાધિ ધરો સદા હો-સમાધિ૦ ॥૪॥

---

૧. દઃમેશી,

અવધારો અરદાસ પ્રકાશક જ્ઞાનનો હો-પ્રકાશક૦ ।
જગજીવન જિનરાજ ધીરજ
તુજ ધ્યાનનો હો-ધીરજ૦ ॥ ૫ ॥

❀❀

## (૧૨૮૯) (૫૪-૧૬) શ્રી શાંતિનાથ-જિન સ્તવન

અહો ! મેરે ! નાથ શાંતિ જિણેસર સેવીયે',
સુખદાયક હો સોલસમો જિણંદ
નામથી નવનિધિ સંપજે,
જસ જપતાં હો ! જસ જપતાં સો ! થાયે પરમાણંદ
-જગવલ્લભ જિન શાંતજી-અહો૦ ॥૧॥

હસ્થિણાઉર પૂર શોભતો,
નીતિ પાલક હો ! નીતિ પાલક હો !
વિશ્વસેન ભૂપાલ
રમણી રતિ શામા જિસી અમિય ગુણ હો !
અચિરા સુવિશાલ-જગ૦ અહો૦ ॥૨॥

પ્રભુપદ અનુક્રમે પામીયા,
જગ સ્વામીયા હો ! જગસ્વામીયા હો !
વારી વિષય કષાય,
સુરપતિ પદ સેવિત સદા ।
ભવભીતા હો ! ભવભીતા હો !
જપતાં દૂરી જાય-જગ૦ અહો૦ ॥૩॥

તુજ [1]હૃદય-દ્રહે ગંભીરથી,
વરદાયક હો ! વરદાયક હો !
[2]વરવાહિની સાર

---

૧ હૃદય રૂપ કુંડમાંથી, ૨ શ્રેષ્ઠ નદી,

પ્રાણી ભવ્યામૃત પોષથી
પોષથી પુતસિંધુ મઝાર-જગ૦ અહો૦ ॥૪॥
જિન પ્રભુતા ³ગિરથી થકી,
વિનવીયા હો વિનવીયા હો !
વિભુ ! તારક દેવ ।
પરમાતમ નિધિ સંપજે,
જયકારી હો ! જયકારી હો !
જિનવર નિતમેવ-જગ૦ અહો૦ ॥૫॥
જિન-ગુણ ગાતાં ભવિ લહે,
નિજ સંપદા હો ! નિજ સંપદા હો !
પ્રગટે ગુણ તાસ ।
ગણી જગજીવન ગુણ સ્તવે,
ભવ્ય ભગતી હો ! ભવ્ય ભગતી હો !
ધરી હૃદય ઉલ્લાસ-જગ૦ અહો૦ ॥૬॥

○

## (૧૨૯૦) (૫૪-૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવન

(રાગ રતનગુરુની)

કુંથુ જિણેશર સાહિબારે મનમોહન મહી આહ¹ ।
આતિમ રામી સુંદર ²સજી રે,
આપો આણંદ ઉલ્લાહ-કુંથુ૦ ॥૧॥
એક ગિરાયે અનેકનારે ³કહેવા, સંશય ચૂરણ હાર ।
તારક જગમાં તું તાતજી રે, ધર્મમંડણ જગ આધાર-કુંથુ૦ ॥૨॥

---

૩ વાણીથી

૧ કહેવાય, ૨, જલ્દી, ૩ દુર્ત,

અ-વિનાશી પદ પામીયારે, જગસ્વામીયા શ્રી જિનરાજ ।
મોહમાયા-લીન માનવી રે, થિર તુમ ચરણે થિર થાય-કુંથુ० ॥૩॥
વરદ ભગતિ હીયડે વસીરે, મુઝ [૪]પ્રેખતે [૫]પ્રતિપાલ !
વાહ્યો મુઝ મન વાલહોરે, દેવ સંતનીયો દીન દયાલ-કુંથુ० ॥૪॥
પરમ નિરમલ ગતિ નાથજી રે, નિધિ પામી તે નિરધાર!
વંછિત દાયક લાયક વીનતી રે, અવધારો પ્રાણાધાર-કુંથુ० ॥૫॥
પોર બંદર સંઘ શોભતો રે, શુધ શ્રાવક ધર્મ [૬]સ-ધીર !
દાન-દયાદિ ગુણે દીપતારે,
ચિત નિરમલ ગંગ [૭]સ-તીર-કુંથુ જિણે० ॥૬॥
સંવત અઢાર આઠમાં રે, ગુણ ગાયા કુંથુ જિણંદ !
જગજીવન ગણી ગુણ સ્તવે રે, પ્રભુ !
આપો અધિક આનંદ-કુંથુ० ॥૭॥

⊛

## (૧૨૯૧) (૫૪-૧૮) શ્રી અરનાથ-જિન સ્તવન

(રાગ-વસંત ધમાલ)

સકલ પ્રાણી સુખ-કારણો હો, તારણો ત્રિભુવન સ્વામ ! ।
સુરપતિ-પદ-સેવિત સદા હો, મનમોહન જ્ઞાન-ગુણ ધામ-
-અરનાથ જિણેસર સેવીયે હો !
અહો મેરે જિનજી શિવ-સંપત્તિ દાયક દેવ-અરનાથ० ॥૧॥
ગજપુર નયર વખાણીએ હો, સુદરસણ જિન તાત ! ।
દેવીમાતા-સુત શોભતાં હો,
જિન ત્રાયક જિન જગ ત્રાત-અર० ॥૨॥

---

૪ જુઓ, ૫ હે પાલન કરનાર ! ૬ નિપુણ, ૭ જેવા,

જનમ જાણી સુરસુંદરી હો, આવી હરખ અપાર !
ઓચ્છવ કરતી તિણ ઘરી હો,
ત્રિભુવન-ની પીડની નિવાર-અર૦ ॥૩॥
અનુક્રમે ખટ ખંડ સાધીયા હો, આવીયા ગજપુર ગેહ !
લોકાંતિક ઉપદેશથી હો ! નાથ,
સંયમ લીધો ધરી નેહ-અર૦ ॥૪॥
અષ્ટકર્મ જે અનાદિના હો, અરિયણ તેહ અપાર !
ધ્યાનાનલ કરી તે દહ્યા હો,
વરદાયક કીધા અણગાર-અર૦ ॥૫॥
કેવલ લહી શિવ પામીયા હો, તીરથનાથ દયાલ !
સાદિ-અનંત સુખસંપદા હો,
લહી મોહન દેવ કૃપાલ-અ૦ ॥૬॥
સંવત અઢાર દશ સોળતા હો, ફાગુણ માસ પ્રધાન
કંડોરડે સંઘ-સુખકરુ હો,
ધર્મપીરી વસે દયા-નિધાન-અર૦ ॥૭॥
શ્રી સંઘના આગ્રહ થકી હો, સ્તવિયા અરજિનરાય !
નવનિધિ-દાયક નાથના હો,
ગણી જગજીવન ગુણ ગાય-અર૦ ॥૮॥



## (૧૬૯૨) (૫૪-૧૯) શ્રી મલ્લિનાથ-જિન સ્તવન

(ઢાલ-ગરબાની)

મલ્લિ જિણેશ્વર સાહિબારે લો,
સિદ્ધિપ્રાપ્ય કરુણ જગસ્વામ રે જીરે-
-જયો જયો કેવલ દિનમણિ રે લો
વિષય કષાય દુઃખ વારવા રે લો,
જગ જપતાં મલ્લિ જિન નામ રે-જી રે જયો૦ ॥૧॥
પ્રભુજી ! ભવદુઃખ-[1]આવર્ત ભંજવા રે લો,
[2]લહુ [3]ગંજવા [4]મોહમયંદરે-જી રે જયો૦
એકનિશાયેં અનેકનેં રે લો,
કરુણા-કર હો સુખકંદ રે-જી રે જયો૦ ॥૨॥
દુરગતિ દૂરિ નિવારણો રે લો,
[5]તરી તારણો [6]નીર સંસાર રે-જી રે જયો૦ !
અતિશય ચોત્રીશ ઓપતાં રે લો,
શુદ્ધ વાણી પાંત્રીસ ગુણ સાર રે-જી રે જયો૦ ॥૩॥
વારક મિથ્યાતમ ભવ તણો રે લો,
દૃઢ ધારક શુદ્ધ સ્વભાવ રે-જી રે જયો૦ !
ધ્યાનાલંબી ધીરથી રે લો,
વળિ કીધો [7]વિષ-સ-વિભાવ રે. જયો૦ ॥૪॥
અનુભવ-આગર સાહિબારે લો,
સુખસાગર કેવલ ધામ રે-જી રે જયો !

---

૧ સંસારના ખોટા-ચક્કર, ૨ જલદી, ૩ વશ કરવા, ૪ મોહરૂપસિંહ, ૫ નાવ, ૬ સમુદ્ર, ૭ ઝેર જેવા વિભાવને

જસ ભજતાં કુગતિ નસે રે લો,
મહી વાધે સુજસ જસ ગામ રે-જી રે જયો૦ ॥૫॥
વડોદરા નગર સોહામણો રે લો,
જિહાં સંઘ સકલ સુખકાર રે-જી રે જયો !
ગુરુની ભગતિ કરે ભલી ભાવસૂં રે લો,
હૈયે આંણી હરખ અપાર રે;-જી રે જયો૦ ॥૬॥
સંવત અઢાર ચઉદે સમે રે લો,
ગુણ ગાયા મલ્લિ જિણંદ રે; જીરે-જયો !
ગણી જગજીવન ગુણ સ્તવે રે લો,
દેવ આપો અધિક આણંદ રે-જી રે જયો૦ ॥૭॥



## (૧૨૯૩)(૫૪-૨૦) શ્રી. મુનિસુવ્રત-જિન સ્તવન

(હાલ-રામચંદ્ર કે બાગ)

મુનિસુવ્રત જિનરાજશું મુઝ પ્રીતિ ભલેરી રે લો મુજ૦ !
મધુકર ચાહે કેતકી ચિતચંદ ચકોરી રે લો-ચિત્ત૦ ॥૧॥
કમલ હસે રવિ પેખીને, મેઘ ચાહે મયૂરી રે લો-મેઘ૦ !
વીંઝ ચંહાં વલ્લહો, સુરં ચાહે જ્યોરી રે લો-સુર૦ ॥૨॥
સૌમ્ય સુરતિ જિન તાહરી,
દેખી પ્રીતિ ઘનેરી રે લો-દેખી૦ !
શાંતિ સુધારસ સાપ્રતી નહી,
તુમિ અનેરી રે લો-નહી૦ ॥૩॥
અન્વય-પદની પૂરણી, સુખ સારણિ સહેજે રે લો-સુખ૦ !

ભગતિ તારક ભય-ભંજણી,
મોહ-ગંજણી હોજે રે લો-મોહ૦ ॥૪॥
એહવી ભગતિ હીયડે વસી, જિનરાજ તિહારીરે-જિન૦ !
રત્નત્રયી ગુણ શાલિની,
ફલી આશ અમારી રે. લો-ફલી૦ ॥૫॥
દીવબિંદર સંઘ શોભતો, ધરમી દઢ ભાવે રે, લો-ધરમી૦ !
અઢાર ચોવીસેં માસ ચૈતરે,
ગણી જગજીવન ગાવે રે લો-ગણી૦ ॥૬॥



## (૧૨૯૪) (૫૪-૨૧) શ્રી નમિનાથ-જિન સ્તવન

(ઢાલ-મધુકરની)

નમીશ્વર જિનવર ગાસ્યું,
આતમ રમણ પૂરણ પાસ્યું,
વરદ ગુણે મુઝ મન વાસ્યું રે-નમી૦ ॥૧॥
વપ્રાદેવી સુત મુઝ વાલ્હો,
સાહિબ પંચ સુમતિ વાલો,
ભવ-ભવ-ભ્રમણ થકી ટાલો રે-નમી૦ ॥૨॥
અષ્ટ-કરમ-દલ જિન ફૂરો,

અંતર અંશે ગુણ થાયે
લોકાકાશે નવિ માયે,
તો સુરગુરુ ગિરથી કિમ ગાયે રે-નમી૦ ॥૫॥

વાલેસર વંછિત કીજે,
દુખ-અઘ-દાટ શિવ દીજે,
પ્રભુગુણ-શ્રવણ પરમ પીજે રે-નમી૦ ॥૬॥

દીવબંદર સંઘ સુખદાતા,
ધરમી ધની આગમ-જ્ઞાતા;
દાની દીન પ્રતે ત્રાતા રે-નમી૦ ॥૭॥

સંવત અઢાર પચવીસ વાસે
જિન ગુણ સ્તવ્યા આશ્વિન માસે,
ગણી જગજીવન ઉલ્લાસે રે-નમી૦ ॥૮॥

●

## (૧૨૯૫) (૫૪–૨૨) શ્રી નેમિનાથ-જિન સ્તવન

સમુદ્રવિજય સુત નેમ નિરાગી,
રાણી શિવાદેવી નંદ આનંદકારી હો-યાદવ કૈસે બને!
દિલ જાની અમબારી હો-યાદવ૦ ।।

કૃષ્ણ-નરિંદકી આયુધશાલા,
તિહાં જિનજી કીડં બલ ભારી હો!-યાદવ૦ ॥૧॥

શંખ શબ્દ સુણી કંપ્યો મુકુંદા,
કોઉ નારાયણ ભયો અહંકારી હો-યાદવ૦ ।

૧ શ્રીકૃષ્ણ.

રાજ-સભાંજન-તુઝ બલ દેખી,
[2]હરી વિચાર્યો પરણાઉં એક નારી હો–યાદવ૦ ॥૨॥
પુત્રી ઉગ્રસેન ભૂપતિ કી,
રૂપે રંભા રાજીમતી પ્યારી હો-યાદવ !!
વ્યાહે આએ સબ યાદવ જુગતેં,
મૃગી દેખ કેં [3]બરદપે પુકારી હો–યાદવ૦ ॥૩॥
અવધિ કરી સબ મનોગતિ જાની,
દીનાનાથ દયા મનિ નિરધારી-હો–યાદવ૦
ખેચર ભૂચર બંધ નિવારી,
રથ ફેરી ગયો ગિરનારી-હો–યાદવ૦ ॥૪॥
એસેં ન કીજેં નાહ ! [4]નિ-હેજા,
અષ્ટ–જનમકી પ્રીતિ વીસારી હો–યાદવ૦ ।
દીન-દયાલા નામ [5]તુસાડા,
નાથ ! અનાથકી દયા ન વિચારી હો–યાદવ૦ ॥૫॥
છોરી ચલે જિનમે નહી બોલું,
તુમ ચરન સરનકી બઈથેરી હો–યાદવ૦ ।
સંયમ લીનો જિન સમીપેં,
પ્રભુ–પ્રીતિકી જાનું બલિહારી હો–યાદવ૦ ॥૬॥
કઠિણુ કરમ ચૂરી શિવપદ પાએ,
ભવિલોક જીવ જિનહિતકારી-હો–યાદવ૦ ।
શિવ-સુખ-સાગર નેમિ-જિણંદા,
ગણું જગજીવન જયકારી હો–યાદવ૦ ॥૭॥



ચાતક મુનિ હે, કરે તવ પારણું,

અનુભવ સ્વાદ રસ રંગ ।

અ-શુભાચાર હે [11]નિંદણ તૃણ [12]નીગરયા,

[13]મતી-પ્રણુમણ બીજ અભંગ-સુગુણ૦ ॥૬॥

[14]પંચ-જામ ધર્મ હે, [15]કરસણ નીપનો,

સાધ્ય-ભાવેં નિજ થાય ।

રત્નત્રઈ હે ક્ષાયિક ગુણ ઉપનો, પરમાતમ ભઈટાય-સુગુણ૦ ॥૭॥

મૂલ સ્વભાવ હે, પ્રબલ[16] શસ્ય સંપનો

આતમ-ઘર સુ-વિશેષ ।

પ્રભુ-ઉપદેશે હે, ધારાધરથી થયો,

પરમ-સુભિક્ષ સુઝ દેશ-સુગુણ૦ ॥૮॥

જિન ગુણ લંબી હે જે જિનને ભજે,

કરશણ શુદ્ધ થાયે કામ ।

જ્ઞાન ચરણ હે, વીર્ય પ્રયોદથી,

કર્માભાવે વસેં શિવ ધામ-સુગુણ૦ ॥૯॥

ગીર અંદર હે, સકલ સંઘ-સુખ કરૂ,

રસ-ખ-ગજ-શશિ વર્ષ પ્રમાણ ।

જેન ગુણાલંબી હે, જે જન જિનનેં ભજે,

શુભ પોષ માસેં હે, પારસ જિન ગુણ સ્તવ્યા,

મણી જગજીવન શુભ વાણુ-સુગુણ૦ ॥૧૦॥

---

૧ નીંદવા લાયક, ઉખેડવા લાયક, નકામા, ૧૨ દૂર થવા, ૧૩ રતિધારીઓને પ્રણામરૂપ સુંદર બીજ, ૧૪ પંચ મહાવ્રત, ૧૫ તી. ૧૬ અનાજ.

## (૧૨૯૭) (૫૪-૨૪) શ્રી મહાવીરસ્વામી-જિન સ્તવન

(ઢાળ-ગરબાની)

(હાં રે મુને ધરમ જિણંદશું એ દેશી.)

હાં રે વાલો! વીર-જિણેસર શિવસુખનો દાતાર જો,
અનુભવ-રસનો સાગર ત્રિભુવનનો ધણી રે લો।
હું તો કાલ અનંતો ભમતો ભવનિધિ માંહિ જો,
પૂરણ સુકૃતે જાણી વાણી જિનતણી રે લો. ॥૧॥

હાં રે પ્રભુ! જિન નિરખ્યાથી નાવે બીજા દાયજો,
હરિ-હર બ્રહ્મ પુરંદર દેવા ઇંધુ મહી રે લો।
પ્રભુ વીર-ગુણ રયણે રીઝ્યું માહરૂં મનજો,
દેવ અનેરા મન ભિંતર રાચે નહી રે લો. ॥૨॥

શુદ્ધ-ધરમ ન જાણે નય-ઠાંણે પરિમાણજો,
વાતલડી વિગતા લીયે જગ-જન ભોલવ્યા રે લો।
જિન પરમ-અહિંસક ભાર વિના નહિ સિદ્ધિ જો,
બાહ્ય-નિમિત્તે રાચી આતિમ રોલવે રે લો. ॥૩॥

પ્રભુ પંચમ-આરે દક્ષિણ ભરત મઝારિ જો,
તે નરને સમકિતની સંપત્તિ દોહિલી રે લો।
જે જિન ગુણ રાચે મન સાચે મહારાજ જો,
તે જનને શિવ સંપત્તિ પ્રાપતિ સોહિલી રે લો. ॥૪॥

સંઘ સુખકરા શ્રાવક દોલતણા દાતાર જો,
સદ્ગુરુ સેવા સારે મન સુધે ભલી રે લો।

અઢાર ચોવીસ કહે ગણી જગજીવન ગણ ધારને,
વીર જિણંદ વિનવતાં મન આસ્યા ફલી રે હો. ॥૫॥

---

સંવત ૧૮૨૬ના ચૈત્ર વદિ ૧૩ ને વાર ચંદ્રે
પૂ. ઋષિ શ્રી રૂપદેવજી તત્ શિષ્ય પૂ. ઋષિ શ્રી ૫. ।
વાલ્હોજી જી તત્ શિષ્ય લિખિતં
ઋ. સોમચંદ્ર ભાવનગરે બિંદરે ॥



श्रीवर्द्धमान-स्वामिने नमः

## પં. શ્રી જિનહર્ષજી કૃત
## જિન-સ્તવન ચોવિશી
(૫૫)

### (૧૨૯૮) (૫૫-૧) શ્રી ઋષભદેવ-જિન સ્તવન

(રાગ વેલાવલ)

રે જીવ! મોહ મિથ્યાતમેં, કયું સુંગયો ? અજ્ઞાની! ।
પ્રથમ-જિણંદ ભજે ન કયું, શિવ-સુખકો દાની-રે૦ ॥૧॥
ઓર દેવ સેવે કહા, વિષયી કે માની ।
તરી ન શકે તારે કહા, દુરગતિ-નીશાની-રે૦ ॥૨॥
તારણ તરણ જહાજ હૈ, પ્રભુ ! મેરો જાની ।
કહે જિનહર્ષ સુતારીયે, ભવ-સિંધુ સુજ્ઞાની-રે૦ ॥૩॥



### (૧૨૯૯) (૫૫-૨) શ્રી અજિતનાથ-જિન સ્તવન

(રાગ ભૈરવ)

સ્વામી અજિત-જિન સેવે ન કયું,
જો તું ચાહે શિવ-પટરાણી ।
ઓર સકલ તજી [1]કથા [2]વિરાણી,
અહનિશ કીજીયે પ્રભુજીકી કહાણી-સ્વામી૦ ॥૧॥

[1] વાતો [2] અશુભ,

ભવ-વન [3]સઘન અગની પ્રજલાણી,
મિથ્યા-રજ-[4]મજ પવન ઉડાણી ।

જૈસે તેલ પીલનકું ઘાણી,
તૈસે કરમ પીલણ પ્રભુ-વાણી-સ્વામી૦ ॥૨॥

ક્રોધ-દાવાનલ [5]પાવસ પાણી,
ઉજ્જ્વલ નિરમલ ગુણ-મણિ-ખાણી ।

કહે જિનહર્ષ ભગતિ મન આણી,
સાહિબ! દો અપની [6]સહીનાણી, સ્વામી૦ ૩

●

## (૧૩૦૦) (૫૫-૩) શ્રી સંભવનાથ-જિન સ્તવન

(રાગ-ગોડી)

અબ મોહે આપણો પદ દીજે ।

કરૂણા-સાગર કરુણા કરકે,
નિજ ભગતકી અરજ સુણી જે-અબ૦ ॥૧॥

તુમ હો! નાથ! અ-નાથ કે [1]પીહર,
અપણે ભવથેં તારીજે ।

તુમ સાહિબ હું ફિરૂં ઉદાસી,
પ્રભુકી પ્રભુતા ક્યા કીજે?-અબ૦ ॥૨॥

તુમ હો! ચતુર ચતુંગતિ કે દુઃખ,
મેટો અબ સેવક હિત કીજે ।

કહે જિનહર્ષ સંભવ જિનનાયક!
દાસ નિવાજી જગત જસ લીજે-અબ૦ ॥૩॥

---

... નિશાની ૧ રક્ષક.

## (૧૩૦૧) (૫૫-૪) શ્રી અભિનંદન-જિન સ્તવન

(રાગ-નટ)

મેરો પ્રભુ ! સેવકકું સુખકારી ।
જાકે દરશને વાંછિત લહીયે,
સો કૈસે કીજે વારી-મેરો૦ ॥ ૧ ॥
હૃદયે ધરીયે સેવા કરીયે, પરિહરી માયા [1]મતવારી ।
તું ભવ-દુઃખ-સાયરથી તારે,
પરમાતમ આતમ-ઉપકારી-મેરો૦ ॥૨॥
એસો પ્રભુ તજી ઓર ભજે જો,
કાચ ભજે સો હી મણિ હારી ।
અભિનંદન જિનહર્ષ ચરણ ગ્રહી,
ખરી કરી મનસેં એક-તારી-મેરો૦ ॥૩॥

## (૧૩૦૨) (૫૫-૫) શ્રી સુમતિનાથ-જિન ર

(રાગ-કેદારો)

જીઉ રે ! પ્રભુ-ચરને ચિત્ત લાય ।
સુમતિ ચિત્ત ધરી સુમતિ-જિનકો,
ભજન કરી દુઃખ જાય-જીઉ૦ ॥
મોહ-માયાકી મહા-જાલમેં, કયું રહ્યો ! તું મુંઝાય ।
અંતે જમ જબ આઈ પકરે,
[2]કાહું પે ન રહાય-જીઉ૦ ॥ ૨

૧ પ્રબળ, ૨ કોઇ પણ રીતે

ભવ અનંત દુખ ટારવેકું, ક્યું ન ઘટે ઉપાય ! ।
જિનહર્ષ પ્રભુ મુક્તિકો દાયક,
પ્રીતિ અચલ બનાય-જી૦ ॥૩॥

## (૧૩૦૩) (૫૫-૬) શ્રી પદ્મપ્રભ-જિન સ્તવન

(રાગ-કનડો)

હો ! જિનવર ! અબ તો મહેર કીજે,
નિજ-પદ-સેવા દીજે ।
દરસણ દેહુ દયાલ ! દયા કરી, [1]ખીકું મન [2]ધીજે-હો૦ ॥૧॥
હો ! [3]એકતારી ધારી મેં તુમશું, અપનો કરી જાનીજે ।
ઓર સભી સુર નટ વિટ જાણી,
નિરખી-નિરખી મન ખીજે-હો૦ ॥૨॥
અંતરજામી અંતરગતકી જાણો કહા કહીજે ? ।
પદ્મપ્રભ ! જિનહર્ષ તુમારી,
[4]સોમ-નજરશું જીજે-હો૦ ॥૩॥

## (૧૩૦૪) (૫૫-૭) શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તવન

(રાગ-દેવગંધાર)

કૃપા કરી સ્વામી ! સુપાસ ! નિવાજો ।
તુમ સાહિબ હું ખીજમતગારી,
એહી જ સગપણ તાજો-કૃપા૦ ॥૧॥

૧ નિરાશ થયેલ, ૨ પ્રસન્ન થાય, ૩ ઉત્કટ પ્રીતિ, ૪ પ્રસ[illegible]

તુમહી ¹છોરી અવર શું ધ્યાઉં, તો પ્રભુ ! તુમહી લાજે
ભગત-વત્સલ ભગતનકે સાહિબ,
તા કારણ દુઃખ ભાજે-કૃપા૦ ॥૨

પ્રભુ મધુર-કર સબરસ કે નાયક હો, સહૃદય કમલ વિરાજે
ચરણ શરણ જિનરાજ કીયે મેં,
ભયે નિરભય અબ ગાજે-કૃપા૦ ॥૩॥



## (૧૩૦૫) (૫૫-૮) શ્રી ચંદ્રપ્રભ-જિન સ્તવન

(રાગ-સામેરી)

ચંદ્રપ્રભ અષ્ટ-કરમ-ક્ષય-કારી ।
આપ તરી ઓરનકું તારે,
આપણો બિરૂદ વિચારી-ચંદ્ર૦ ॥૧॥

જિન-મુદ્રા સુપ્રસન્ન પ્રભુજીકી, ઉલસત નયનાં નિહારી ।
સુંદર સુરતિ મૂરતિ ઉપરે,
જાઉં હું બલિહારી-ચંદ્ર૦ ॥૨॥

ઐસી તનકી છબી ત્રિભુવન મેં, ઓર કિસી નહિ ધારી ।
તોહી ચરણ જિનહર્ષ ન તજીયે,
દુખીયનકું ઉપગારી-ચંદ્ર૦ ॥૩॥



---

૧ છોડીને,

